# સુંદર અને વિદ્યાનંદ

## અથવા

# પ્રેમનો ચિતાર

## ભાગ ૧ લો.

---

નવલ કથા.

---

કર્ત્તા,

નરભેશંકર પ્રાણજીવન દવે, એમ. એ.,

પ્રોફેસર, સામળદાસ કોલેજ,

ભાવનગર.

---

બીજી આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

---

પ્રકાશક,

બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहे ।
आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ॥

---



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

---

મૂલ્ય સવા રૂપીઓ.

*The current that with gentle murmur glides.*
*Thou knowest, being stopped, impatiently doth rage.*
*But when his fair course is not hindered,*
*He makes sweet music with the enamelled stones,*
*Giving a gentle kiss to every sedge,*
*He overtaketh in his pilgrimage.*
*And so by many winding nooks he strays,*
*with willing sport to the wild ocean.*

*Shakespeare.*

શ્રી "સત્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ
ગાંધીએ છાપ્યું.
ખાડીઆ,—અમદાવાદ.

ગૂર્જર સાક્ષર-મણિ,

**રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,**

બી. એ.

સુહૃદ બંધુ;

દેવી સરસ્વતીને શ્રદ્ધાપૂર્વક અહોનિશ અભિષેક કરતા ચંદ્ર'દ્વારા તે સમયે ઉછરતા લેખકો ઉપર અમી ચંદ્રવત વર્ષાવતા, સ્વર્ગસ્થ રા. બા. હરિલાલભાઈના,—જેમને આ 'નવલ'ની પ્રથમાવૃત્તિ અર્પિત થઈ હતી તેમના-આપ અનુજ છો અને તેમની સહૃદયતા અને વિદ્વત્તાના વારસ છો, સંસ્કૃત વાણીના મોહબદ્ધ ઉપાસક હોઈ તેનાં જવાહીરના મોહક ગૂજરાતીમાં પ્રાસાદિક ઉતારનારા છો, ગૂર્જર—ગિરાના અનન્ય ભક્ત છો અને તેની સાહિત્ય સમૃદ્ધિના સંગીન વધારનારા છો, મારા ઉપર આપનો બંધુભાવ એવો છે કે આપની પાસે આવતાં કોઇ અલૌકિક આનંદનો ભાવ મને સ્ફુરે છે; ઈત્યાદિ આપનાં સૌજન્ય, સહૃદયતા, અને સરળતાથી મુગ્ધ બની આ 'નવલ' હું આપને અર્પું છું તે સ્વીકારશો.

લી. જેને આપ આપનો<br>
લઘુ બંધુ જ ટેવો છો તે<br>
**નરભેશંકર.**

## હૃદય—સ્ફુરણા.

જય ! જય ! જય ! ગુર્જરી ગિરા, નમું પદ તોરા, ગુણ હું ગાઉં,
છમ્ છમ્ છમ્ કરતી નાચ છબીલી, જોઇ દિલ હરખાઉં;
નહિ આજ મને કંઇ આશ, આશ તુજ હાસ, પાસ હું આવું,
તુજ કૃપા વિણ હું ક્યાંથી, મોંડાસજ લાવું.

તુજ કૃપા વિણ નર કંઇક,
ગયા નર કંઇક;
રહ્યું નહિ કોઇ,
રહ્યો હું મોહી.

છમ્ છમ્ છમ્ કરતી નાચ છબીલી, જોઇ દિલ રહું જોઇ. 1

તે માટ કૃપા કરી હાથ, ટેકવ મુજ માથ, હું આજ સોહાઉં,
રૂમ્ ઝુમ્ ઝુમ્ કરતી નાચ રસિલી જોઇ દિલ ખુશી થાઉં,
વળી ઘુઘરીઓ ધમકાવ, દઇ કર તાલ, હાલ ઉપજાવે,
બહુ શ્રોતાજનનાં શીશ ડોલતાં લાવે.

તુજ પ્રસાદી વિણ નહિ કંઇ,
તુજ કૃપા વિણ નહિ કંઇ;

તુજ કૃપા હોય તો મળે, કહીંયી જડે, નહિ તો અટવાઉં,
છમ્ છમ્ છમ્ કરતી નાચ છબીલી, જોઇ દિલ હરખાઉં. ૨

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

———:૦:———

લગભગ પચીસેક વર્ષ પેહેલાં લખાએલા અને બાવીશેક વર્ષ પેહેલાં બહાર પડેલ આ 'નવલ'ને ગુજર્જર બંધુઓની સમક્ષ, લાંબી તંદ્રામાંથી એકાએક આળસ મરડીને બેઠા થતા મનુષ્યની માફક, ખડું થવાનો જે આનંદકારી પ્રસંગ પ્રાપ્ત થાય છે તેને માટે હું, 'ગૂજરાતની ગર્જના' નો ઘોષ કરનાર અને 'સુભગા' જેવુ મનોહર અને રમ્ય પાત્ર આળેખનાર મારા સુહૃદ્ય મિત્ર રા. રા. ચુનીલાલ વર્દ્ધમાન શાહની પ્રેરણા અને પ્રયાસને આભારી છું. વૃત્તિઓ અને સંજોગોનું બળ મનુષ્યના જીવનમાં લગભગ અનિવાર્ય હોય છે. મારૂં આળસ, સ્વભાવનું એકમાર્ગી જીવન, જીવનની એક પછી એક છલકાઇ જતી આવશ્યકતાને લીધે વૃત્તિનું તેમાં રોકાણ, ઇત્યાદિ કારણોને લીધે આવા 'નવલ'ને એકથી વિશેષ આવૃત્તિઓ જોવાનો સમાસ છે એમ જાણવા છતાં, તેનાથી અદ્યાપિ પર્યંત દૂર જ રહેવાયું છે. પરંતુ 'દયાકુંવર' ના સદ્‌ભાગ્યે બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના સાહિત્ય–પ્રેમી પુત્ર ભાઈ ગોવિંદરાવમાં તેને પિતા મળી ગયો, અને તેથી હવે તેનો છૂટકો વેહેલો થઇ જશે એવી આશા મને રહે છે. મને ખાત્રી છે કે દીકરીના લાવણ્યથી મુગ્ધ બનેલ આ પિતા પોતાના ગજા પ્રમાણે બાહ્ય શૃંગાર સહીત સંસારની યાત્રાએ તેને મોકલવા ચૂકશે નહિ.

આ 'નવલ'ની આકર્ષક શક્તિ વિષે મને મૂળથી જ શંકા નહોતી, અને તેવા ઉદ્‌ગાર મેં તેમાં કાઢયા પણ છે. છતાં 'કાઠીકાવાડી' ની સંજ્ઞાથી તે પ્રથમ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું, તેનું કારણ માત્ર એટલું જ કે સામાન્ય નામે ચડતાં વાંચનારનું ચિત્ત વાર્તામાં જ એકાગ્ર થાય. હવે તો મારૂં મૂળ નામ જ એ સંજ્ઞાની સંજ્ઞા થઇ પડી છે, એટલે વિશેષ લખવાની જરૂર જ હવે રહી નથી. પરંતુ તે સમયના માસિક અને વર્ત્તમાન પત્રોમાં આ 'નવલ'ની સંતોષકારક નોંધ લેવાઇ હતી, અને તેમાં 'આવો ચુનંદો લેખક જનાનખાનાની બીબી મીસાલ પોતાનું નામ છૂપાવીને પરદેનશીન કેમ રહ્યો હશે તે સમજાતુ નથી' એવો માસિક મજાહનો મીઠો પણ પુરૂષને સ્ત્રીની ઉપમા આપતો તે સમયનો ઉદ્‌ગાર સ્મૃતિમાં ચોંટી

રહ્યો હતો તેનો પ્રત્યુત્તર–પ્રસવ, તે રસિક પારસી બંધુની ભાષામાં બોલું તો, આજે આમ થઇ જાય છે.

બીજો ભાગ બહાર પાડવાનું સ્ફુરણ હવે થયું છે, અને બનતા પ્રયાસે જલદીથી તે બહાર પડી જશે એવી ઉમેદ છે.

અમદાવાદ,
વિક્રમાર્ક સંવત ૧૯૭૩,
વૈશાક સુદિ છઠ, શુક્રવાર.

ન. પ્રા. દવે.

---

## પ્રસ્તાવના.

### ( પ્રથમ આવૃત્તિ. )

---

કારણ વિના કોઈ કાર્ય થતું નથી. કાર્યની સફળતા કારણ ઉપરથી પણ કલ્પી શકાય છે. સ્વાર્થી દુનિયામાં મનુષ્યનો યત્ન કોઇ પણ ઉદ્દેશ વિનાનો નથી હોતો. ઉદ્દેશ ઉપરથી મનુષ્યનું મનુષ્યત્વ પણ જણાય છે. આ ક્ષણિક સંસારમાં લક્ષ્મી તો માત્ર વ્યવહાર પ્રસંગમાં જ આવી શકે છે. ઘણા તારાઓ આ સંસાર—આકાશમાં ઉગી, આથમી ગયા. તેમને લક્ષ્મી અંતે કાંઇ કામમાં આવી નથી. તેમનાં નામ આપણી જીભના ટેરવા પર રહેલાં છે, એ તેમના કાર્યને લીધે જ. સુભાગ્યે જ લક્ષ્મીવાનની લક્ષ્મી આવા કામમાં સાધનરૂપ બને ખરી; પરંતુ એ દશાના ભાગ્યહીનને બીજા રસ્તા શોધવા પડે છે. ફક્ત પ્રયત્ન કરવો એ જ એમના હાથમાં રહે છે. સફળતાની દોરી ઇશ્વર પોતાના હાથમાં રાખે છે. દરેક માણસમાં આ સ્વાર્થ હોય છે પણ સ્વાર્થમાં પરમાર્થ બની શકે તો જ તે ઉત્તમ છે.

હાલના વખતમાં નવલકથાનું ઘેલુ લોકોમાં પ્રસરેલું છે. કાંઇ પણ કારણ મળતાં, તેને કલ્પિત અસંબદ્ધ કથાઓના આકારમાં ગોઠવી તેનાં ભુંગળાં ફુંકવા માંડે છે. કુદરત આગળ કાંઇ અશક્ય નથી; અશકયમાં અશકય પણ એની આગળ શકય છે. પણ વાર્તારૂપે નવલકથામાં પાત્રોને જેમ તેમ નચાવવાં, એ નબળા મનના જનસમુહને ખરાબ રસ્તે દોરવા જેવું છે. સર્વ ગ્રંથકારે આ બા-

બત ધ્યાનમાં રાખવાની બહુ જરૂર છે. વિશેષે કરીને નવલકથાના ઉદ્દેશ બહુ ઉંચા હોવા જોઇએ; કારણ કે, નવલકથા લોકોથી વધારે વંચાય છે.

આર્ય સંસારમાં પાશ્ચાત્ય દેશના વિચારો, તેમ જ તેનું અનુકરણ અત્યારે એટલો પગપેસારો કરી ગયું છે કે સર્વ વિદ્વાનોનું લક્ષ્ય એ તરફ હાલ ખેંચાયલું છે. પરંતુ મારૂં લક્ષ્ય આ સંસારમાં જ પરોવાયું. મારૂં એ લક્ષ્ય કાંઇ નવું નથી. સર્વ વિદ્વાનોના લક્ષ્યમાં એ વાત અસલથી જ હતી અને હજી પણ છે. પરંતુ આર્ય સંસારની ખામીઓનો ખરો, હૃદયવેધક ચિતાર આપવાનું મને મન થયું, અને એ ઉપરથી આ ગ્રંથની યોજના ઉદ્ભભવ પામેલી છે.

સંસ્કૃત તથા પ્રાચીન કવિઓની પ્રથા, કેવળ જે સારૂં જ છે તે લખવા તરફ મૂળથી જ છે. નરસું પ્રસંગમાં આવે તો શામાટે તે સંબંધી ન લખવું? વસ્તુતઃ સંસારમાં ઘણી વખત બને છે, તેમ તો ન લેવાય, પણ શિક્ષારૂપે નરસાનો પ્રસંગ ઉપયોગમાં લેવા શી હરકત હોય? નરસાનું પરિણામ નરસું આવે, તો લોકોનો એ પાત્ર તરફ અણગમો થાય. એમ થાય તો શિખામણ રૂપે જ થયું, અને સારાના જેટલો જ એણે ફાયદો કર્યો કહેવાય; એટલા માટે જ વિદ્યાનંદ અને સુંદર બંને ઉલટા સ્વભાવનાં પાત્રોનો દાખલો છે. સદ્ગુણના સુયશની સાથે દુર્ગુણના અપયશનું ચિત્ર જોડાજોડ પડવાથી સદ્ગુણ દીપી નીકળી વધારે દૃઢ થશે એ મારી કલ્પના છે; માટે જે ધારણાથી મેં એ લખવા હિંમત કરી છે, એ ધારણા વાચકવર્ગના ધ્યાનમાં ઉતરશે, તો હું પોતાને કૃતકૃત્ય થયો સમજીશ. કોઇ પણ રસમાં ઉતર્યા પછી એ રસને દીપાવવો એ કવિનું તેમ જ ગ્રંથકારનું કામ જ છે. નર્મદાશંકર કવિ કહે છે કેઃ—

> સ્વભાવ ગુણ ચિતર્યા જહાં, વિધાને રીતભાત;
> જગલીલા જોસ્સા તણા, ઉત્તમ કવિતા જાત.

ભાષા, તેમ જ તેના ગુણદોષ કેવા છે, તે બતાવવું એ મારૂં કામ નથી; એ કોઇ વિદ્વાન કરશે. પરંતુ નવલકથાનો ઉદ્દેશ વાચકવર્ગને કેવળ આનંદ આપવાનો જ નથી; તેમ પોતાના મનમાં જે આવ્યું તે બોલી બતાવવામાં પણ નથી. વિદ્વાન લોકો એનું તારણ કરે છે–મંથન કરે છે અને વાર્તાના દહીંમાંથી સાર અને ખૂબીઓનું

માખણુ વલોવી લે છે. તેમની સેવા માટે પણ બનતો પ્રયત્ન કરવો જોઇએ. અજ્ઞાન જનમંડળ તેમ જ સ્ત્રી—વર્ગમાં જીજ્ઞાસા હોય છે, માટે તેમની જીજ્ઞાસાને વખતોવખત ઉત્તેજીત કરી, તેની સાથે તેમને બોધનો ઘુંટડો પણ ઉતારી દેવો જોઇએ. સાધારણુ વર્ગમાં રસિકતા ઉત્પન્ન કરવાને વાર્તાના ગૌણુરૂપને અલંકારથી શણુગારી રસિક કરવું જોઇએ. અમુક દેશની રીતભાત અને ભાષાનું જ્ઞાન પણુ નવલકથામાંથી લઇ શકાય છે, માટે અમુક વખતની કે ચાલતી રૂઢીને ધ્યાનમાં રાખીને જ વસ્તુસંકળના થવી જોઇએ. પાત્રો ઉપરથી લોકોને અનુકરણુ કરવાનું મન રહે, માટે પાત્રોને બહુ ઉંચા રાખવા ન જોઇએ. અભણુ વર્ગને નવલકથામાંથી ભાષા શીખવાનુ બની આવે, માટે ભાષા શુદ્ધ અને સરળ જોઇએ; આ સિવાય અનેક ગુણુ નવલકથામાં સમાયલા છે; અને થોડે ભાગે પણુ વાંચનારનો આમાંથી કોઇ પણુ ઉદ્દેશ પાર પડે તો તે પણુ એક સંતોષની વાત છે.

મારા એક વિદ્વાન સ્નેહીએ પ્રુફ જોવામાં તથા અથથી ઇતિ સુધી વાંચતાં પ્રસંગોપાત સૂચના કરેલી છે તેને માટે તે ભાઇનો અહીં ઉપકાર માનું છું.

આ કથાને કોઇપણુ પ્રકારે, કોઇની સાથે આંગિક સંબંધ નથી. માત્ર મારી અલ્પ મતિ પ્રમાણે જનસ્વભાવનું ખરેખરૂં ચિત્ર આપવાનો પ્રયાસ કર્યો છે.

ગઢડા,<br>વિક્રમાર્ક સંવત્ ૧૯૫૧ ના<br>આશ્વિન શુદિ ૧૦. } કર્ત્તા.

*How use doth breed a habit in a man!*
*These shadowy, desert, unfrequented woods,*
*I better brook than flourishing peopled towns;*
*Here can I sit alone, unseen of any,*
*And to the nightingale's complaining notes;*
*Tune my distresses, and record my woes;*
*O, thou! that dost inhabit in my breast,*
*Leave not the mansion so long tenantless,*
*Lest, growing ruinous, the building fall,*
*And leave no memory of what it was.*

* * * *

*Thou, gentle nymph! cherish thy forlorn swain,*

* * *

*These are my mates that make their wills their law*
*They love me well, yet I have much to do,*
*To keep them from uncivil outrages.*

*Shakespeare.*



## હૃદય-ચીર.

* તુજ નયન દેખી દિલડું દ્રવ્યું, કહું, એ રસિલી.
શું પડદે રહી મુખડું ધર્યું, અલી એ રસિલી.
નયનથી દિલ ઉઘડી ગયું, કહું એ રસિલી.
તુજ પ્રતિબિંબ એ પળમાંહી ગ્રહ્યું, અલી એ રસિલી.
ફરી લબક ઝબક દેખાડ, મુખ તું, એ રસિલી.
શા ચંચળતાના ઘાટ ! નિરખું, એ રસિલી,
ગ્રહતાં ગ્રહતાં બીજ વધી ગયું, કહું એ રસિલી.
ફળતાં ફળતાં મન લચી ગયું, અલી ! એ રસિલી.
લચી તો શીદ હવે શરમાય, કહું છું એ રસિલી
મુખ સંતાડયે શું થાય ? સમજ, અલી, એ રસિલી.
અરે ! સમજ, સમજ ! દિલ ડર નહિ ખા, અલી ! એ, રસિલી.
ગ્રહું તોયે પાછળ પાછળ, કાં જા ? તું રસિલી.
લાવ્યો છું કાઢી બહાર, પકડી, એ રસિલી.
તો થાજે હવે તૈયાર, તું અલી ! એ રસિલી.
હવે, કર તારો તું ઉપાડ, સ્નેહ ધરી રસિલી.
[1]વડીલોની આગળ લાડ, છે અલી એ રસિલી,
શરમ નહિ તેવા તણી, અલી એ રસિલી.
પથ્થર લે જે મૂકી મણિ, અલી એ રસિલી.
પણ તું તો હિંમત રાખ; કહું છું એ ! રસિલી.
લાડીને સુધારસ ચાખ, તું અલી ! એ રસિલી,

---

* "મા પાવા તે ગઢથી ઉતર્યાં, મા કાળીરે" એ ઢાળ છે. અન્યોક્તિ છે. મુગ્ધાનું ચિત્ર છે, અને નવલકથાને અત્ર લાગુ પડતું છે.

1 વિદ્વાનરૂપી વડીલો.

# અનુક્રમણિકા.

| વિષય. | | | પૃષ્ઠ. |
|---|---|---|---|




નરભેશંકર પ્રાણજીવન દવેકૃત

# પુસ્તકો.



| | કિમ્મત. રૂ. આ. પા. |
|---|---|
| ચંદ્રા અથવા દુઃખદ વાદળું અને વચ્ચે રૂપેરી દોરો. | ૦-૧૨-૦ |
| જુલિયસ સીઝર. | ૦-૧૨-૦ |
| ઓથેલો. | ૦-૧૨-૦ |
| મેઝર ફોર મેઝર અથવા થાય એવા થઇએ તો ગામ વચ્ચે રહીયે. | ૧—૦-૦ |
| વેનિસનો વેપારી. | ૧—૪-૦ |
| ચંદ્ર રમણ અથવા પ્રેમની આંટીઘુંટી. | ૧—૦-૦ |
| યુરોપીય પ્રજાના આચરણનો ઇતિહાસ. ( ગુજરાત વર્નાક્યુલર સો. છપાવે છે. ) | (છપાય છે.) |
| હેમ્લેટ. | ૧—૮—૦ |
| અદ્વૈત મુક્તાવલી. ( વેદાંત પ્રક્રિયાનો અત્યુત્તમ ગ્રંથ. ) પ્રકરણ, મનન, વિવેચન અને પાશ્ચાત્ય ફીલસુફીની પ્રસંગોપાત્ત સરખામણી સહિત ઘણીજ સરળ ભાષામાં. | ૨—૦-૦ |

મળવાનું સ્થળ:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા, અમદાવાદ.

# સુંદર અને વિદ્યાનંદ.

અથવા

# પ્રેમનો ચિતાર.

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### ભેદ ભરેલી બીના.

"सुघरनकी उघरन लगी, कुघरनकी सी बात,
अरे समा ! क्रूलक्षणा, तुजपर पर्यो न घात."

મુંબઇ એ હિંદુસ્તાનમાં હાલને સમયે ઘણું પ્રખ્યાત શહેર છે. પૂર્વ તરફના વિસ્તીર્ણ વેપારનું તે જાણે મથક છે. ભરતખંડમાંથી પ્રતિ પખવાડીએ વિજાતીય પ્રજાથી ઘસડાઇ જતી અનંત લક્ષ્મીનું તે જાણે પુનઃ--પ્રસવસ્થાન છે. દેશી કારીગિરીનો તે જાણે નમુનો છે. સરસ્વતીમંદિરની તે જાણે શોભા છે. સંસ્કૃત વિદ્યાના અભ્યુદયનો તે જાણે આશ્રય છે. હરહમેશ વધતા જતા પરિચયને લીધે ઇંગ્રેજી વિદ્યાનું તે જાણે ઘર છે. કોઇપણ જાતનો ઉદ્યમ મળી રહેતો હોવાથી ગરીબનું તે જાણે નિર્વાહસ્થાન છે. સર્વ જાતની અનુકૂળતા પૈસો ખરીદ કરી શકતો હોવાથી, ધનવાનનું તે જાણે વૈભવસ્થાન છે. ઘણી નવીનતાનું તે જાણે ઉત્પત્તિસ્થાન છે. " પચરંગી " વસ્તીથી તે ભરેલું છે; અને અત્યારે ચોરાશી બંદરનો વાવટો જ મુંબઇમાં ઉડતો હોવાથી, જાણે આ અનુપમ આર્યાવર્તનો તે ઉડતો, ફડફડતો ધ્વજપટ હોય, એમ સમુદ્રમાં દૂરથી તેનો દેખાવ રળીઆમણો લાગે છે.

વેપાર રોજગાર અને સમૃદ્ધિમાં પણ અત્યારે મુંબઇની બરોબરી કોઇકજ શેહેરથી થઇ શકે એમ છે. દરેક ચીજ એવા વિશાળ પાયા ઉપર અહીં થતી જોવામાં આવે છે કે, તેમાંજ તે ચીજનો ઘણું કરી સર્વાંગે સમાવેશ થઇ જાય છે. જૂદા જૂદા લોકો, જૂદી જૂદી ભાષા, જૂદા જૂદા રીત રીવાજો, તરેહ તરેહના હુન્નરો, વિદ્યા, લક્ષ્મી અને ચડતીને અંગે સર્વ સાનુકૂળ હોવાથી મુંબઇ એ મૂર્ખને માટે પણ ઉત્તમ છે. પોતાના નાગરિકને કોઇપણ પ્રકારે કાંઇપણ લાભ અપાવ્યા વિના રહે નહિ, એવી મુંબઇ પાળક છે.

જે વખતે આપણી વાર્તાનો આરંભ થાય છે, તે વખતે મુંબઇ ઉછરી ભર યુવાનીમાં આવ્યું હતું. અંગ્રેજોના પરિચયને લીધે ચીન, વિલાયત, જાપાન, તથા અમેરીકા સાથેનો સંબંધ જોડાયો હતો; અને તેણે કરીને ઘણીજ ચંચળતા અને આબાદી લોકોમાં જોવામાં આવતી હતી. હિંદુસ્તાનના ઘણા ભાગમાંથી વેપારી વર્ગની પેઢીઓ અહીં દાખલ થઇ હતી, અને વેપાર ધમધોકાર ચાલતો હતો. કાઠિયાવાડ, ગુજરાત અને મધ્ય હિંદુસ્તાનમાંથી પણ ઘણા લોકો અહીં આવી વસ્યા હતા. માબાપથી નજીવા કારણોથી રીસાયલા યુવાનો મુંબઇમાં અદૃશ્ય રહી પોતાની જીંદગી ગુજારતા હતા. પ્રેમમાં અતિશય પરિચયને લીધે પ્રિયના વિયોગમાં દુઃખી થતા તરૂણો છુપે વેશે પોતાની ખરી સ્થિતિ છુપાવી ત્યાં રહેતા હતા. પ્રપંચી બુદ્ધિમાં રાગપૂર્વક રમતા કંઇ કંઇ પાપીઓ ત્યાં પ્રવેશ કરતા હતા; અને તેમનાં કંઇ કંઇ પાખંડોવડે તેમને મુંબઇ નિર્ભયસ્થાન થઇ પડતું હતું. સિવાય, દેશમાં નિરૂદ્યમ, પોતાની ઉત્સાહી બુદ્ધિ, અગર કુટુંબ કલેશને લીધે મળી આવતાં કાંઇ કાંઇ કારણો, અગર બીજા કોઇપણ કારણથી, જૂદી જૂદી જાતના યુવાનો, પોતાનાં નાવ સંસારમાં ચલાવવાને મુંબઇજ આવતા હતા; અને મુંબઇ પણ એવા યુવાનોને સંઘરી, તેમની આબાદીની સાથે પોતાની પણ આબાદી વધારતું હતું; પોતાના પડખામાં લઇ માતાની માફક તેમનું પોષણ કરતું હતું.

મુંબઇ બેટ છે અને ચારેબાજુએ પાણીથી ઘેરાએલો છે. દૂર દેશાવરની સાથે સંબંધ રાખનારી મોટી મોટી આગબોટો અહીં ગોદીઓમાં જોવામાં આવે છે, અને આ વખતે કેટલાંક માણસો ગોદીના કાંઠાપર કોઇ આગબોટની રાહ જોતાં ઉભાં હતાં. આગબોટ

દેખાઇ; પગબુડ પાણીમાં જાણે ડોલતી ડોલતી કોઇ હાથણી ચાલી આવતી હોય એવી લાગતી, અને માલ અને ઉતારૂના બોજારૂપ છોકરાથી ગર્ભિત થએલી હોય, એમ ગર્ભિણી સ્ત્રીની માફક મંદ ગતિથી ચાલતી જાણે મધ્યા સ્ત્રી હોય તેમ, પાણીનું અંતઃકરણ ચીરતી ચીરતી, કાંઠે ઉભેલા અનેક આદમીઓના અંતઃકરણના સત્કારનો અનાદર કરવા ખુશી ન હોય, તેમ આગબોટ ધીમે ધીમે વેગે કાંઠા તરફ આવવા લાગી. કાંઠે ઉભેલા અનેક આદમીઓ કોઇ સગાં સંબંધીની, કોઇ મિત્ર અથવા બંધુવર્ગની, અને કોઇ વડીલ કે ઉપરીવર્ગનો રાહ જોતાં ઉભાં હતાં.

મુંબઇમાં ગોદીઓ બાંધેલી છે, એટલે આગબોટો ઠેઠ કાંઠે આવી શકે છે; અને આ આગબોટ પણ આવી. કાંઠા ઉપર સીડી લાગી અને તેની સાથે ઉતારૂની ધમાલ ઉતરવા માટે મચી રહી. તેમાં એક વૃદ્ધ સ્ત્રી અને એક પુરૂષ પણ ઉતર્યાં. પુરૂષનું વય વર્ષ પચીશેકનું હતું. રંગે ઘઉંવર્ણો તે હતો. તેની આંખો મોટી અને ચળકતી હતી. તેનું કપાળ વિશાળ હતું. અને તેમાં વિચારની દોરીઓ પડેલી હતી, અને પોતે મોટા વિચારમાં પડયો હોય, તેવું એની મુખમુદ્રા સૂચવતી હતી. સૌ માણસ ઉતરવા લાગ્યાં કે તરતજ પોતે વૃદ્ધ સ્ત્રીને સાવચેત કરી સામાન લઇ ઉતર્યો, અને તેની પછવાડે વૃદ્ધ સ્ત્રી ઉતરી. વૃદ્ધ સ્ત્રી સાઠેક વર્ષની હતી. તેનાં ગાત્ર શિથિલ થઇ ગયાં હતાં; પણ અંગમાં ચંચળતા છે એવું પ્રસંગ આવ્યે બતાવવા તે ચુકતી નહિ. આંખો ઝીણી પણ ચંચળ, હાથ પગ ટૂંકા અને પોતે પણ ટૂંકેજ ધાટે હતી. જે કામમાં પ્રવૃત્ત થયેલી હતી, તે કામને માટે તદ્દન લાયકની હતી.

બંને ઉતર્યા કે તરતજ યુવાને "[1]વિકટોરીઆ" વાળાને બોલાવી તે ભાડે કરી લીધી, અને ચોકસ જગ્યાનું નામ નિશાન આપી ગાડી ત્યાં લઇ જવા કહ્યું.

"ચાલો, રાજબાઇ ગાડીમાં બેસી જાઓ.'

"હા ચાલો" કહી રાજબાઇ ગાડીમાં બેઠી.

ઘોડાની પીઠપર ચાબુક પડતાંજ ગાડી સડસડાટ ચાલવા માંડી. ગાડીનો ગડગડાટ અને લોકોની ગીરદી અને તેની સાથે વિકટોરીઆ

---

૧ ભાડુતી ઘોડાગાડીને મુંબઇમાં વિકટોરીઆ કહે છે.

ચાળાના "બાજુ"ના અવાજથી અંદર શું વાત થતી હતી તે સંભળાતું નહોતું; માત્ર વાત કરનારાંજ જાણતાં હતાં.

"કેમ, રાજબાઇ ! તારો ભાગ તો તું ભજાવી શકીશ ના ?"

"હા, તેમાં તો કાંઇ વાંધો નથી. પણ બાઇ લોભી બહુ લાગેછે."

"રાજબાઇ ! તું સમજતી નથી. બાઇ જે આપે છે, તે પુષ્કળ છે; છતાં તારૂં કામ જોયા પછી મને ખાત્રી છે કે બાઇ તને ખૂબ રાજી કરશે. માત્ર તારૂં કામ તારે ફતેહમંદીથી ઉતારવું જોઇએ."

"તેમાં તો, સાહેબ, તમે જોશો કે હું કેવી છઉં. બીજી સ્ત્રીઓની માફક મને બહુ બોલવાની ટેવ નથી અને ગમે તેમ થાય તોપણ મારા પેટમાંથી આ વાત કોઇપણ પ્રકારે બહાર જાય જ નહિ, એ બાબતમાં તદ્દન નિશ્ચિંત રહેવું." રાજબાઇ હાથના ઇસારાથી ખાત્રી કરી આપતી બોલી.

"એ બાબત તો મને તારી ખાત્રી છે. બાઇ બહુ ભલું માણુસ છે અને વળી ખાનદાન છે, અને તારા જેવા માણુસને કામનો પૂરતો બદલો કેમ આપવો તે સારી રીતે એ જાણે છે. મને સંપૂર્ણ ખાત્રી છે કે આ બાબતમાં ફતેહમંદ કામ થયા પછી તને ખૂબ રાજી કરશે, કારણ હજાર બે હજાર રૂપીઆથી તેમને તોટો જવાનો નથી અને તને તો જન્માઇ આવે." યુવાને, જાણે ઉપકાર કરતો હોય તેવો ડોળ કર્યો.

"હાજી. આપ બહુ સારા છો એટલે મને ચિંતાજ નથી, પણ બાઇ ! જણાવ્યા પછી છોકરાનું શું થશે ?" રાજબાઇએ ધીમેથી પૂછ્યું, અને જવાબને માટે તેના મુખ સામું જોતી તે તલપી રહી.

યુવાન છેડાઇ ગયો. ડોળા ઘુરકાવી આમ તેમ તે જોવા લાગ્યો; અને ઘડીકમાં ગુસ્સે થઇ ગયો. "એ બધું મારૂં કામ છે, અને તારે એ બાબતમાં કાંઇ પૂછપરછ ન કરવી." યુવાને કાંઇક તોછડાઇથી જવાબ વાળ્યો.

"વારૂ ! જેવી ખુશી" કહી, વાત બંધ પડી.

એટલામાં ઘર આવ્યું. ગાડીમાંથી ઉતરી બંને જણ ઘરમાં ગયાં. સામાનનું પોટકું ઉતારી યુવાન ગામમાં સીધું સામાન લેવા ગયો. ઘર બાબત આગળથી સોઇ કરી રાખેલી હતી, તે પ્રમાણે ઘર બહુ ગીરદી વાળી વસ્તીમાં નહોતું. માણુસની હયાતી છતાં કાંઇપણ કામ

મુંબઇમાં છાનું રાખવું હોય તો રહી શકે છે. માત્ર માણસની પ્રપંચી બુદ્ધિ અને થોડાક પૈસા જોઇએ છીએ અને આપણા યુવાનની પાસે હાલમાં પૈસાની તંગી નહોતી. ઘરમાં બધા મળીને ચારેક ખંડ હતા; તેમાંથી એક ખંડ એણે ખાસ ઇલાયદોજ રાખ્યો; એક ખંડમાં જમવા કરવા વિગેરેની સોઇ કરી; અને એકમાં યુવાને પોતાની ખાસ બેઠક રાખી; બાકી રહેલા ચોથા ખંડમાં થોડાં ઘણાં કામનાં કાગળીયાં ગોઠવી, બે ચાર ટેબલ ખુરશીઓ વિગેરે ભપકાબંધ રીતે મૂકી, યુવાને સાધારણ વેપારીના જેવો ડોળ રાખ્યો. થોડા દિવસમાં પોતાની સ્ત્રી દેશથી આવવાની છે, અને આગળથી ઘરની તજવીજ તથા સોઇ કરવાને માટે આવેલો છું તથા વેપારી છું, અને થોડી મુદ્દતને માટે મુંબઇ જોવાના ખાસ ઇરાદાથી અને કાંઇક કોઇ વેપાર પ્રસંગને લીધે મુંબઇમાં રહેવા વિચાર છે, એવી વાત પાડોશીમાં તથા લાગતા વળગતામાં જણાવી. બીજી આગબોટમાં યુવાનની સ્ત્રી આવવાની હતી, અને તે આવે તે પહેલાં ઘરમાં બધી જાતની સોઇ કરી રાખવાની હતી. જાદુ જેવી કિંમતવાળો પૈસો દરેક ચીજ થોડા અરસામાં કરી નાંખે છે, અને સઘળું તૈયાર થઇ ગયું. બીજી આગબોટ આવી, અને તેમાં યુવાનની સ્ત્રી, કે જેને માટે આ બધી ગોઠવણ થતી હતી, તે પણ આવી પહોંચી.

સ્ત્રીની ઉમર અત્યારે સત્તર અઢાર વરસની લાગતી હતી. શરીરનો રંગ ગોરો અને કદે ઉંચી હતી; અને તેના ચહેરા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે, સાધારણ બીજી સ્ત્રીઓ કરતાં, તેનામાં કાંઇક, કોઇપણ જાતની, વિશેષતા વધારે હતી. બાંધો જોઇએ તે કરતાં જરા વધારે લાંબો હતો, અને હાથ પગ પણ પ્રમાણમાં લાંબા હતા; તો પણ શરીર ઠીક ઠીક ભરેલું હતું, એટલે લંબાઇ જરા પણ બેડોળ લાગતી નહોતી. ઘર સ્ત્રીઓનું ગણાય છે, અને સ્ત્રી વિના દરેક ઘર શુન્ય લાગે છે. જે ઘરમાં સ્ત્રી ચાલાક હોય છે, તે ઘરમાં પુરૂષનું દિલ તેની દરેક ગોઠવણથી ખુશી થયા વિના રહેતું નથી ઘરમાં બાઇ આવ્યા પછી ઘરની દરેક વ્યવસ્થામાં સુધારો અને ફેરફાર થવા લાગ્યો. બેઠકોના અને ખાનગી ખંડોની અદલાબદલી થવા લાગી, જવા આવવાના ઓરડા વચ્ચે ચક નંખાયા, અને નજીવી બાબતોમાં પણ દેખીતો વિવેક નજરે આવવા લાગ્યો.

બાઇ ગર્ભવંતી હતી, અને દશ બાર દિવસમાં તો છૂટા છેડા થવાના હતા. કોણ જાણે શા કારણથી આવે જોખમને સમયે તેઓ દેશ મૂકી પરદેશ આવ્યાં હતાં, પરંતુ ઘરની ગોઠવણ કરવામાં આ બાબતની અનુકૂળતા સર્વ રીતે જોવામાં આવતી હતી. ઘરડી સ્ત્રીને ચાકર તરીકે સાથે લેવામાં આવી હતી; અને તે સૂયાણી હોવાથી તેની મદદ પ્રસંગે કામમાં બહુ આવશે જાણી તેને અહીં લાવવામાં આવી હતી. બાઇને અત્રે આવ્યાને પંદરેક દિવસ થઇ ગયા હતા અને અણીનો દિવસ હવે આજ કાલનો હતો. રાજબાઇ હમેશાં તેની પાસેની પાસેજ રહેતી હતી અને દરેક બાબતમાં પોતાનો અનુભવ જણાવતી તે વિશેની ખાત્રી કરી આપતી હતી. પૂરા દિવસે બાઇને પ્રસવ કાળ થયો અને પરિણામમાં પૂત્ર અવતર્યો.

આ વાતને છએક મહિના થઇ ગયા છે. મુંબઇમાં હાલ કોઇ નથી. ઘર ખાલી પડયું છે. આપણો યુવાન, તેની સ્ત્રી, કે બુઢ્ઢી રાજબાઇ, તેમાંથી કોઇ પણ જોવામાં આવતું નથી. વાંચનાર ! તે કોણ હતાં તે જાણવાનો શ્રમ છોડી દે. તેઓને મુંબઇ આવવાનું શું પ્રયોજન ? અને તે વળી આમ છાની રીતે ? ઘરનુ ભાડું વિગેરે હિસાબ સર્વનો તેમણે ચુકવી આપ્યો હતો, ત્યારે પૈસા સંબંધી અડચણ તો તેમને નહોતીજ. ત્યારે તે સ્ત્રી કોણ હતી, અને તે યુવાન કોણ હતો ? અને તેઓને આમ મુંબઇમાં છાનાં રહી પોતાનું આ કાર્ય છાનું રાખવાની શી જરૂર હતી ? તેઓ માણુસો હતાં, અને આપણે આ વાત અહીંથીજ ભૂલી જઇએ. સંસારમાં બનતા અનેક અભેદ્ય બનાવ માંહેલો માત્ર આ એક ભેદ્ય બનાવ છે.

---

## પ્રકરણ ૨ જું.

---

### ઇશ્વરપર આસ્થાનો બદલો.

કનકાવતી એ સમુદ્ર તટપર આવેલું અતિ દ્રવ્યવાન પણ સાધારણ વિસ્તારવાળું શહેર છે. તેમાં વસ્તી ઝાઝી વેપારી વર્ગની છે; અને જોકે વેપારનો વિસ્તાર બહોળો તો નહોતો, પણ તેના નાગરિકો ઉત્સાહી બુદ્ધિના હોઇને દેશ પરદેશ સાથે લાંબો વેપાર ખેડતા હતા, તેથી શહેરમાં પૈસો પુષ્કળ હતો. અહીંનો ગરીબમાં ગરીબ

માણુસ પણ બીજા શહેરના સાધારણ માણુસના પ્રમાણમાં પૈસાદાર ગણાતો હતો, અને ચંચળ લક્ષ્મી જાણે પાસેના દરિયામાં કાયમને માટે સ્થાન કરીને રહી હોય, તેમ તેનો પૈસો અઢળક હતો. લોકોમાં સાધારણ રીતે નીતિ વધારે હતી, પણ પૈસાને અંગે રહેતા આંગળીઆત દુર્ગુણ નજરે આવતા હતા. વેપારનો મૂળ સંબંધ ઝાઝો મુંબઈ સાથે હતો, અને કનકાવતીના શેઠીઆનો મોટો ભાગ પણ મુંબઇમાંજ રહેતો હતો. દ્રવ્યની છતને લીધે પોતાની જન્મભૂમિને શણગારવામાં તેઓએ કોઇ પણ પ્રકારે કચાશ રાખી નહોતી, પરંતુ તેમનું ખરેખરૂં વૈભવસ્થાન તો મુંબઇજ હતું; આથી કરીને શહેરના પૈસાના પ્રમાણમાં વસ્તી થોડી હતી અને વેપારમાં મંદી હતી.

ઉનાળાની એક થંડી રાત્રે સમુદ્રપરથી પવનની શીતળ લહરીઓ ધીમે ધીમે આવતી હતી, અને દિવસના ઉકળાટથી ગભરાયલી રાત્રી સર્વની લજ્જા છોડાવવાનો પ્રયત્ન કરતી હતી. સમુદ્રનાં ગંભીર મોજાં કોઇ કોઇ વાર નજીક આવેલા બંગલાની વાડીનાં પગથિયાં સાથે મિથ્યા પ્રયત્ન કરી વાત કરવા આવતાં હતાં. ગૌરવર્ણની સુંદર રાત્રીએ આકાશ-કપાળમાં પૂર્ણિમાનો સુશોભિત ચાંદલો કર્યો હતો, અને નવયૌવનમાં ગુલાબનાં ફુલની માફક ખીલતી સ્વરૂપવાન સ્ત્રીની આગળ સહચારીઓ નષ્ટ પામે, તેમ આકાશમાં પોતાની આસપાસ મંદ પરિવેષ[1] પ્રસરાવતા શીતળ ચંદ્ર આગળ તારામંડળ ક્ષીણ લાગતું હતું. આ વખતે લક્ષ્મીપ્રસાદ શેઠ દરિયાની સામે આવેલા પોતાના લલિત શયનગૃહમાં હિંડોળે બેઠા હતાં, અને તેમની પાસે તેમની પત્ની સુંદરબાઇ બેઠાં હતા. પોતાની પ્રિય મુગ્ધાના મુખ ચંદ્રમાંથી નીકળતાં, ચંદ્ર કિરણ જેવાં નર્મ, સ્નેહ વાક્યો, સમુદ્રપરથી આવતી પવન લહરીઓ સાથે સંક્રાન્ત થઇ જતાં હતાં, અને શેઠને કાંઇક અપૂર્વ આનંદ આપતાં હતાં.

શેઠની ઉમર વર્ષ પચાશેકની હતી. તેમના માબાપે સંસારમાં તેમને નાનપણથીજ નિરાધાર છોડયા હતા; પણ તેમનાં સગાંસંબંધીઓની પ્રેરણા તથા સહાયતાથી, તેમજ પોતાની તીવ્ર બુદ્ધિ અને અસાધારણ અક્કલ હોશિયારીથી બહોળા વેપારમાં પડયા હતા, અને

---

1 પરિવેષ—ચંદ્રની આસપાસ પ્રકાશિત અજવાળાનું કુંડાળું પડે છે તે. (Halo)

અંતે ઘણો પૈસો મેળવી શક્યા હતા. પોતે વરસનો ઘણો ખરો ભાગ મુંબઇમાંજ રહેતા હતા, કારણ વેપાર પ્રસંગને લીધે દેશમાં ઝાઝુંક રહેવું તેમને પાલવતું નહોતું; પણ અંતે પોતાની ઉત્તરાવસ્થાને લીધે, તથા બધી રીતે ભાગ્યદેવી ફળીભૂત હતી, છતાં તેમની પુત્ર વાંચ્છના હજી સુધી તૃપ્ત થઇ નહોતી, તેને લીધે શેઠે હવે દેશમાં કાયમ રહેવાનું નક્કી કર્યું હતું, અને વેપાર રોજગાર આટોપી લઇ નાણાંનો મોટો ભાગ જુદા જુદા "શેરો" માં રોક્યો હતો, અને બાકીનો પૈસો "બૅંક" માં મૂકી તેનું વ્યાજ ખાતા હતા.

શેઠ આ ત્રીજી બાઇડી પરણ્યા હતા. પહેલી બે વગર છોકરે ગત થઇ હતી, અને આ ત્રીજી બાઇડી હમણાં શેઠ વરશેક દહાડો થયાં પરણ્યા હતા, બબ્બે બાઇડીઓ થતાં ઘણાં ઘણાં ધર્મદાન કરતાં ઘણી ઘણી વિધિના નિયમ જાળવતાં પણ, અંતે પોતાની પછવાડે કોઇ પિંડદાન દેનાર નથી, એ વાતથી શેઠને મનમાં ઘણુંજ ઓછું આવતું હતું. ઘણી મહેનતથી, ટપકતા પરસેવાથી મેળવેલો આટલો પૈસો અંતે કોઇનો થવાનો; મારૂં તારૂં કરી મહા મુસીબતે આ સંચિત કરેલા ધનનો ભોગવટો અંતે કોઇક કરવાનો, એ જાણી શેઠ દિલમાં બહુ દિલગીર થતા હતા. પોતાની બહેનનો એકનો એક છોકરો જે નાનપણથીજ પોતાને ત્યાં ઉછર્યો હતો, તેના ઉપર શેઠ ઘણુંજ વહાલ રાખતા હતા; અને પોતાને પુત્ર નથી, પણ આ બહેનનો છોકરો પણ કુટુંબ લોહીજ છે, એમ સમજીને શેઠ પોતાનું મન વાળતા હતા. માણસની તૃષ્ણા કોઇ કાળે પૂરી પડતી નથી. જેમ જેમ તે પૂરી પડતી જાય છે, તેમ તેમ તે વધતી જાય છે. ઇચ્છિત વસ્તુ મેળવ્યા પછી મનુષ્યને તેનો મોહ જતો રહે છે, અને આ ક્ષણિક સંસારમાં સર્વ મિથ્યા છે, એવું જાણવા છતાં પણ મન ખેદ પામ્યા વિના રહેતું નથી, એ ઇશ્વરની લીલા છે.

શેઠનાં પત્ની સુંદરબાઇની ઉંમર ચૌદક વર્ષની હતી. બાઇનાં માબાપ બહુ ગરીબ હતાં; પણ લક્ષ્મી જેવી પોતાની આ દીકરીને ધનવાન શેઠ સાથે પરણાવી તેઓ પૈસાદાર થયાં હતાં. સુંદરબાઇ પણ રૂપે સુંદર હતાં. રંગે ગોરી, નાના નજુક હાથ પગ, મોઢું નાનું નાજુક અને ગોળ, અને શરીરની કાઠી પણ જોઇએ તેવીજ નાજુક અને સુંદર હોવાથી શેઠ પણ વખતો વખત મોહિત થઇ જતા હતા. શેઠને આ ત્રીજી બાઇડી હોવાથી તેને લાડ લડાવતા

હતા, અને પાણી માગે તો દૂધ લાવી આપતા હતા. ઘરમાં તો કાંઇ કામકાજ કરવાનું નહોતું, એટલે કામની ચીવટ તો એમને નહોતીજ. બાઇની બાળક બુદ્ધિ હતી, અને હજી હતી પણ બાળક; એટલે શેઠની મોટી ઉમરની બહેન તેમની સાથેજ રહેતી હતી, અને ઘરની સંભાળ રાખતી હતી. શેઠને કાંઇ સંતાન નહોતું, અને આટલી મોટી ઉમરે સંતાન થાય, એ સૌના મનને અસંભવિત જેવું હતું, એટલે પોતાની આ બહેનનો છોકરો જે પોતાને ત્યાંજ રહેતો હતો, અને જેના ઉપર શેઠ ઘણુંજ વહાલ રાખતા હતા, તેને પાછળથી વારસ કરી જવાનો શેઠનો વિચાર હતો. આ સ્વાર્થી લોભ બહેનના મગજમાં રાત્રી દિવસ ભમ્યા કરતો હતો, અને આ ત્રીજી વખત નહિ પરણવાની સલાહ પણ બહેન ભાઇને આપી ચૂકી હતી; પણ બીજાં સગાંઓએ શેઠને સમજાવ્યા કેઃ—એમ કરો નહિ. ફરી પરણો, અને તમારા નસીબમાં હશે તો સર્વ સારૂં થઇ રહેશે. નહિ તો, છે તે ક્યાં ભાગી ગયું છે ? જો કાંઇ સંતાન નહિ થાય તો ભાણેજ અંતે ક્યાં ભાગી ગયો છે ? માટે અમારૂં માનો અને ફરી બાઇડી કરો.–આ શિખામણ શેઠને ગળે ઉતરી, અને ફરી લગન કર્યાં. ઇશ્વરેચ્છાથી અને દૈવ કૃપાથી શેઠાણીને ગર્ભ રહ્યો, અને સૌને સારા દિવસની આશા ઉત્પન્ન થઇ. શેઠની બહેન તો આ જોઇ મુંઝાઇ ગઇ, અને જાણ્યું કે જો સુંદરને છોકરો અવતરશે તો આપણો પગ આ ઘરમાંથી વહેલો મોડો પણ જવાનો. પૈસો એ હરામ ચીજ છે. પૈસો કંઇ કંઇ કૃત્ય કરાવે છે. પૈસાથી ઝેર વેર અને કાળાં કર્મ એ પૈસાથીજ થાય છે; અને એટલા માટે પૈસાદાર ઘણું કરીને જેવા હરામ નીતિના હોય છે, તેવા ગરીબ નથી હોતા. પૈસાદારને પરમેશ્વરરૂપ પૈસો મળ્યો, એટલે એમને આબરૂનો ખપ બિલકુલ નથી રહેતો: બિચારા ગરીબને આબરૂ એ ધન છે.

સુંદરને આ વખતે પાંચમો મહીનો ચાલતો હતો. અલબત્ત, શેઠની બહેનં આ વાત જાણતી હતી, અને ગર્ભ અધુરે જાય, અથવા તો સૂકાઇ જાય, તેને માટે ઘણા પ્રયત્ન છાની રીતે કરતી હતી. ગરમ ખાવાનું તે સુંદરને આપતી હતી, અને દરેક બાબતમાં પોતાની આ મુરાદ જલદી પાર પડે તેવું મનમાં ઇચ્છતી હતી. શેઠને આ બાબતનો કોઇએ અણુસારો કર્યો, અથવા તો પોતાની મેળેજ જાણી ગયા, પણ થોડા દહાડામાં બહેનને પોતાને ઘેર જવા કહ્યું; અને

અત્યારે શેઠ, શેઠાણી તથા નોકર ચાકર સિવાય ઘરમાં કોઇ નહોતું.

આગળ કહ્યું તેમ શેઠાણી હિંડોળે જોડાજોડ બેઠાં હતાં, અને દરીઆ ઉપરથી આવતી થંડી હવામાં બંને વિનોદ કરતાં હતાં. વંશવૃદ્ધિની આશામાં શેઠ ગુલતાન હતા, અને કંઇ કંઇ મિષે શેઠાણીને રીઝવતા હતા.

"જોયું ! ઇશ્વરે અંતે મારી ધારણા પૂરી કરી." શેઠે હળવેથી ટકોર કરી.

"શું થયું છે જે આટલા બધા ખુશી થાઓછો ?" શેઠાણીએ પ્રત્યુત્તર કર્યો.

"કેમ ! અજાણી થઇ જાય છે કે ? વારૂ, વારૂ ! શરમાયા કર. તારી શરમ ક્યાં સુધી પહોંચે છે, તે મારે જોવાનું છે. અત્યારે તો એટલુંજ કે તમે ભારે પેટે કેવાં હળવાં ચાલો, તે જોયાની મને હોંસ હતી, અને એ હોંસ પૂરી પડતી જોઇ હું અત્યારે ઘણો ખૂશી થાઉં છું."

શેઠ મોટી ઉમરના હતા. એટલે પ્રસંગ પડતાં તેમનાથી આવું બોલવું હર્ષના આવેશમાં વારી શકાયું નહિ. શેઠાણી તો શરમાઇ ગયાં, અને શું જવાબ દેવો, તે એને નજ સુજયું. માત્ર તે નીચે જોઇ ગયાં, અને શેઠે પોતાની મોટી હથેળીમાં શેઠાણીની નાજુક હડપચી લઇ, મોઢું ઉંચું કરી સ્મિત કરી મલકાતે મુખે કહ્યું—"જોયું ! કેવી શરમ આવે છે ? ! વારૂ, આવી શરમ આવવાનો વખત ઇશ્વર ફરી પણ આપે."

"ઠીક ! તમને તો જ્યારે ત્યારે એવુંજ બોલવું ગમેછે." કહી શેઠાણી જરીક લહેકાથી ખસી ગયાં. શેઠ જો કે અત્યારે મોટી ઉમરના હતા, તોપણ તેમનામાંથી રસિકતા ગઇ નહોતી. પોતે બે ત્રણ વાર પરણ્યા હતા, પણ તેમના નીતિવિચાર બહુ ઉત્કૃષ્ટ હતા. પોતાની પાસે પૈસો પુષ્કળ હતો, પણ મૂળ ગરીબાવસ્થામાં ઉછર્યા હતા; એટલે પૈસાનો છક બિલકુલ નહોતો. બીજા પાસેથી તેમને દયા માગવાનો વખત આવ્યો હતો, એટલે તેમનું દિલ દયાળુ રહેતું હતું. પૈસા સિવાય પોતાને અડચણ પડી હતી, એટલે એવી અડચણ બીજાને ન પડે, એટલા માટે એમનું દિલ ઉદાર રહેતું હતું, છતાં તેમનું દાન અપાત્રે થતું નહિ. દુઃખ ભોગવ્યા પછી અનુભવ સહીત

મળેલું સુખ તેમને મીઠું લાગતું હતું અને તેમાં તેમને સંતોષ રહેતો હતો. દુષ્ટ માણસોને તે ધિક્કારતા હતા, પણ પોતાની ઉદારવૃત્તિને લીધે ઘણી વખત તેઓને શિક્ષા કરવાનું તેમને મન થતું નહિ; તો પણ કોઇ પણ પ્રકારે તેમને ઉત્તેજન આપતા નહિ. પોતાને નાનપણમાં ઘણી મુસીબત વેઠવી પડી હતી. સગાં સંબંધીઓની નકામી ગરજ વેઠી તેમનાં અનેક મેણાં ટુણાં ખાવાં પડયાં હતાં. અને જેને કોઇ બોલાવે નહિ તેને ગરજે ગધેડાને બાપ કહેવો પડયો હતો. ઇશ્વરેચ્છાથી જો પોતાને પુત્રની પ્રાપ્તિ થાય તો તેને પોતાની જેમ ભોગવવું ન પડે, તે બાબતનો શેઠને હરહમેશ વિચાર થયા કરતો હતો. કુંભારના કાચા ઘડા જેવા શરીરનો ભરોસો નહિ; પાણીના પરપોટા જેવી આ જીંદગીનો વિશ્વાસ નહિ, અને તેમાં પણ વળી પોતાની ઉમર આધેડ એટલે "[1]વિલ" તો કરી નાંખવું એમ શેઠની મરજી હતી. શેઠાણી તો હજી બાળક હતી: સંસાર વ્યવહારની તો તેને હજી બિલકુલ ખબર નહોતી; અને મૂળથીજ શેઠના વૈભવને લીધે લાડમાં ઉછરેલી હોઇને, ઘર બહાર શું થતું હશે, અને દુનિયા કેવી હશે, તે તો તેને ખબર નહોતી. આવી બાબતમાં તેમનો અનુમત લેવો તે તદ્દન નકામુંજ હતું.

શેઠની પાસે પૈસો પુષ્કળ હતો, પણ એ સઘળું દ્રવ્ય જો "પાનીએ બુદ્ધિ" વાળી સ્ત્રીનેજ સોંપી જાય તો સ્ત્રીની બુદ્ધિ કેટલી ? શ્રીમંતાઇના બિલકુલ દુઃખ વિનાના વૈભવમાં ઉછરેલી અને દુનિયાના કેવળ જ્ઞાન રહિત, તેને ચંચળ પૈસો સાચવતાં કેમ આવડે ? પૈસો એ મધ છે. ગોળ છે; અને એ મધ અને ગોળ ઉપર બેસતી માખીઓને ઉડાડનાર જો કોઇ હાજર ન હોય તો અંતે શું શું પરિણામ આવે, તેના અનેક દાખલા શેઠને પ્રત્યક્ષ હતા. ત્યારે કરવું શું ? પૈસાને માટે વિલમાં વાલી નમવા ? વાલીઓની પણ કોઇ કોઇ વખતે કેવી હરામનીતિ થાય છે, તેઓ પણ કેવાં કાળાં ધોળાં વારંવાર કરેછે, તે શેઠ જાણતા હતા. પૈસા સંબંધી આવા નાજુક કામમાં સગાં સંબંધીઓને તો વચમાં નાખવાંજ નહિ; કારણ તેમને તો પછી કાંઇ કહેવાયજ નહિ. આ વિચારમાં શેઠનું મગજ ચકડોળે ચડયું હતું, અને પાસે બેઠેલીનું ભાન તેમને ન રહ્યું.

---

[1] વિલ—વસીયતનામું. મરવું છે એમ ધારી આગળથી નાણાં વિગેરે મિલ્કતની વ્યવસ્થા કરવી તે.

" કેમ કાંઇ બહુ ઉંડા વિચારમાં પડી ગયા છો ? " શેઠને ગળે હાથ નાંખી ઝુલા ઉંપર પણ શેઠની ગરદનને ઝુલો બનાવી ઝુલતી શેઠાણી બોલી.

"ના, કાંઇ નહિ, એ તો અમસ્તું." શેઠે વાત ઉડાવી

"ના, તેમ નહિ, તમારા દીલમાં કાંઇક વિચાર ઘોળાય છે. શું મારો તો વાંક કાંઇ નથી થયો ?" શેઠાણીએ ફરીથી પૂછ્યું.

શેઠાણી બાળક હતી, અને શેઠ સિવાય કોઇ પુરૂષનું મોહું પણ તેણે હજી સુધી જોયું નહોતું; અને શેઠ પોતે પણ ધર્માચરણી હતા, જેથી એની પવિત્રતાનો પટ થોડે ભાગે પણ શેઠાણીમાં બેસી ગયો હતો, એટલે શેઠનું મન વરતી જાય તો તેમાં નવાઇ નથી.

"તમને મારા સમ છે. જો ન કહો તો, જે હોય તે"–શેઠાણીએ આગ્રહથી પૂછ્યું.

"જો, તું હજી બાળક છે, અને તું એ બધી બાબતમાં ન સમજ, માટે વચ્ચે આવ્યા વિના જે થાયછે તે જોયા કર."

આટલી પણ વિમાનતા શેઠાણીથી ખમાઇ નહિ. મૂળથીજ એને કોઇએ કાંઇ કહેલું નહિ. નોકરો ચાકરોને પણ હુકમથીજ બોલાવી જાણતી અબળા પતીનું આટલું બોલવું પણ અત્યારે સહન કરી શકી નહિ. પહેરેલાં ઘરેણાં ઝપોઝપ શરીરપરથી ઉતારી ફેંકી દીધાં. શેઠની પાસેથી ઉઠી ચડેલે મોંએ નીચે જઇ બેઠી; અને કોઇએ ન કહેવાનું એને કહ્યું હોય, અથવા તો કોઇએ એની ઉંડી લાગણીઓ ક્રૂર રીતે દુઃખવી હોય, એમ મનમાં અત્યંત દુઃખિત થતી શેઠાણી પળવારમાં શેઠની સોડમાંથી ખસી આઘે જઇ બેઠી. આ તો "ધરમ કરતાં ધાડ" થઇ એમ શેઠને સ્પષ્ટ લાગ્યું. શેઠ હિંડોળાપરથી ઉતરી વીલે મોંયે તેની પાસે જઇ બેઠા. તેનો હાથ પોતાના હાથમાં લઇ ધીમે ધીમે નીચા વળી વળી સમજાવવા લાગ્યા, અને ગરજુ બની તેની ગરજ વરતાવવા લાગ્યા.

"જાઓ ! વળી અહીં શું કરવા આવ્યા ? અમે તમને બોલાવીએ છીએ કે તમે અમને બોલાવવા આવોછો ?" શેઠાણી રીસથી બોલ્યાં, અને છંછેડેલા સાપની જેમ ફુંફાટો માર્યો.

"પણ તું સાંભળ તો ખરી ! જે વાતમાં તને બિલકુલ સમજણ ન પડે તે વાત જાણીને તું શું કરવાની હતી તે કહે ? જો

ઇશ્વરેચ્છાથી આપણને પુત્ર–પ્રાપ્તિ થાય તો તેને માટે ભવિષ્યમાં શી ગોઠવણ કરવી તે વિચારમાં હું હતો. તું જાણે છે કે મારી ઉમર પાકી થઇ છે, અને તું હજી બાળક છે. આ ક્ષણભંગુર દેહનો ભરોસો નહિ, અને દૈવયોગે અનિષ્ટમાં અનિષ્ટ બને તો પછી તારૂં અને મારા કુળદીપકનું કોણ ? હા ! પૈસો તો છે, પણ તેને સાચવીને વપરાય તોજ એ સુખ આપે છે, નહિ તો દુઃખનું કારણ થઇ પડે છે; માટે ન ધારેલું ભવિષ્યયોગે બને તો શું કરવું તેનો ઉપાય હું યોજતો હતો.”

ખંડિત થયેલી અબળા પતીના આ વાકયથી રીઝી. બનતાં સુધી શેઠ, શેઠાણીને કોઇપણ વાતે ઓછું આવવા દેતા નહોતા; એક તો શેઠાણીની ઉંમર નાજુક અને નાની, અને તેમાં વળી ત્રીજ વરને પરણેલી, તેની સાથે ઇશ્વરની દરેક બાબતમાં તેમના ઉપર મહેરબાની હતી; તેથી શેઠાણીને કોઇપણ વાતે ઓછપ નહોતી. પોતાના મનનું ધાર્યું જ દરેક બાબતમાં તે કરતી હતી; અને જરીક જો ન થતું, અગર કોઇ વખતે પોતાની મગાવેલી ચીજ શેઠ ન લાવી આપે, અગર લાવી આપવામાં શેઠ જરીક વિલંબ કે આનાકાની કરે, તો શેઠાણી આવીજ ધાંધલ કરતાં હતાં; અને લક્ષ્મીદેવીની સહાયથી શેઠાણીનું મન કોઇપણ વાતે દુભવવું અને તે વળી આવા વખતમાં કે શેઠાણી જ્યારે કુળવૃદ્ધિના રસ્તામાં હતાં ત્યારે—એ તો શેઠને અરૂચિકર હતું. શેઠ જાણતા હતા કે સ્ત્રીને ગર્ભાવસ્થામાં બહુ જ ખૂશ રાખવી જોઇએ છીએ; અને જો તેમ ન થાય તો ગર્ભનું પોષણ થવામાં હરકત થાય છે, એટલું જ નહિ. પણ ગર્ભને ઘણી જાતની હરકત થાય છે. આંખ, કાન, કે નાકમાં વિરૂપપણું આવી જાય છે, અગર શરીરના બીજા કોઇપણ .અવયવને જન્મ–ખોડ લાગવાનું સંભવિતપણું રહે છે.

ઉપરના વિચારથી શેઠાણીને મનાવવામાં શેઠ તત્પર થઇ ગયા હતા; અને આટલી થોડી વારમાં જ શેઠાણી ઠેકાણે આવી ગયાં જાણી શેઠ મનમાં ફુલાઇ ગયા.

“ તમને તો એવા જ વિચાર થયા કરે છે ! ” શેઠાણીએ જરા રીસથી—જરા લાડથી કહ્યું. “ તમને શું થવાનું છે ? તમે સાજા તાજા છો, અને તમને કાંઇ થવાનું નથી.”

જીંદગીનો મોટો ભાગ ગાળેલા શેઠને આ વાત ગળે ઉતરી નહિ. શેઠાણીનું લોહી ચડતું હતું, અને જે વિચારો મારા મનમાં આવે છે, તેનો આભાસ પણ એના મનમાં નથી એમ શેઠને તુરત જણાયું.

"બધી વાત ખરી, પણ જોયું કની ? પેલે દહાડે ધનનંદન શેઠ કેવી રીતે એકદમ ગત થઇ ગયા. વિત્તપાળશા શેઠ તો બિચારા મરતી વખતે વાત પણ કરવા પામ્યા નહિ, અને પછવાડેથી બધું ધુળધાણી થઇ ગયું. ઇશ્વર કરે ને એવો વખત આપણે ન આવે, પણ કર્ત્તા હર્ત્તા ઇશ્વર છે, અને ન બનવાનું બની ગયું તો ?"

"એવું ન બોલો ? તમે છો તો મારે બધું છે. પૈસામાં પૂળી હડી. બળ્યો બધો એ પૈસો ! એટલું ખાત્રીથી માનજો કે હું તમારી છાયામાં ઉછરી છું તો તમારા જેવી જ થઇશ."

શેઠાણીના મનને અત્યારે સંસાર તરવો દુસ્તર નહોતો. હમણાં પોતે જેમ રહે છે તેમ જ સંસારમાં રહેવાતું હશે, એ જ્ઞાન શેઠાણીને હતું. મૂળથી જ શેઠનો વૈભવ જાણનારી શેઠાણીની કલ્પનામાં, આ દુર્ઘટ સંસાર–સાગર ઓળંગતાં કેટલી હેરાનગતિ ભોગવવી પડે છે, એ આવી શકયું નહિ. તેનો સંસાર સંબંધી અનુભવ અત્યાર સુધી શેઠથી શરૂ થઇ ઘરમાં જ અટકયો હતો. શેઠના પરિચય સુધીની તેની હદ હતી; અને એ પરિચયમાં એણે કાંઇ પણ દુસ્તરતા જોઇ નહોતી. સંસાર સંબંધી તેનું જ્ઞાન, કૂવાના દેડકાની માફક, ઘરમાં રહી આનંદ ભોગવવામાં, શેઠ સાથે નજીવી—નકામી આડ બાંધી કંકાસ કરવામાં, નજીવા કારણો તથા શેઠાણીનો હમેશનો સ્વભાવ જ એવો છે એમ ધારી કોઇ કોઇ વખત કંટાળી જતા શેઠ એને ઘણી વખત મનાવવાનો પ્રયત્ન જ નહોતા કરતા, અને એ જોઇ વધારે ચીડાઇ પોતાના દિલને અત્યંત ઓછું લગાડવામાં, ઓછું લગાડી કોઇ કોઇ વખત અત્યંત ખિન્ન બની રોવામાં, કોઇ વખત ગુસ્સામાં ભીંત સાથે માથું અફાળી ઢુડવો મૂકવામાં, કોઇ વખત બે હાથે કપાળ કૂટી પોતાના દુર્દૈવને દોષ દેવામાં, પાસે બેઠેલો શેઠ આ સઘળો તમાસો જોઇ કોઇ કોઇ વાર હસે, અને એ જોઇ માબાપને સંભારી વધારે છાતીફાટ રોવામાં, અને છેવટે શેઠ મનાવે, અને તેથી, રોઇ રોઇને થાકેલી માનવતી બનતી, અનાદર કરતી પણ અંતે શેઠની મનાવણીનો સ્વીકાર કરવામાં, અને આવું આવું કર-

વામાં એનું જ્ઞાન આવી રહ્યું હતું. પરંતુ શેઠે બધું જોયું હતું—જાણ્યું હતું. ઘર સંસાર સંબંધી તેમને અત્યાર સુધીમાં જે અનુભવ અને જ્ઞાન મળ્યું હતું, તે પૂરતું હતું. માણસની ઉમર પ્રમાણમાં હોય છે, અને આ નાની સ્ત્રી પેહેલાં, પોતાના ગત થવાનું સંભવિતપણું એકાંતમાં શેઠને ઘણી વાર ધ્યાનમાં ઉતરતું હતું. પોતાની આટલી મોટી ઉમરે આવી નાની ઉમરની સ્ત્રી સાથે લગનની બંધનયુક્ત ગાંઠથી જોડાવાનું ગેરવાજબીપણું શેઠને સમજાતું હતું, અને તેથી બનતા અનિષ્ટ પરિણામોનું સંભવિતપણું પણ નવરાશની વખતે શેઠનું મગજ કલ્પતું હતું, અને એ કાલ્પનિક પરિણામોનો બદલો, શેઠાણી અત્યારે ગર્ભાવસ્થામાં હતાં, અને પૂત્રને જન્મ આપે તો પરિપૂર્ણ મળ્યો એમ શેઠ સમજતા હતા.

શેઠ ભવિક હતા, ઇશ્વર પર તેમને આસ્થા ઘણી હતી; અને એ નિમિત્તે ધર્મદાન પણ ઘણું કરતા હતા; શેઠાણીને જોઇએ તો ગમે તેટલો પૈસો આપવામાં શેઠ પાછું વાળી જોતા નહિ. આટલું છતાં પણ પાછળથી શેઠાણી ધર્મ સાચવી શકશે કે નહિ, એ બાબતનો શેઠને મોટો સંશય હતો. સર્વરીતે સ્થિતિ પ્રતિકૂળ હતી એ વાત શેઠને સ્પષ્ટ હતી. પ્રતિકૂળ સ્થિતિમાં, સાધનોનું સંભવિતપણું, શેઠાણીનું ઉગતું વય, અને સમયની અનુકૂળતા, એ મુખ્ય હતાં. ગમે તેમ થાય, પણ ભવિષ્યમાં થવાની સંતતિનો તો કાંઈ વિચાર કરવો એ શેઠે દૃઢ નિશ્ચય કર્યો; અને શું કરવું તે બાબત વારંવાર પોતાના મિત્રોની સલાહ લેતા, વકીલોને પૂછી જોતા.

આજ કાલ કરતાં શેઠાણીને દિવસ ઉપરાઉપરી ભરાવા લાગ્યા. શુકલ પક્ષમાં રોજ વૃદ્ધિ પામતા ચંદ્રની માફક, દિવસે દિવસે શેઠાણીનો ઉદર-ગર્ભ પ્રફુલ્લ થવા લાગ્યો. શરીરનો ગૌરરંગ મટી પાંડુ રંગ થવા લાગ્યો; ગાલમાંથી લોહી ઉડી જવા લાગ્યું; હાથ પગ શિથિળ થવા લાગ્યા, દોહદની ઇચ્છા સ્પષ્ટ જણાવા માંડી, અને દરેક દિવસે શેઠાણી માતુઃશ્રી થવાના વખત નજીક આવવા લાગી. શેઠના મનનો ઉલ્લાસ પણ આ સર્વની સાથે દિવસે દિવસે વધવા લાગ્યો; અને બોલવા ચાલવામાં, ફરવા હરવામાં, અને કામકાજ કરવામાં, તેમનો આનંદ ઉભરાવા લાગ્યો.

દિવસને જતાં વાર લાગતી નથી અને આનંદનો વખત ગયો

પણ જણાતો નથી. શેઠાણીને પુત્ર અવતર્યો અને શેઠના આજ દિવસ સુધી રહેલા શુન્ય હૃદયની સાથે તેમનું ઘર પણ ઉઘડયું. શેઠને ઉમંગ માય નહિ; હર્ષમાં સાકર વહેંચાઇ અને ધર્મદાન થયાં.

પુત્ર થયો એટલે શેઠને વિલની વાત ગળે વળગી. જેથી કાંઈ કરવું તે તુરત કરવું, નહિ તો કાલનો કોઇને ભરોસો નથી. જે ક્ષણ જાય છે તે કોણ જાણે શું કરશે, તે જણાતું નથી. માણસની જીંદગી અનિશ્ચિત છે. સંસારમાં કાંઇ નક્કી નથી. માત્ર મોત, વહેલું કે મોડું પણ નક્કી છે. શેઠનો છોકરો હવે ઘરમાં આમ તેમ ફરવા લાગ્યો. કાલી કાલી તોતડી ભાષા બોલી સર્વના મનને આનંદ આપવા લાગ્યો. આજ કાલ કરતાં છોકરો બે વર્ષનો થયો; અને શેઠાણીને ફરીને ગર્ભ રહ્યો. હવે શેઠને કાંઇક કરવું આવશ્યક લાગ્યું; અને પોતાનો મિત્ર, જે વેપારમાં પણ પોતાનો ભાગિયો હતો, તેને એક દિવસે શેઠે એકાંતમાં બોલાવ્યો, અને તેને સર્વ હકિકતથી વાકેફ કરી શું કરવું તે વિષે સલાહ પૂછી.

"મને લાગે છે કે તમારે વિલ તો કરી નાંખવું; પછીથી ફેરવવું હોય તો ક્યાં નથી ફેરવાતું ?" ગુલાબચંદ શેઠ બોલ્યા. શેઠના મિત્રનું નામ ગુલાબચંદ હતું અને તે પણ શેઠના જેટલા જ પૈસાદાર હતા.

"હા એ વાત તો મને સિદ્ધ છે, પણ વિલ કરવું કેવી રીતે ?" શેઠે પૂછ્યું.

'વિલ કરવું તે છોકરાના નામનું કરવું; પણ છોકરો ઉમરમાં આવે તે પહેલાં જો તમે ગત થાઓ ( ઇશ્વર એવું ન કરે ), તો છોકરો અઢાર વરસની ઉમરનો થાય ત્યાં સુધી ધનરક્ષણાર્થે વાલીઓ નીમવા; અને ઘર–ખરચને માટે કાંઇ રકમ બાંધી આપવી."

"પણ ધારો કે કદાચ બીજો પુત્ર અવતરે, અગર પુત્રી જ અવતરી તો તેનું કેમ ? શેઠાણી હાલ ગર્ભાવસ્થામાં છે, અને છોકરો અથવા તો છોકરીનો પણ કુટુંબમાં વધારો થશે, તો તેનો પણ કાંઇક વિચાર કરવો જોઇએ."

"હા, જો છોકરો અવતરે તો પછી વિલમાં પૂરવણી ઉમેરી દેજો, અને છોકરી જ થવાની છે એમ ધારીને જે વિલ કરવું હોય તે કરો." ગુલાબચંદ બોલ્યા.

"ગુલાબચંદ ! તમારૂં વાલી તરીકે વિલમાં નામ આવવું જોઇએ, અને તમને ચાર માંહેલા એક વાલી તરીકે વિલમાં હું નીમી જઇશ."

"ઠીક છે, તમારૂં કુટુંબ તે હું મારૂં જ સમજું છું, અને તેની સંભાળને માટે મારાથી જેટલું બનશે તેટલું હું થોડું સમજીશ."

ગુલાબચંદ શેઠ વ્યાવહારિક દૃષ્ટિવાળા હતા; અને આવા પ્રસંગ તેમને ઘણી વખત પડી ગયા હતા. કોઇ વિલમાં કાંઇપણ વાંધો હોય તો, છોકરો તો કોરટ લડી શકે છે; પણ છોકરીથી કાંઇ થઇ શકતું નથી. છોકરી તો માત્ર આપ્યું જ લે છે, અને પોતાના બાપના ઘરમાં ગમે તેટલો પૈસો હોય, પણ બાપ ન હોય ત્યારે એ પૈસાપર કેટલા ભાગે છોકરીનો હક હોય છે તે ભાઇની મરજી ઉપર આધાર રાખે છે. ભાઇ ઘણું કરી ભોજાઇના હાથમાં હોય છે; અથવા તો ભોજાઇ જેટલે ભાઇને બહેન હોતી નથી. આ સઘળું ગુલાબચંદ શેઠના જાણવામાં હતું; અને એટલા માટે જ દીકરી અવતરશે એમ જાણીને જ વિલ કરવાની તેમણે સલાહ આપી હતી; અને એ વાત શેઠને પણ પસંદ પડી હતી.

શેઠના છોકરાનું નામ રમણિક પાડયું હતું. તે હવે બે વર્ષનો ઉમરનો થયો હતો. લક્ષ્મીપ્રસાદ શેઠ, પરમેશ્વરે છેવટે પણ પોતાના સામું જોયું, એ જોઇ ઇશ્વરનો અત્યંત ઉપકાર માનતા હતા; અને ઘરમાં પુત્ર અને સ્ત્રી, અને બહાર મિત્ર-મંડળ સાથે આનંદ ભોગવતા હતા.

એક દિવસ સાંજે શેઠ બગીચાના મંડપમાં બેઠા હતા. માળીઓ ઝારા અને ડોલવતે કુંડાં અને ક્યારા નીચા વળી વળી સિંચતા હતા; અને આંગણા નજીક આવેલો દરિયો જોસભેર ઘુઘવાટ કરી પોતાની હયાતી નજીક જ છે એમ જણાવતો હતો. માંડવા ઉપર આવેલા ફૂલ વિગેરેના લીલા છમ જેવા વેલાઓમાંથી પવનની શીતળ લહેરો સુગંધમય બની આવતી હતી. બગીચામાં ઝીણી ઝીણી રેતી પાથરી રસ્તાઓ સમારેલા હતા; અને વચમાં એક બાંધેલો ફુવારો હતો, તેમાંથી ઉંચે ઉડતી પાણીની ઝીણી ઝીણી કણીઓ આસપાસ ઠંડક ફેલાવતી હતી. કુદરતની મનહર સુંદરતા સાથે આ કૃત્રિમ વૈભવથી શેઠનું મન અત્યારે આનંદાબ્ધિમાં, પાતળી ડાળ ઉપર બેઠેલા પક્ષીની જેમ, ઝુલતું હતું, અને સંસારની બહોળી જં-

જાળને આ વખતે ઘડીક પણ શેઠને છોડી જવાનો અવકાશ મળ્યો. આ વખતે શેઠાણી પણ રમણિકને રમણીય રીતે હાથ પર બેસાડી ફરતાં ફરતાં ત્યાં આવી ચડયાં; અને શેઠના આનંદમાં કાંઇ પણ ન્યુનતા હોય તો આથી પૂરી થઇ.

છેટેથી જ શેઠાણીને પોતાની તરફ આવતાં જોઇને શેઠ ઉભા થયા; અને "આવ રમણીક આવ" કહી શેઠે તેના ભણી હાથ લાંબા કર્યા. પિતાને પરિચિત થએલા બાળક પુત્રે સામો હસીને સત્કાર આપ્યો; અને તરત જ માના હાથમાંથી બાપના હાથમાં ગયો.

"રમણિક! કોની પાસે જાય છે?" શેઠને આપતાં આપતાં ચુંબન કરતી શેઠાણીએ પૂછ્યું; અને તેના ગાલ હળવે હળવે થાબડવા લાગી.

બાપની સાથે ગેલ કરતા છોકરાએ જાણે કાંઇ સાંભળ્યું જ ન હોય, તેમ બાપની પાસે જતાં ઘડીકમાં મૂછ તાણવા લાગ્યો, ઘડીકમાં નાક ઝાલવા લાગ્યો, અને ઘડીકમાં મોઢામાં આંગળીઓ ઘાલવા લાગ્યો.

"રમણિક તો તમારી પાસે આવે છે, ત્યારે તો જાણે મને ઓળખતો જ નથી."

"હાસ્તો વળી. છોકરો તો બાપનો જ છે, અને છોકરી માની છે."

"એવું વળી કયાંથી શીખી આવ્યા? છોકરી તો માની જ, તેમાં તો ના નહિ: પણ છોકરાના ફૂલ માલિક તમને કોણે કર્યા?"

"છોકરી માની, તો છોકરો બાપનો કેમ નહિ?"

"કારણ છોકરીને તો જીવતાં લગી બાપની ગરજ પડતી નથી; અને છોકરાને તો અમે નાનપણમાં ઉછેરીએ છીએ, ત્યારે એ તમારો થાય છે; માટે છોકરી તો માની જ; અને છોકરો માબાપ બંનેનો. કેમ, ખરૂં કે નહિ?"

"લે, આને તો મારૂં મારા બાપનું અને તારૂં મારૂં સહીયારૂં."

"હાસ્તો; અમારૂં તે અમારૂં અને તમારૂં તે પણ અમારૂં. તમે પોતે પણ અમારા તો, વળી બીજું શું પૂછવું! કેમ, હવે સમજ્યા?"

"લે, હું તારો અને આ બધુંએ તારૂં, પણ આ રમણિક મારો." શેઠાણી ભણી રમણિકનું મોઢું કરી આલિંગન આપી શેઠ બોલ્યા.

"જો, વળી ફરી ફરીને ત્યાં આવ્યા;" શેઠાણીએ હસીને લહેકો કર્યો.

"લે, ત્યારે બોલાવી જોઇએ; તારી પાસે એ આવે છે?"

"તે તો હું જાણું જ છું તો! તમે હો ત્યારે એ મને ઓળખતો જ નથી; લુચ્ચાને કોણ જાણે શુંય તમારી પાસે એવું સારૂં લાગે છે."

વિનોદ કરતાં કરતાં શેઠાણીએ રમણિકને બોલાવી જોયો; પણ રમણિક બાપ પાસે હોય, ત્યારે માને જાણતો જ નહિ.

માંડવો બગીચાની વચ્ચોવચ હતો. માંડવાને ફરતો રસ્તાના આકારમાં ચોક હતો; અને ઝીણી રેતી તેમાં પૂરેલી હતી. ચોક ગોળાકારે હતો; અને ફરતા લોઢાના બાંકડા મુંબઇથી મંગાવી ગોઠવી દીધા હતા. માંડવા ઉપર વેલ ચડાવી હતી; અને વચમાં હિંડોળો નંખાવ્યો હતો. ઉનાળામાં આ શેઠનું વિશ્રામસ્થાન હતું, અને ઘણી વખત અહીં શેઠ શેઠાણી રાત્રીનો મોટો ભાગ વિનોદ વાર્તામાં ગાળતાં હતાં. રમણિકને હાથમાં લઇ શેઠ હિંડોળાપર બેઠા; અને શેઠાણીને પણ બેસવા કહ્યું. શેઠાણી બેઠાં એટલે શેઠે વાત ઉખેડી.

"થોડા દહાડામાં મારે મુંબઇ જવું પડશે."

"તમારે તો મુંબઇ મુંબઇ જ થઇ રહ્યું છે. વળી ત્યાં શું કામ છે તે જાઓ છો?"

"મારા મનમાં ઘણા દિવસથી વિલ કરી નાંખવાનો વિચાર છે; અને એટલા માટે જ મુંબઇ થોડા રોજમાં જવા ધારૂં છું,"

વિલ કરવું હોય તો અહીં ક્યાં નથી કરાતું? મારાથી તમારા વિના રહેવાય નહિ. તમારા વિના હું મરી જાઉં."

"તું તે ઘેલી તે ઘેલી જ રહી. મુંબઇ જવાથી કોઇની સારી સલાહ મળી શકે. વળી હમણાં તું ને રમણિક થોડા દિવસ ચલાવી લ્યો તો શી હરકત છે?"

પતિથી વિખુટી નહિ પડેલી શેઠાણીને આ વાત રૂચી નહિ. તથાપિ શેઠ ગમે તેમ પણ પોતાનું ધાર્યું કર્યા વિના રહેવાના નથી; માટે "નારણુ બળ કે પરાણે બળ" કર્યા વિના શેઠાણીને છૂટકો નહોતો.

શેઠે સમજાવી દીધું કે મુંબઇ ગયા વિના કામ પેશ પહોંચે તેમ નથી; અને બધી ગોઠવણ જેવી ત્યાં થશે તેવી અહીં નહિ થાય;

માટે ત્યાં જવું પડશે; પણ જેમ બને તેમ થોડા વખતમાં આવીશ. પોતાના ગયા પછી ઘરમાં સંભાળીને રહેવું, રમણિકને સાચવવો, અને નોકરો ચાકરો સાથે સભ્યતાથી—મર્યાદાથી વર્તવાની શિખામણ આપી; અને બીજે જ દિવસે રવાના થવાનો શેઠે નિશ્ચય કર્યો.

---

# પ્રકરણ ૩ જું.

## શેઠનું વિલ.

સમુદ્રનાં નિર્મળ પાણીની પહોળી અને વિશાળ છાતી ઉપર સડસડાટ કરતી કોઇ આગબોટ ચાલી જાય છે, અને તેમાં લક્ષ્મીપ્રસાદ શેઠ મુંબઇ આવવાને ગઇ કાલના નીકળી ચૂકયા છે. શાંત અને ચોખ્ખું અજવાળું પ્રસરાવતા ચંદ્રના પ્રકાશથી જાણે પાણીની સરખી સપાટી ઉપર રૂપેરી ચાદર પાથરી હોય તેમ જણાય છે; અને આગબોટની બળવાન યાંત્રિક શક્તિથી જાણે જળદેવનાં કોમળ મર્મસ્થળ દુઃખદાયક રીતે છેદાતાં હોય, તેમ પાણીમાં ખૂબ ખળભળાટ થઇ રહ્યો છે. પાણીમાં પ્રદર્શિત થતાં ઉંચે રહેલા ચંદ્રના પ્રતિબિંબથી જાણે ચંદ્ર પોતે જ અત્યારે રાહુ બની આગબોટની પછવાડે લાગ્યો હોય, એવું અનુમાન આગબોટમાં બેઠેલા કોઇ કોઇ ઉતારૂને થતું હતું. આકાશ સ્વચ્છ હતું અને દરિયો તદ્દન શાંત હતો. માત્ર આગબોટ કોઇ કોઇ વખતે પળોટાયેલા ખળ પુરૂષોના વચનની માફક દરિયાના સાધારણ મોજાંથી ઘડીકમાં આ બાજુએ ને ઘડીકમાં આ બાજુએ ધીમેથી લળી પડતી હતી. દરિયો શાંત હોય ત્યારે શીતળ ચંદ્રથી રમણીય લાગતી રાત્રીએ આગબોટની મુસાફરી ઘણી આનંદદાયી હોય છે. દષ્ટિમર્યાદામાં દૂર કોઇ કોઇ ભમતાં વહાણો તેમજ જતી આવતી આગબોટો નજરે આવે છે. દૂર અને કંઇક કંઇક આભાસ આપતાં કંઠાળા તરફ આવેલા, અને વાદળાંથી ઘેરાએલા ઉંચા પહાડો જાણે કોઇ દુર્ઘટ કિલ્લા હોય, એમ લાગે છે; અને જાણે કે કાંઠે જ હોય તેમ સમુદ્રની કિનારીની કેડ ઉપર બેઠેલાં બાળકની માફક દૂરથી લાગતાં, છેક દૂર દષ્ટિમર્યાદાની અંત લીટીમાં ભમતાં સઢ ચઢાવેલાં કોઇ કોઇ વહાણો, જાણે તે દુર્ઘટ કિલ્લામાં પેસવાના કળી ચૂનાથી સફેદ રંગાએલા કોઇ સુશોભિત દરવાજા હોય એવો આભાસ આપે

છે. દૂરથી ગજયુથ જેવા લાગતા કાળા વાદળાની ઉપર પડતો પ્રભાત સૂર્યનો પીળાશ પડતો આછો ઉજાસ જાણે તે ઉત્પ્રેક્ષિત થતા કિલ્લા ઉપર ચડાવેલા અમૂલ્ય કનક કળશ હોય એમ શોભાયમાન લાગે છે.

બીજી તરફ મધ્ય દરિયામાં પણ દૃષ્ટિ સીમા આગળ પડતી દૃષ્ટિમર્યાદાની લીટી ગોળાકારે પડતી દેખાય છે; અને તેની ઉપર સમુદ્રના પાણી જેવાં જ, ચંદ્રાકારે ઉભેલી સ્ત્રીની માફક જાણે સમુદ્ર ઉપર પોતાના કર ટેકવી રહ્યા હોય એવાં લાગતાં કાળાં વાદળાંઓ—કોઇ કોઇ પર્વતો જેવાં, કોઇ કોઇ કિલ્લાઓ જેવાં, કોઇ કોઇ તો ઉભાં થએલાં રીંછ જેવાં, કોઇ કોઇ નમુનાથી કોતરી કાઢેલી દેવળની ટોચ જેવાં, અને કોઇ કોઇ તો સમુદ્ર જેવાં જ—વિશાળ લાગતાં નજર આવે છે. આગબોટની પાણીદાર ઘોડા જેવી વેગવાન યાંત્રિક શક્તિના બળ વડે, આગબોટની છેક પાસેથી ઉઠતાં જળનાં મોજાં, સમુદ્રનાં સામાન્ય મોજાંની સાથે સંક્રાન્ત થઇ જતાં, જાણે પોતાનાં જોરની મર્યાદા બાંધતાં હોય, તેમ યુવાન સ્ત્રીની કટીમેખળાએ પડતી રોમાવળીની માફક, એક ઝીણી પણ ઊંડી લીટી પાડતાં, આ વિસ્તીર્ણ સમુદ્ર સંસારમાં પોતાની જીંદગીરૂપી હયાતી ભેળી દેતાં, અદૃશ્ય થઇ જતાં જોવામાં આવે છે. યાંત્રિક શક્તિનો જોરાવર ઘોડો જાણે દોડી દોડી થાકી ગયો હોય, તેમ એના જ બળથી ઉઠતાં મોજાં ઉપર ફીણ વળતું દેખાય છે. આગબોટના કોઇ કોઇ વાર ખૂબ આમ તેમ લળી પડવાથી, જાણે કે આ આગબોટરૂપી નાનું છોકરૂં, સમુદ્રના પારણામાં, પૃથ્વી અને આકાશની વચ્ચે બીજે લટકાવેલી હિંડોળાની માફક, હીંચકા ખાતું હોય એમ જણાય છે. આકાશના મણિમય મુગટમાં જડેલા બીલોરી કાચના કડકા જેવા તારા મંડળના અનુભવવાળા આનંદી ખારવાના કંઇ કંઇ તરેહના લલકારાથી દરિયાની એકતા ઘણે ભાગે નાશ પામે છે; અને ઘણું કરીને સર્વ ઉતારૂઓ પણ ગમત રમતમાં હોય છે.

લક્ષ્મીપ્રસાદ શેઠને આ અચિંત્યું મુંબઇ જવાનું થયું હતું; અને વળી માત્ર ત્યાં થોડો જ વખત રહેવાનું થશે એમ ધારી સાથે એકજ માણસ અંગસેવક તરીકે લીધું હતું. પોતાને માટે ખાસ "કેબિન" લીધી હતી, અને નોકરને માટે તુતકપર બેસવાનું રાખ્યું હતું. શેઠ પણ કોઇ કોઇ વખતે તુતકપર હવા ખાવા નીકળતા હતા,

અને ઉતારૂઓની સાથે કવચિત ભળી જઇ તેમની ગમતમાં પ્રસંગો-પાત ભાગ પડાવતા હતા.

વહાણમાં ઉતારૂઓ ઘણા હતા; અને શેઠને હમણા તેમનામાંના કેટલાકની સાથે પરિચય પણ સારો પડી ગયો હતો. ઉતારૂઓમાં એક વિનયચંદ્ર કરીને સત્તર અઢાર વરસનો યુવાન હતો. તેનાં કપડાં સાદાં તથા દેખીતો ગરીબ દેખાતો હતો; પણ તેના ચહેરામાં કાંઇક એવું અવર્ણનીય લાવણ્ય દેખાતું હતું કે જોનારની દૃષ્ટિ પેહેલી જ નજરે તેનાથી ક્ષોભ પામ્યા વિના રહેતી નહિ. તેનું કપાળ ભવ્ય અને વિશાળ લાગતું હતું; અને એની સાથે પ્રથમ ઓળખાણ થનારને પણ એમ જ વિચાર આવતો હતો કે આને ભાગ્યદેવીએ જ જાણી જોઇને નીચે ઉતારેલો છે, નહિ તો આવું રત્ન આમ રોળાતું હોય નહિ. તેના શરીરનો રંગ ઘઉંવર્ણો ગોરો હતો. કદે સાધારણ તથા શરીરની કાઠી એકવડી હતી. આંખો ચંચળ પણ મંદ, અને તેના મુખ ઉપર ગંભીરતાની અને નમ્રતાની છાપ સ્પષ્ટ હતી. વાત-ચિત કરવામાં તથા તેના દરેક કામમાં વિનય હતો; અને શેઠની વિચક્ષણ નજરે તરત જ તેને પોતાની મુસાફરીના સાથી તરીકે જૂદો તારવી કાઢ્યો હતો. સાધારણ વાતચિતના કોઇ કોઇ પ્રસંગ ઉપરથી એક બીજાને બોલવાનો વહેવાર થયો હતો; અને બોલવાના વહે-વારમાંથી હમણાં પરિચય સારો થઇ ગયો હતો. શેઠ નવરા બેઠા હોય, અથવા તો કાંઇ કામમાં ન હોય, ત્યારે એની પાસે આવી બેસતા હતા: અગર પોતાની "કૅબિન" માં તેને બોલાવતા હતા; અને તેની વિવેકી રીતભાત, નમ્ર વાતચીત, તથા પ્રસંગમાં આવતા તેના સર્વ વેહેવારથી શેઠ બહુ પ્રસન્ન થઇ ગયા હતા; અને બને તો તેનું શ્રેય પણ કાંઇ કરવું એમ પણ શેઠના ગુણજ્ઞ મનમાં ઘણીવાર આવતું હતું.

કનકાવતીથી મુંબઇ આવવાને આગબોટને રસ્તામાં બે રાત્રી થાય છે; અને બે ચાર કલાકમાં તો હવે મુંબઇ આવવાનું હતું. છેટેથી વાલકેશ્વરના રળીઆમણા ડુંગરા દેખાતા હતા, અને નિર્મળ પણ ખારાં અને ઉંડાં પાણીમાં રસ્તો કાપતી કાપતી આગબોટ દરેક પળે મુંબઇની વધારે વધારે પાસે આવવા લાગી. સમુદ્રના ઉંડા અને અદૃશ્ય તળીયાની માફક માણસનું મન અને મગજ પણ અપારદર્શક છે. વિનયચંદ્રની આગલી

સ્થિતિ કેવી હશે? અને એ જાણ્યા વિના એને માટે શુભ પણ શું કરવું?–તે બાબત શેઠને મોટી ગુંચવણ હતી. લક્ષ્મીનો પ્રસાદ બેશક સર્વને માન્ય હોય છે. પણ હમણાં જ સંબંધમાં આવેલા આ તરૂણની બાબતમાં કેમ હશે?—તે જાણ્યાવિના અટકળ પણ શું કરવી?

સવારનો થંડો પહોર છે. સમુદ્રની શીતળ લહેરો ઉતારૂનાં કાળજાં ભેદી શરીરમાં સ્ફુરતી પૂરે છે; અને આગબોટ ધીમે ધીમે વેગે વૃદ્ધાવસ્થાથી જર્જરિત થયેલી ડોશીની માફક કાંઠા ભણી આવે છે; હવે મુંબઇ માત્ર બે ચારેક માઇલ જ દૂર હતું. દૂરથી દૃષ્ટિમાં તે ક્યારનું ભમતું હતું. આવે વખતે લક્ષ્મીપ્રસાદ શેઠ તુતકપર કઠેડાને અઢીંગી ઉભા ઉભા દરિયાની થંડી હવાનો જાણે અનુગ્રહ કરતા હતા. એવામાં વિનયચંદ્ર ત્યાં આવ્યો; અને શેઠને પ્રણામ કરી તે પણ ઉભો રહ્યો.

"મુંબઇ તો હવે આવ્યું" શેઠે વાત કહાડી.

"હા, જી. બેએક માઇલ દુર હશે?" ધીમેથી વિનયચંદ્રે સવાલ કર્યો.

"હા એટલું તો હશે. તમે મુંબઇ અગાઉ જોયેલું કે આ પહેલી જ વખત?"

"નહિ, જી. આ પહેલી જ વખત છે."

"ત્યારે ઓળખાણ પીછાણ તો હશે જ."

"નહિ, જી; કાંઇ નથી."

"ત્યારે તમે મુંબઇ જઈ ક્યાં ઉતરશો? તમે જાણો છો કે મુંબઇમાં રોટલો આપે પણ ઓટલો આપે નહિ, કારણ કે વસ્તી એટલી બધી છે કે ભાડાનો દર ઘણો જ આકરો છે; એટલે ગરીબ વર્ગને ઘણી મહેનતે માત્ર પૂરતી જ જગ્યા મળી શકે છે."

"એ તો હવે ત્યાં જઇને બને તે ખરૂં. ઇશ્વર કોઇનું અડયું રાખતો નથી. સૌની સંભાળ લે છે તેમ મારી પણ લેશે."

"એ વાત ખરી; પણ તમે નિરૂદ્યમી રહેશો તો ઇશ્વર કાંઇ કરે તે અસંભવિત મને લાગે છે. ઉદ્યમ વિના કર્મ ફળતું નથી."

"ઉદ્યમને માટે જ મુંબઇ જાઉ છું."

"ત્યારે જઇને શું નોકરી મેળવવા ધારો છો?"

"હા, જી, તેમ બને તો તેમ, નહિ તો કાંઇ ગમે તે ધંધો કરવો."

"વારૂ, ત્યારે હું કહું તે કરશો?"

"આવું બોલવું આપને ઘટિત નથી. હું આપને વડીલ તરીકે ગણું છું; અને મને ખાત્રી છે કે જે આપના મનમાં હશે તે મારા સારાનેજ માટે હશે."

"ત્યારે તમે મારી સાથે ચાલો. મુંબઇમાં આપણી દુકાન છે. નોકરીનો જોગ થાય ત્યાં સુધી તમે ત્યાં જ રહેજો."

શેઠને જોકે હાલ મુંબઇમાં કાંઇ ધંધો નહોતો, તોપણ પોતાના નાણાની બરોબર વ્યવસ્થા તથા શેર વિગેરેની પુરેપુરી ખરખબર રાખવાને માટે એક દુકાન રાખવી પડી હતી. અને હલકા પગારના એક મહેતાને કાયમને માટે ત્યાં રાખ્યો હતો. શેઠનું નામ લઇ તથા કોઈ વખતે શેઠની ભલામણથી અગર કાગળથી ઘણાં ઓળખાણ પીછાણવાળાં માણસો તેમ જ સગાં સંબંધી કામ પ્રસંગે મુંબઇ આવતાં ત્યારે શેઠની જ દુકાને ઉતરતાં હતાં, અને તેથી શેઠને કાયમને માટે એક રસોઇઓ પણ ત્યાં રાખવો પડયો હતો; એટલે વિનયચંદ્રને કાંઇ પણ હરકત પડે તેવું નહોતું.

"આપની કૃપા મારાપર ઘણી છે" કહી વિનયચંદ્રે શેઠનું આમંત્રણ ઉપકાર સાથે સ્વીકાર્યું. પોતે અજાણ્યો મુંબઇમાં જઇ ક્યાં રહેત, અને આવડા મોટા મુંબઇમાં કોનીકને જઇ શું કહેત, એ વિચારથી ફિકર કરતા વિનયચંદ્રના મનને શેઠના આ નિમંત્રણથી કાંઇક નિરાંત વળી. કઠિન થયેલી ભાગ્યદેવીનો હજી કાંઇ પણ હાથ પોતાના ઉપર છે—તેની અવકૃપા છેક નથી એમ વિનયચંદ્રને લાગ્યું.

આગબોટ હવે મુંબઇ આવી પહોંચી; અને ઉતરતી વખતે શેઠે વિનયચંદ્રને સંભારી પોતાની સાથે જ લઇ લીધો; પરંતુ ઉતરતી વખતે, રસ્તેથી કોઇ ચાલ્યો જતો માણસ તેને જોઇ ઉભો રહ્યો. જાણે તેને ઓળખતો હોય, એમ હર્ષમાં આવી તે ઘેલા જેવો થઇ ગયો, "આ શું ? વિદ્યાનંદ અહીં ક્યાંથી ?": એમ એના મનને આવી ગયું. તોપણ એને ખાત્રી થઇ નહિ. એટલામાં તો વિનયચંદ્ર શેઠની સાથે ગાડીમાં બેસી ચાલતો થયો. શેઠની દુકાનમાં વિનયચંદ્ર રહેવા લાગ્યો, અને ધીમે ધીમે શેઠની સાથે એક ઘરના માણસ માફક ભળી ગયો.

વિલ બાબત વકીલની સલાહ લેવા શેઠ મુંબઇ આવ્યા હતા; અને એ કામ પાર પાડવાને દલસુખરામ વકીલને મળવાને

માગતા હતા. દલસુખરામ વકીલ એ વખતે મુંબઇમાં પ્રખ્યાત હતો. તેનું ઘર મુંબઇના સારા ભાગમાં આવેલું હતું, અને બારિસ્ટરની પદવી તેણે થોડા વખત અગાઉજ મેળવી હતી; પરંતુ આવતાંને વાર એક બે કપરા કેસ જીતી જવાથી તેમની પ્રખ્યાતિ વિજળીની માફક ત્વરાથી પ્રસરી ગઇ હતી. મોટા મોટા લોકોની તેમને ઘરાકી હતી; અને આ વખતે તેમના જેવો જામેલો વકીલ મુંબઇમાં કોઇ નહોતો. સવારમાં તેમને ત્યાં અસીલો એટલા બધા આવતા હતા કે તેમને જરા પણ ફુરસદ મળી શકતી નહોતી.

તેમના ઘરને ચોમેર ફરતું લોઢાની જાળીથી ઘેરાવો પામતું સાધારણ વિસ્તારવાળું આંગણું હતું; અને આંગણાની વચ્ચોવચ તેમને રહેવાનો બંગલો હતો. બંગલાની આસપાસ આંગણામાં બગીચો હતો; અને તેમાં છૂટક છૂટક ફળ રોપેલી હતી; પણ મોટે ભાગે ગુલાબ, ગુલગોટા, અને એવાં બીજાં ખુશબોદાર અને રળીયામણા ફૂલના છોડવા ઉભેલા હતા. ગાડીઓને જવા આવવાના રસ્તા બાંધી લીધેલા હતા; અને રસ્તાની બંને બાજુએ વિલાયતી છોડવાનાં કુંડાં હારબંધ ગોઠવી દીધેલાં હતાં. બંગલાની સન્મુખ ઉતારેલા એકઢાળીઆ જેવા, પણ ચારે બાજુએ ખુલ્લા, ચોકમાં અસીલોની ગાડીઓને ઉભી રહેવાની જગા હતી; અને તે ચોકને પથ્થરના થાંભલાના ટેકા હતા.

વકીલ એક પછી એક અસીલને પોતાના દિવાનખાનામાં મળતા હતા. દિવાનખાનાની બહાર બાજુએ આવેલા એક ઓરડામાં સાદું પણ સુશોભિત "ફર્નિચર" ગોઠવ્યું હતું; અને વકીલ સાહેબ કામમાં હોય, અથવા તો કોઇ અસીલને મળવામાં રોકાએલા હોય, ત્યારે મળવા આવેલા બીજા ગૃહસ્થોને એ ઓરડા (વેટીંગ રૂમ) માં બેસારવામાં આવતા હતા.

એક ખૂશનુમા સવારે લક્ષ્મીપ્રસાદ શેઠની ગાડી બહાર ચોકમાં ઉભેલી હતી. પ્રાતઃકાળની ઝાકળનાં બિંદુઓ, જાણે કે પતિથી માનભંગ થયેલી કોઇ ખંડિતા નાયકાના મુખારવિંદ ઉપર મોતીનાં જેવાં આંસુ ટપકતાં હોય તેમ નાજુક છોડવા ઉપર શોભાયમાન લાગતાં હતાં; અને સવારનો થંડો પવન સુગંધમય ફુલોથી સુવાસિત બની ઘ્રાણેન્દ્રિયના પરિચયે મગજને આનંદ આપતો હતો. વકીલસાહેબને મળવા શેઠ અંદર ગયા. શેઠને અને એમને આગળનું ઓળખાણ

હતું, એટલે શેઠનું નામ સાંભળતાં જ વકીલસાહેબ શેઠને ઉમરપર સામા લેવા આવ્યા.

"પધારો, પધારો ! શેઠજી !" કહી, વકીલસાહેબે હાથ લાંબા કર્યા.

"સાહેબજી, સાહેબજી" કહી, શેઠે સામા હાથ મેળવ્યા.

દિવાનખાનામાં "ફર્નિચર" ઉંચા પ્રકારનું હતું. વચમાં એક વિશાળ, ગોળ ટેબલ પડેલું હતું, અને તેના ઉપર ગરગડી ઉપર ટેકવેલો ચીનાઇ માટીનો રંગીન લટકતો દીવો હતો, અને તેની ઉપર દુધીઆં ઢાંકણી હતી. ટેબલને ફરતી ત્રણ ચાર ખુરસીઓ પડેલી હતી. ખુણાઓમાં કોતરેલ લાકડાના નમુનદાર અને નકશીવાળા ખુણીઆપર ચીનાઇ માટીનાં રંગ બેરંગી ફુલપાત્રો ગોઠવેલાં હતાં. પુસ્તકોનાં કબાટને કાચનાં બારણાં હતાં; અને દરેક બાજુએ કબાટો ઘણું કરીને એવી રીતે ગોઠવ્યા હતાં કે ગમે તે બાજુએ પણ માણુસ પોતાને જોઇ શકે. વચ્ચે ખાલી પડેલી જગ્યામાં કોચ ગોઠવ્યા હતા; અને ટેબલની બંને બાજુપર "[1]ઓટોમન" મૂકયા હતા. ખુરસીઓ કમાનવાળી હતી; અને તેના ઉપર રંગીન કપડું ભરી લીધું હતું. દીવાલો ઉપર સોનેરી લાકડીઓથી જડેલી નામીચા નરોની છબીઓ લીલા પીળા રેશમથી વણાએલી દોરીઓ વડે લટકાવી દીધી હતી; અને ટેબલની સામે આવેલા ઘડીઆળમાંથી, અમાપ કાળની જીભ જેવું, સોનેરી લોલક લટકતું દેખાતું હતું.

શેઠને દલસુખરામ વકીલની વિલ બાબતમાં સલાહ લેવી હતી; અને કાયદાની રૂએ જ જો વિલ થાય તો જ તેનો અમલ થઇ શકે છે એમ શેઠ જાણતા હતા. દલસુખરામ વકીલ શેઠને મિત્ર જેવા હતા; અને કાયદામાં તેમની પ્રવીણતા ઘર ઘર ગવાતી હતી; એટલે શેઠને તેમની જ સલાહ લેવાનું અનુકૂળ અને ઉત્તમ લાગ્યું.

"કેમ શેઠ સાહેબ ! કાંઇ ઘણા દિવસે દર્શન દીધાં !" વકીલ સાહેબે પોતાને છાજતી વશકારક વાણીથી કહ્યું.

"હા, જી. આપનાં દર્શન પણ હવે તો દુર્લભ થઇ પડ્યાં છે." શેઠે કહ્યું.

"એમ કેમ ?"

"કેમ તે વળી એમ કે હવે તો એવા કામમાં તમે ગુંથાએલા

---

1 એક જાતની બે ત્રણ જણ બેસી શકે તેવી ખુરસી.

રહો છો કે આવીને તમારા કામમાં અડચણુ નાખવી હુ ઠીક ધા-રતો નથી.”

“એવું હોય!! કામ તો હમેશનું છે. તમારે માટે મને અવ-કાશ ન હોય, એમ તમારે કાઇ દિવસ મનમાં પણુ ન લાવવું.”

“નહિ, એ તો હુ અમસ્તો બે ઘડી ગમતને માટે બોલતો હતો. પણુ હાલ તો હું કામ પ્રસંગે આવેલો છું; તો તમારી ફુરસદપર એ મુલતવી રાખીએ.”

“તે કહોને વળી. સેવક સાંભળવાને તૈયાર છે.”

“તમે જાણો છો કે હું બે વાર પરણ્યો હતો.” શેઠે જરા ગંભીર ચહેરે કહ્યું.

“હા, અને મારૂં જાણવું ખોટું ન હોય તો, તમોએ હમણાં જ ફરી લગ્ન કર્યાં છે.” વકીલે જરા મુત્સદ્દીપણાથી જવાબ વાળ્યો.

“હા, એ પણુ ખરૂં. પણુ આગલી બઇરીઓથી મને કાંઇ સં-તાન નહોતું.”

“એ બાબતમાં ઇશ્વરની અવકૃપા કાંઇક વધારે પડતી ખરી.”

“ઇશ્વરનું ધાર્યું બધી બાબતમાં થાય છે. માણસ એ એના હાથમાં માત્ર પુતળું છે. એની જ કૃપાથી હવે નવીને પુત્ર થયો છે, અને હાલ પણુ ફરીને તે ગર્ભાવસ્થામાં છે.”

“અહો, એમ છે? આવા ખૂશીના ખબર આજ સુધી મને ન જણાવ્યા!”

“મારા ધારવામાં એમ હતું કે તમે આ વાત જાણતા હશો. પણુ મુંબઇમાં મારા આવવાનું કારણુ તમને હવે મારે જણાવવું જોઇએ. તમે જુઓ છો તેમ મારી ઉમર પાકી થઇ છે; અને જી-વ્યો એટલું તો હવે જીવવાનું નથી; તો પૈસાની વ્યવસ્થા કરી તેનું વિલ તમે કહો તેમ કરીએ.”

“આપના ચિરંજીવીની ઉમર કેટલી છે?”

“બે અને ત્રણુ વરસની વચ્ચે.”

“ઠી—ક——.”

વકીલે કપાળે હાથ ફેરવ્યો. ફેરવતાં ફેરવતાં જાણે કપાળે વળે-લી કરચલીને ચપટીવતે એક કરી નાંખતો હોય, તેમ ભમ્મરોને જરા વક્ર કરી જમીનપર જોતો કાંઇક વિચારમાં પડયો.

“ઠીક, ત્યારે છોકરાની ઉમર અઢાર વરસની થાય, ત્યારે ઉમર

લાયક કાયદા પ્રમાણે ગણાય. માટે તેની સગીર વયમાં વ્યવસ્થા ચલાવવા વિલ તેના નામનું કરી વાલીઓ નીમો, અને તેમાં તમારી સ્ત્રીને વાલી તરીકે નીમો. તમારી સ્ત્રીની ઉમર કેટલી હશે ?"

"સોળ સત્તર વરસની."

"ત્યારે તે પણ વાલી ન થઇ શકે. તો તમારે વાલી નીમી તેને જ સોંપી દેવું. પણ વિલની એક નકલ તમારી સ્ત્રી પાસે રખાવવી. તમારે જે જે બાબતો નાખવી હોય તેની જરા યાદી કરી વાલી કોને કોને નીમવા છે એ લાવશો તો તેનું હું તમને રીત પ્રમાણે વિલ બનાવી આપીશ."

"વારૂ, તમને હવે ફરી ફુરસદ ક્યારે મળશે ?

"તમારે માટે મને ફુરસદ હમેશાં હોય જ. તોપણ રાતના આઠ વાગ્યા પછી વધારે અનુકૂળ આવશે, જો તમને ઠીક પડે તો."

"ઠીક, ત્યારે હું કાલે એ વખતે આવીશ. તમને તસ્દી આપવી પડે છે તેને માટે દિલગીર છું, પણ ઉપાય નથી એટલે લાચાર."

"અરે ! અરે ! એ શું બોલ્યા. તમારૂં કામ તે મારૂં જ છે."

શેઠ ત્યાંથી વકીલની રજા લઇ ઘેર આવવા નીકળ્યા. ગાડીમાં બેસી ગાડીવાનને "ચલાવ" કહેતાં ગાડી આંગણામાંથી નીકળી ગડગડાટ ચાલવા માંડી. ચાલતાં ચાલતાં શેઠનું મગજ ચકડોળે ચડયું; અને એ વિચાર નહિ સમજતા અવાચક પ્રાણીઓ વિચારથી ભારે બનેલા મગજ સહિત શેઠને ખેંચતાં ખેંચતાં ઘર ભણી લઇ જવા લાગ્યાં.—ત્યારે શું કરવું ? એક તો જાણે ગુલાબચંદને વાલી નીમવા. એમાં તો કાંઇ પૂછવાપણું નથી. બીજા આ દલસુખરામ; તે પણ આપણા અંગતનું માણસ છે; અને વળી કાયદામાં પ્રવીણ, એટલે એને જ નીમવા. બીજા બે કોને શોધશું ? આમ પરભાર્યા બધાને ગોઠવી દેશું તો પછી બનેવીને ખોટું લાગશે. એના મનને એમ આવશે કે જો આપણો વિશ્વાસ નથી ? વિશ્વાસ તો નથી જ, પણ લોક લાજની ખાતર એને એમ દેખાડવું જોઇએ નહિ. ત્યારે કેમ ? હા, એને પણ નીમવા જોઇએ. પણ એનું કાંઇ ચાલવાનું નથી એટલે ઠીક છે. ત્યારે ત્રીજા એ, અને ચોથા આપણી નાતમાં શેઠ છે તેને. પણ તેની પાસે જવું પડશે; અને તેને કહેવું પડશે. વારૂ, એ તો બધું થઇ રહેશે; પણ શું હું ધારૂં છું એમ જ ?—વિચાર આવતાં

જાણે જરીક ઓછું આવ્યું હોય—ખોટું લાગ્યું હોય, તેમ શેઠ ગળગળા થઇ ગયા. આવા પ્રતિષ્ઠિત, મોટી વયના, સર્વ અનુભવેલું એવા, જુવાની ઓળંગી ઘડપણ નજીક આવેલા, અને પાકી વયના શેઠ પણ મરવાથી ડરતા હતા.—અરે! આ શા વિચાર! મેં કોઇનું બુરૂં કર્યું નથી. ગરીબની આંતરડીઓની આશિષ લેતાં કોઇ દિવસ ધન સામું જોયું નથી. છતાં મારૂં મન મોતને માટે કાં તૈયાર નથી રહેતું? ફૂલ ખીલ્યું તો તે ખરવાનું, ઉગ્યું તે આથમવાનું, અને જનમ્યું તે મરવાનું. વળી મોત અને નિદ્રામાં ફેર શો? કાંઇ નહિ. નિદ્રામાં શું થાય છે એ કોઇ જાણે છે? ના, નહિ. કોઇવાર નિદ્રામાં પળવાર સ્વપ્ન અનુભવે છે; તો આ સંસાર પણ સ્વપ્ન જેવો જ છે. તો નિદ્રાને માણસ ચાહે છે, તેને મેળવવા મનુષ્ય પ્રયત્ન કરે છે, અને મોતથી કેમ ડરતું હશે? તે તો કોણ જાણે. કોણ કોણનું છે? આવડા મોટા શેઠીઆઓ, રાજાઓ, ધર્માધિકારીઓ, બધા મરી ગયા. અને બીજા પણ મરી ગયા, ત્યારે તેમના અને બીજાના મરવામાં ફેર શો? મુવા પછી તેમની ગતિ જૂદી જૂદી થાય છે; અથવા તો મુવા પછી તેમની શી ગતિ થાય છે; એ કોઇ કહી શકે છે? મૂર્ખ જીવ! વિચાર તો ખરો, કે આટલો આટલો પૈસો, આવી સ્ત્રી, છોકરાં, સગાં વહાલાં, નોકર ચાકર, એ સર્વમાં તારૂં કોણ છે? કોઇ નહિ. ત્યારે અમથી આ ક્ષણિક સંસારમાં એમને માટે શીદ વેઠ કરવી પડે? એ તો.—

**संमीलने नयनयोर्नहि किंचिदस्ति.***

તો જે અંતે આપણું નથી, તેને માટે કાળું ધોળું કરી નાહક પાપનો પુંજ શીરપર શીદ લેવો પડે? પણ ત્યારે પરમેશ્વરે માયા રચી શા માટે? જો સંસાર છોડી ત્યાગી રહેવામાં, ઘરબાર છોડી સન્યસ્ત ગ્રહણ કરવામાં, મળતું હોય તે ન લેવામાં, અને જેને દુનિયા સુભાગ્ય કહે છે તે હોય છતાં તે છોડી વનવાસ લેવામાં, જો સંસારની પર્યાપ્તિ થતી હોય તો તે ઉત્પન જ શા માટે થવાં જોઇએ? જાણી જોઇને પરમેશ્વર પોતે સૌને ખાડામાં નાખવા ઇચ્છે છે એમ થયું. તેમ પણ નહિ—આમ પણ નહિ. ત્યારે સમજવું શું? એમકે, બંનેને મિશ્રણ કરી સંસારમાં સમજુ માણસે ગૃહસ્થાશ્રમ પાળવો,

* આંખો મળી ગયા પછી (મરી ગયા પછી) એ કોઇ નથી. ભર્તુહરિ.

સદ્ધર્મથી રહેવું; કોઇ પણ માણસનું કદિ પણ બુરૂં ન કરવું, અને યથાશક્તિ સર્વદા ધર્મ દાન કરવાં.—શેઠના અધ્યાત્મક વિચારનો અંત કોણ જાણે ક્યારે આવત ? પણ એટલામાં ગાડી ઘર પાસે આવી એકદમ ઉભી રહી; અને પછવાડે ઉભેલો સિપાઇ ગાડીના બારણા આગળ ઝડપથી આવી, બારણું ઉઘાડી ઉભો રહ્યો. શેઠ જાણે ઉંઘમાંથી ઉઠ્યા હોય, તેમ ગભરાઇ ગયા. ગલીકુંચીમાં ભૂલા પડેલા માણુસને કોઇ રસ્તો બતાવતું હોય, તેમ સન્મુખ ઉભેલો સિપાઈ બારણું ઝાલી શેઠના સામું જોઇ રહ્યો. શેઠ ઉતર્યા, અને ધીમે ધીમે ચાલતા, જાણે કે રખેને મૃત્યુ આગળ વાટ જોઇને બેઠું હોય તેમ જાણે બીકથી ધીમે ધીમે પગ ઉપડતા હોય, એમ મંદ ગતિથી વિચારમાં લીન થએલા શેઠ પગે ચાલતા ઘરમાં ગયા.

જમી રહ્યા પછી શેઠ દિવાનખાનામાં એકલા બેઠા હતા; અને ભારે પેટે અન્નના ઘેનમાં ઝોકાં ખાતા હતા. વકીલને ત્યાં જવાનો વાયદો તેમને યાદ હતો. વિલમાં કોણ કોણ વાલી નીમવા હતા, તે તો શેઠે ક્યારનું નકકી કરી રાખ્યું હતું. શેઠાણી હાલ ગર્ભાવસ્થામાં હતાં; અને જો દીકરી અવતરે તો તેના નવમે વરસે વાલીઓની સંમતિથી સારે ઘેર વિવાહ કરવા. તેના નામના અત્યારથી રૂપીઆ વીશ હજાર રોકડા કોઇ સારી બૅંકમાં અનામત મુકવા; અને તેના વ્યાજમાંથી તેને ભણાવવા વિગેરેનો ખરચ પૂરો કરવો. તેરમે વરસે તેનાં ધામધુમથી લગન કરવાં. અને જ્યારે લગન થાય ત્યારે એ રૂપીઆ ઉપાડી લેવા. તેમાંથી દશ હજાર રૂપીઆના દાગીના કરાવી આપવા, અને દશ હજારની સરકારી લોન લેવી; તેના વ્યાજમાં તેનો ખાનગી ખર્ચ નીભે. આમ થવાથી બહેન ભાઇની ઓશિયાળી મટી જશે; અને ભાઇને માથે બિલકુલ બોજો નહિ રહે, એટલે બહેન ઉપર સહોદર પ્રેમ એ રાખી શકશે; આવી ગોઠવણ કરવી એમ શેઠે નક્કી કર્યું; અને વિચારમાં ને વિચારમાં દિવસ ચાલ્યો ગયો. બીજે દિવસે વકીલને ત્યાં જઇ તેને પોતાના આ વિચારથી વાકેફ કર્યા, અને વાલીઓનાં નામ આપ્યાં. વકીલને પણ એ ગોઠવણ ગમી: ખરડો થયો. એક બીજાએ વાંચ્યો, વંચાવ્યો; ફેરફાર કરવો હતો તે કર્યો; અને છેવટે વિલ થયું. વાલીઓની સહી લેવાણી, અને તેના ઉપર શેઠે મતુ માર્યું.

---

# પ્રકરણ ૪ થું.

" જળનાં મોજાં જળ વિષે, ઉઠી જેમ સમાય,
તેમ મનોરથ ગરીબના, અંતરમાં લય થાય."

આપણે આગલા પ્રકરણમાં કહી ગયા કે વિનયચંદ્ર આગબોટમાંથી ઉતર્યો, ત્યારે રસ્તા ઉપર થઈને જનારા કોઈ પણ માણસની નજર તેના ઉપર પડી હતી. તેને ઓળખવાનો પ્રયત્ન કરી તે હર્ષમાં આવી ગયો હતો; પણ વિનયચંદ્ર શેઠની ગાડીમાં બેસી ચાલ્યો ગયો, એટલે પાસે જઈ એની સાથે વાતચીત કરી ખાત્રી કરવાનો વખત એને રહ્યો નહોતો. આ નાની સરખી વાત પણ આપણે ભૂલી જવી જોઈતી નથી. એ માણસ કોણ હતો તે જાણવાને નીચલાં પ્રકરણો જાણવાની જરૂર છે.

એ માણસ ઉદ્યમપુરનો રહેવાસી હતો. ઉદ્યમપુરમાં વેપાર ઠીક ઠીક હતો; અને તેના વેપારીઓની પૈસા સંબંધી સ્થિતિ પણ ઠીક હતી. આજુબાજુના ગામોમાં ઉદ્યમપુર ખાતેથી માલનો ઉઠાવ ઘણો થતો હતો; અને જે જે માલનો ઉઠાવ થતો હતો, તે તે માલની ભરતી પાછી મુંબઈથી થતી હતી; એટલે મુંબઈ સાથે તેને વધારે સંબંધ હતો. ઉદ્યમપુરના વેપારીઓને નિર્ધનપુરના વેપારીઓ સાથે થાડો સંબંધ હતો. નિર્ધનપુર તદ્દન ગરીબ હતું; પણ શેહેર મોટું હોવાથી, હમેશની ખપજોગ જરૂરીઆતી ચીજો ઉદ્યમપુરથી આવતી હતી.

નિર્ધનપુર એ રળીઆમણું શેહેર છે. લીલકા નામની નદીથી એ લગભગ ઘેરાએલું છેઃ અને ત્યાંના માણસોનું પોષણ કરવામાં તેનું પાણી માના દૂધ જેવું છે. નિર્ધનપુર ઉદ્યમપુરથી દશેક ગાઉને અંતરે આવેલું છે; અને ઉદ્યમપુર અને નિર્ધનપુર બંને સમુદ્રથી દશેક ગાઉને અંતરે આવેલાં છે, એટલે સમુદ્રથી જાણે કે સમબાજુ ત્રિકોણના બે ખુણા હોય એમ એની સ્થિતિ આવેલી છે. મુંબઈથી જતી આવતી આગબોટો ઉદ્યમપુર અને નિર્ધનપુરથી સીધી આવેલી લીટીઓના સંગમ ઉપર સમુદ્ર કિનારે બે ચાર માઇલ કાંઠાથી દૂર ઉભી રહેતી હતી; અને એથી કરી બંને શહેરોના લોકોનો જાવરો આવરો મુંબઈમાં હતો.

નિર્ધનપુરમાં પૈસા સિવાય બધું હતું, અને તેને માટે નીચેની દંતકથા ચાલતી હતી. એવું કહેવાય છે કે એક દિવસે પરમેશ્વરે

સ્વર્ગલોકમાં ગામોની વહેંચણી કરવાને એક સભા ભરી હતી; અને એ સભામાં સ્વર્ગવાસી લોકોને પોતપોતાના ગામો તરફથી બેસવાની અને બોલવાની છુટ હતી. પ્રમુખની ખુરસીએ પરમેશ્વર બિરાજ્યા હતા. અને ઉમેદવારોની માગણીનું વાજબી ગેરવાજબીપણું તપાસી ઘટે તે સ્વીકારતા હતા. સભા મોટી ભરાઇ અને દેશવિદેશના લોકો પોતપોતાના ગામની તરફેણમાં બોલવા લાગ્યા. "નગારખાનામાં તૂતીનો સાદ ક્યાં સંભળાય ?" તેમ નિર્ધનપુર જેવા નાના ગામડાના વતનીઓની ફરિયાદ પરમેશ્વરના કાન સુધી પહોંચવા પામી નહિ. માગનારાઓ એટલા બધા હતા કે પરમેશ્વરને આપતાં પણ વિચાર થઇ પડયો, અને એટલામાં તો સભા બરખાસ્ત થવાનો વખત આવ્યો. નિર્ધનપુરના બુઢ્ઢાઓ ગભરાવા લાગ્યા, અને વિચાર કરવા લાગ્યા, કે જો કાંઇપણ નહિ બની શકે તો છોકરાઓ શાપ દેશે કે "જો વડવાઓથી કાંઇ ન બન્યું" અને "એવા વડવાઓ ન હોત તો સારૂં" એમ ઇચ્છશે. એટલા માટે, બે ચાર યુવાનો ગણ્યા ગાંઠયા હતા તેને આગળ કરી ધક્કા મૂક્કી કરતા, પ્રમુખની ખુરસી પાસે પહોંચી ગયા, અને પ્રમુખ ઉઠવાની વેતરણ કરે છે એટલામાં આ ટોળું જઇ ઉભું રહ્યું. "અમે તો રહી ગયા" કહી કોઇએ હાથે પગે લાગવા માંડયું; કોઇએ રોવાનું શરૂ કર્યું; અને કોઇ તો જમીન ઉપર લાંબા પડી સાષ્ઠાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. પરમેશ્વરને હવે જવાની ઉતાવળ હતી, પણ દયાને પાત્ર એવા આ ટોળાને જોઇને તેમને દયા આવી. માગવાની આજ્ઞા પ્રભુના મુખમાંથી નીકળતાં જ આ ધર્મની બાબતમાં ઢીલ નહિ કરવા ઇચ્છતા ટોળાએ માગણીઓને વિનતિના આકારમાં રજુ કરી. જેમ જેના મનમાં આવ્યું. તેમ, કોઇએ દીકરા તો કોઇએ દીકરી, કોઇએ લાંબી જીંદગી તો કોઇએ સંપ કોઇએ નિર્ભયતા તો કોઇએ હવા પાણી, અને કોઇએ સદગુણ તો કોઇએ સુજનતા, એમ જુદા જુદા માણસોએ જૂદું જૂદું માગી લીધું નવાઇની વાત એ છે કે કોઇને એ વખતે ધન કે પૈસો સાંભર્યો નહિ. આ ભૂલ તેમની મોટી થઇ અને પરમેશ્વર ઉઠી ચાલતા થયા. એમના ગયા પછી વૃદ્ધ પુરૂષો માંહોમાંહે હસવા લાગ્યા; અને કોઇને પણ આ અમૂલ્ય ચીજ ન સાંભરી, એ જોઇ એક બીજાની બુદ્ધિની તારીફ કરવા લાગ્યા. હવે શું થાય ? એક ઉપાય હતો, અને તે એ કે, ફરી બધાએ ભેગા મળી પરમેશ્વર

પાસે જવું, અને કાલાવાલા કરી આ અમૂલ્ય ચીજની માગણીનો સ્વીકાર કરાવવો. દરખાસ્ત મેલાઇ અને સર્વાનુમતે પસાર થઇ, એટલે આ નાનું ટોળું ફરીને પરમેશ્વરને પજવવા ચાલ્યું; અને પરમેશ્વર પોતાના ઘરના બારણામાં પેસે છે તેવા જ તેમને પકડી પાડયા. બધાએ ભેગા મળી બુમરાણ પાડી મૂક્યું "અરે ! માબાપ, ખરેખરી ચીજ તો રહી ગઇને ! એટલી કૃપા કરો ?" પણ પરમેશ્વર ઘણું આપી દીધું હતું તેનો તેમને વિચાર થયો; તેથી માગણીની અગત્યતા ધ્યાનમાં ઉતરી છતાં ના પાડી; અને જે મળ્યું છે તેથી સંતોષી રહેવા ઉલટી શિખામણ આપી. ઉપાય ન રહ્યો એટલે આ ટોળું પાછું વળ્યું; અને એ પ્રમાણે આ નિર્ધનપુરની નિર્ધનતા વિષે દંતકથા હજી પણ એ ગામમાં ચાલે છે.

પૈસા સિવાય પરમેશ્વરની સર્વ રીતે કૃપા પ્રસાદી પામેલા એવા નિર્ધનપુરના નગરવાસીઓમાં કોઇ નિત્યાનંદ પણ હતો. નિત્યાનંદ ગરીબ, પણ ધર્મ અને આચરણના ભૂષણથી શણગારાએલો હતો. અસત્યને તે દુશ્મનની બરોબર ગણતો. તેને સરસ્વતી નામની વિનયી, પતિની પ્રસન્નતામાં જ પોતાની પ્રભુતા સમજતી, ધર્માચરણી, અતિથિને આવકાર આપનારી, સ્ત્રી હતી. તેની વાણીમાં તેના પોતાના જ નામનું માધુર્ય રહેલું હતું. જડ અલંકાર વિના પણ પરમેશ્વરે આપેલા સ્વરૂપમાં તેનો વિવેક અને વિનય મિઠાસ ઉમેરતાં હતાં. ધર્માચરણથી શોભતી, અને ગરીબ ગાય જેવી લાગતી, પણ સાદાં, મંગળ ભૂષણોથી જ પ્રભતાવાળી લાગતી સરસ્વતી, તેના સ્વામીને પ્રસન્ન કરવામાં પોતાના જીવનનું શ્રેય સમજતી હતી; અને તેની સેવાથી જ મોક્ષપદ પામવાની ઇચ્છા રાખતી હતી.

હિંદુઓના રિવાજ પ્રમાણે આ જોડું નાનપણથી જ પરણ્યું હતું; અને દુર્ભાગ્યે વડીલોના અકાળ મૃત્યુને લીધે નાનપણથીજ સંસારનો લા'વો લેવાનો વખત પણ આવ્યો હતો. નિર્ધનપુરમાં પૈસાનું તો પૂછવાનું જ નહોતું; તોપણ વડીલોના આશિર્વાદથી વિદ્યાનંદ નામનો પુત્ર તેમને સાંપડયો હતો. વિદ્યાનંદ ખરેખર પુત્ર-રત્ન હતું, અને એથી એ રત્નની સંભાળ ગરીબ માબાપો ઘણા પરિશ્રમથી લેતાં હતાં. સરસ્વતીને ફરી સંતતિ થવાનો વખત જ ન આવ્યો અને એથી કરીને પુત્ર માબાપના પ્રત્યે સ્વાભાવિક સ્નેહમાં વહેંચણી ન

૨૪. બાળવયમાં વિદ્યાનંદ ગોરો, દેખાવડો, અને શરીરે પુષ્ટ હતો; એટલે યશોદાના કાનકુંવરની માફક સૌને વહાલો લાગતો હતો. કેટલીક સ્ત્રીઓ પોતાના છોકરાને મૂકી એને ઘણીવાર રમાડતી હતી; અને એવો છોકરો પોતાને હોય એવું ઇચ્છતી હતી. એવા પુત્રની મા હોવાથી સરસ્વતીને તેઓ ભાગ્યશાળી ગણતી હતી; અને તેના જીવનનું સાર્થક થયું એમ માનતી હતી. બાળવયમાંથી, ધીમે ધીમે વિદ્યાનંદ કિશોર વયમાં આવવા લાગ્યો. બાળવયમાં રીંખતાં રીંખતાં માંડ માંડ ઉમરપરથી ઘરમાં જતો હતો, તે હવે મોટો થવાથી અભરાઇ ઉપરથી, ટાંકામાંથી, બતાકામાંથી, અને ઘરમાં પડેલાં કંઇ કંઇ પુસ્તકો ખોળી ખોળી ચુંથવા લાગ્યો. પાટી ઉપર લીસોટા કાઢવા લાગ્યો અને ભણવા તરફ પોતાની સહજવૃત્તિનું ભાન આપવા લાગ્યો. આવી રીતે પુત્રના લક્ષણ પારણામાંથી જણાયાં.

યોગ્ય વયે વિદ્યાનંદે નિશાળે જવું શરૂ કર્યું; પણ શાળામાં થોડા કાળના અભ્યાસથી તરત જણાયું કે તેની બુદ્ધિ તીવ્ર હતી, અને તેની ગ્રહણ-શક્તિ બહુ ચપળ હતી. નિર્ધનપુર જેવા ગામના ગામઠી મહેતાજીની બુદ્ધિમાં તેને હવે કચાશ લાગવા માંડી; અને તેમની હુશિયારીમાં તેને "ડહાપણ" જણાવા માંડયું. "ઇશ્વર દત્ત બુદ્ધિને અંતે શાળાનો ખોરાક થોડો પડયો" અને અભ્યાસી જીવને ઘેર બેસવા વખત આવ્યો. પરંતુ ઘેર બેસવાથી એની જીજ્ઞાસા તૃપ્ત થાય એમ નહોતું; અને નિર્ધન માબાપથી હોંસીલા છોકરાની વૃત્તિ પૂરી પડે એમ પણ નહોતું. થયું એમકે પોતાની વૃત્તિ પાર પાડવા એને નિર્ધનપુર છોડવા વિચાર થવા લાગ્યા; અને પ્રસંગોપાત પોતાના એ વિચાર વડીલ માબાપોને જણાવી પણ દીધા. પરંતુ કોઇ પણ પ્રકારે આ વાત તેના માબાપને રૂચતી નહોતી, અને વારંવાર તેને ના જ કહેતાં હતાં. દબાએલી વૃત્તિ પથ્થર નીચે પકડાએલા સાપની માફક વધારે જોરથી ઉછળવા લાગી, અને પોતાના એ વિચાર પાર કેમ પડે તેના રસ્તા શોધવા લાગી. પોતાના વડીલોને વિરૂદ્ધ લાગતી વાતમાં કાંઇ કાંઇ વિઘ્નો આડે આવવા લાગ્યાં, અને તેના ઉપાયો સૂજતા ગયા તેમાં કાંઇ કાંઇ ખામી લાગવા માંડી. એમ કરતાં કરતાં તેનું વય પણ વધવા લાગ્યું. નિર્ધનપુરમાં એવો વેપાર પણ નહોતો કે તે બહાને બહાર ગામ જવાનો અવકાશ મળે. નિરૂદ્યમી અને નિર્ધન શહેરમાં, પોતાની ધારણા કોઇ પણ પ્રકારે પાર

પડે એમ ન લાગ્યું. એક વખત એવો જોગ બની ગયો કે એક ખૂબચંદ નામના વેપારીને ઉદ્યમપુરમાં વેપાર પ્રસંગને લીધે કોઇપણ માણસને ત્યાં મોકલવાની જરૂર પડી. વિદ્યાનંદને આ બાબતની ખબર પડતાં તે તેની પાસે ગયો; અને ત્યાં જવા પોતાની ખુશી જણાવી. પોતાના માબાપ આ બાબતમાં આડે આવશે એમ પહેલે-થી જ તેની ખાત્રી હતી. પરંતુ ખૂબચંદ શેઠને સમજાવી દીધું કે એ કદાચ ના પાડશે તોપણ હું જઇશ, અને એટલા માટે એ કામ મને જ તમારે સોંપવું. ખૂબચંદ શેઠને પણ વિદ્યાનંદ જેવો માણસ મળે એમ નહોતું, એટલે એણે પણ એ કબુલ કર્યું, અને એ પ્રમાણે ત્યાં કરાર થઇ ગયો.

ઘેર આવીને વિદ્યાનંદે પોતાને ઉદ્યમપુર જવા બાબત વાત કરી. સરસ્વતી અને નિત્યાનંદ ગભરાઇ ગયાં. પુત્રને જ ઘરમાં જોઇ, લક્ષ્મીનો પ્રસાદ માનતા આ જોડાને એ વાત બિલકુલ રૂચી નહિ. પરંતુ પુત્રની જ એ બાબતમાં સબળ વૃત્તિ જોઇ શું કરવું તે પણ સુઝયું નહિ. બાંધેલા સરોવરની પાળ તુટયે, તેના વહેતા સબળ પાણીના જુસ્સા જેવી, છુટી થએલી તેની વૃત્તિને હવે દબાવી દેવાને તેમની શક્તિ નહોતી; અને આટલા દિવસ તો જેમ તેમ ચાલ્યું, પણ હવે વિદ્યાનંદને દુરાગ્રહ કરી રોકી રાખવામાં પણ તેઓએ કાંઇ લાભ જોયો નહિ. પુત્ર–વિયોગનું દુઃખ કલ્પતાં વત્સલ માને ઓછું આવ્યું. સંસારના અનુભવ રહિત, માબાપની માયાળુ છાયામાં જ ઉછ-રેલ અને વિપત્તિના તાપમાં કોઇ દિવસ નહિ સપડાએલ, આ બાળક આવા મોટા સંસારમાં સાધનહીન ક્યાં જશે એ વિચારથી બાપની છાતીએ કશું કર્યું નહિ. એ દુઃખમાં દિલાસો દેવાને માતાના કોમળ સ્વર નહિ; એ દુઃખ ઓછું કરવાને બાપની બાંહેધરી નહિ; એ વિ-ચારથી વત્સલ માતા પિતાની મુંઝવણનો પાર રહ્યો નહિ. પોતાના જેટલો પ્રેમ, સ્વાર્થી સંસારમાં બીજા કોઇને એના ઉપર આવે, એ વાત પ્રેમાળ વૃત્તિવાળા વડીલોને અશક્ય લાગી. પણ ઉપાય શો ? વિદ્યાનંદને સમજાવ્યો કે “ ભાઇ જે છે તે પુષ્કળ છે. લાખ મળ-વાના નથી અને લખેશ્વરી થવાના નથી; માટે માબાપથી વિખૂટા પડી ઘર છોડવાનો તંત છોડી દે. અમારી આંખોને ઠરવાનું વિશ્રામસ્થાન તું જ છે; તું ગયે અમારા હૈયાની ધારણા કેમ રહે ? તારૂં મુખકમળ

જોઇને જ પ્રસન્ન રહેતા અમારા અંતઃકરણનું સુખ તો તું ગયે ગયું જ સમજવું. માટે ભેગા મળીને જે મળશે તે ખાઇશું; અને અરધો મળે તોપણ આખાને માટે પ્રયત્ન કરવા જવું, એ અમને રૂચિકર નથી. પછી તો તારી મરજી." ઉત્સાહી બુદ્ધિના યુવાનને ગળે આ વાત કેમ ઉતરે ? મુરબ્બીઓના ધારવા પ્રમાણે પોતાને લક્ષ્મી પ્રાપ્તિ કરવા મરજી નથી, એ તો તેના મનને નિર્વિવાદ હતું. સરસ્વતીનો પ્રસાદ મેળવવાની તેની તો મરજી હતી. પણ આ ઇચ્છા પૂરી પાડવાને બહાને તો માબાપ ઘર બહાર પણ ડગલું દેવા દેશે નહિ, એમ તે જાણતો હતો; અને એટલા માટે જ આ વેતરણ તેણે કરી હતી. માબાપોએ આવા વિચાર પહેલાં પણ પ્રદર્શિત કર્યા હતા, અને આ વખતે પણ તેની પુનરૂક્તિ કરી; પરંતુ આ વખતે તેને જવાનું નક્કી થયું હતું; અને વડીલોની આજ્ઞાથી જવાય તો જ પોતાનું શ્રેય છે, એમ પુત્રધર્મ સમજતા વિદ્યાનંદને માબાપને ધારણા દેવાની જરૂર લાગી; અને વડીલે પ્રેમના આવેશમાં કીધેલી આનાકાનીનો પ્રત્યુત્તર આપવા તૈયાર થયો. મધુર પણ ચોખ્ખા અને સ્પષ્ટ લાગતા વાજાંમાંથી નીકળતા અવાજની માફક શબ્દો વિદ્યાનંદની મુખ–પેટીમાંથી, ઓષ્ટ–સંપુટ દ્વારા, નીકળવા લાગ્યા; અને માબાપના અંતઃકરણમાં લીન થઇ કર્ણેન્દ્રિયને ચમકાવવા લાગ્યા.

"પિતાજી ! તમે અને મારી માતુશ્રી મારે માટે જેટલું કરો છો, તેનો બદલો મારાથી શી રીતે વળી શકે એમ છે ! જન્મથી જ તમારા ભાગ્યમાં ભાગ પડાવતો, અને ડગલે ડગલે તમારો ઉપકારી બનતો, આ શિષ્ય તો તમારા વચનને આજ્ઞા સમજે છે. મન, વચન, અને કર્મથી પણ, તમારી સેવા કરવામાં મને આનંદ થશે એટલું જ નહિ, પણ મારૂં ભાગ્યોદય સમજીશ. તમારા કામાર્થે મુજ જેવા ગરીબના મસ્તકચર્મના તમારા પૂજનીય પગના જોડા શીવડાવાય, તો તે પણ ઓછું છે. આમ છે તો આપની કોઇ પણ ઇચ્છા વિરૂદ્ધ મારાથી બને પણ કેમ ? આપનો આર્શિવાદ હોય; કાંઇ પણ બાબતમાં આપની સંમતિ હોય, તો જ મારૂં સારૂં થાય, એ વાત પણ નિઃસંશય છે; છતાં કુદરતને તમે કેવી રીતે વારી શકશો ? જે બનવાનું છે તે ઘરમાં બેઠાં પણ કેમ નહિ બને ? મારો વિયોગ તમને લખેલો જ હશે તો ઘેર બેઠાં પણ પરમેશ્વર વિયોગ કરાવશે; માટે ડહાપણનો રસ્તો એ જ છે કે જે થાય છે

તે થવા દેવું. ઘરમાં બેસી રહેવાથી બીનવપરાએલા શસ્ત્રની માફક મારી બુદ્ધિ કટાઇ જશે; માટે તમો બંને ખુશી થઇ રજા આપો તો હું જાઉં. નીતિ અને ધર્મથી ચાલનારને અંતે ફળ સારૂં થાય છે."

વિદ્યાનંદ બોલતો બંધ થયો. બોલતો ગયો તેમ તેમ માબાપને વિમાસણમાં નાખતો ગયો. આનો જવાબ શું આપવો ? પુત્રની વૃત્તિ દેખીતી હતી; અને હવે છેક છેવટ સુધી પ્રતિબંધ જ કર્યા કરવો એ ઠીક નહિ ધારી કહ્યું–"વારૂ ! ભાઇ; તારી મરજી તેમ છે તો તેમ કર; પણ પરદેશમાં સંભાળીને રહેવું; અને સદાચારથી વર્તવું. નદીના પ્રવાહના જેવા, ગુરૂજનો અને વિદ્વાનોના બતાવેલા સન્માર્ગે જવું. ફળથી લચી પડેલા વૃક્ષની માફક વિનયથી હમેશાં વર્તવું. અને દુર્ગુણોને આભડછેટની જેમ દૂર રાખવા. જો ભાઇ ! પૈસાના લોભે કાંઇ પાપ કરવું નહિ. લક્ષ્મી ચલિત છે, ચંચળ છે; એ ભગવાનની સ્ત્રી ભગવાનની પણ નથી થઇ તો તારી પણ નહિ થાય; માટે એના મોહમાં કાંઇ દુરાચરણ આચરવું નહિ. આજે મારી, કાલે તારી, અને પરમ દિવસે પેલાની એ રીતિ એની છે. જગતના જડ વ્યવહારમાં લક્ષ્મીનો ખપ પડે છે એ વાત ખરી, પણ પરલોકમાં મોક્ષનું દ્વાર નીતિજ છે. અમે દૂર રહીશું, પણ જો નીતિથી પ્રવર્તીશ તો પરમેશ્વર તારી પાસેજ રહેશે. એ મહાન્ પિતા સર્વનું જુએછે. નીતિવાનને સારૂં ફળ આપેછે; દુષ્ટને તેવું ફળ ચખાડે છે. સંસારના ક્ષણિક તથા નાશવંત મોહથી એની શિક્ષાનું અનુકરણ કરવાનું નથી. અમે તો કહીને વેગળા રહીશું, પણ સાચવવાનું તારે છે."

ધાર્મિક અને સદ્‌ગુણ વૃત્તિવાળા પિતાના મુખમાંથી આવાં વચન નીકળી ગયાં. સરસ્વતી પણ સ્વામીનાં વચનને ઉત્તર આપતી, સ્વામી બોલતો ગયો, તેમ તેમ તેના મુખ ઉપરની તરેહ તરેહની સૂચનાથી તેની સત્યતા વિષે ખાત્રી આપતી ગઇ. પતિનેજ પ્રભુ તુલ્ય માનતી સરસ્વતિના મુખમાંથી–"ભાઇ ! જોજે હો ! તારા પિતા કહે છે તે બરોબર છે. એમાં ન્યૂનતા ન આવે, હો !" એટલાજ અક્ષરો નીકળ્યા. આવી માતાના ઉદરમાં પાકેલા, અને આવા પિતાને હાથે સંસ્કાર પામેલા પુત્રરત્નમાં શી કચાશ હોય ?

વિદ્યાનંદ બીજે દિવસે ખૂબચંદ શેઠને મળ્યો; અને કામનું પ્રયોજન જાણી ઉદ્યમપુર જવા નીકળ્યો. ઉદ્યમપુર નિર્ધનપુરથી દશેક

ગાઉ દૂર હતું એમ આગળ આપણે કહી ગયા. એ ગામમાં સરસ્વતીના પિયર તરફના દૂરનાં કોઇ સગાં રહેતાં હતાં. વિદ્યાનંદે એ સગાંને ત્યાં જઇ ઉતરવું એવો નિશ્ચય થયો. સરસ્વતીએ એના ઉપર ભલામણનો સંદેશો કહાવ્યો; અને વિદ્યાનંદ ઉદ્યમપુર ગયો ત્યારે ત્યાંજ ઉતર્યો.

---

## પ્રકરણ ૫ મું.

### (અનુસંધાન)

> " As unto the bow a cord is,
> So unto the man a woman is,
> Each useless without tho other. "
>
> (*Longfellow*).

"ધનુષ્યને જેમ દોરી છે, તેમ પુરૂષને સ્ત્રી છે. એક વિના બીજાું નકામું છે." (લોંગફેલો).

સરસ્વતીના સગામાં પ્રેમકુંવર નામની વિધવા બાઇ હતી. તેની ઉમર ચાલીશેક વર્ષની હતી. તેનો સ્વામી બેએક વર્ષ થયાં દયાકુંવર નામની સાતેક વરસની છોકરી મૂકી સ્વર્ગવાસી થયો હતો. ગામમાં પોતે પ્રતિષ્ટિત હતો; અને વીશ પચીશ હજારનો જીવ મૂકી ગયો હતો. બધી મિલકત પોતાની સ્ત્રીને સોંપી ગયો હતો. બાઇ ધર્માચરણી અને સુશીલ હતી; અને પોતાની પુત્રીને ઉછેરવામાં દિવસ વ્યતીત કરતી હતી. તેના સ્વામીનો દૂરનો કોઇ સગો કપટરામ કરીને હતો, તેને ઘરની સંભાળ રાખવાની અને સંકટને સમયે મદદ અને સલાહ આપવાની મરતી વખતે તેનો સ્વામી ભલામણ આપી ગયો હતો; અને તેની સલાહથી પ્રેમકુંવરે, પોતાની દીકરી દયાકુંવરની સગાઇ તેની બહેનના છોકરા વર્ણસંકર વેરે કરી હતી. કપટરામને આ સગાઇ કરાવવામાં મતલબ હતી. પ્રેમકુંવર બાઇને હવે કાઢ્યાં એટલાં કાઢવાનાં નહોતાં; અને તેના ગયા પછી એ સઘળો પૈસો છોડીને નામે ચડશે એમ તે જાણતો હતો; આથી કરીને પોતાના સગાની સાથે છોડીનાં લગ્ન થાય તો પૈસો પોતાના સગામાં જાય. તેની બહેન ગુજરી ગઇ હતી, અને આ વર્ણસંકર ભાણેજ તેને ત્યાંજ રહેતો હતો; તેનો લાભ

બાઇને આ "લાકડે માકડું" તેણે ઓઢવી દીધું હતું. આવા સ્વાર્થી પ્રસંગ સંસારમાં સહજ છે.

વિદ્યાનંદ ઉદ્યમપુરમાં આવ્યો અને પોતાના આ સગાંને ત્યાં ઉતર્યો. શેઠનું કામ કરી રહ્યા, અને પાછો નિર્ધનપુર આવ્યો. પરંતુ શેઠને વારંવાર કામ પડતું હતું, અને ઉદ્યમપુર વિદ્યાનંદનું વારંવાર જવું આવવું થતું હતું; અને જ્યારે જ્યારે જતો હતો, ત્યારે ત્યારે પ્રેમકુંવરબાઇને ત્યાંજ તે ઉતરતો હતો. વારંવાર જવાથી, તેમજ તેની મીઠાસથી, તે તેમની સાથે હળી ગયો હતો. વિદ્યાનંદ પોતાના શેઠનું કામ દિવસે કરી આટોપી લેતો, અને રાત્રીએ સૂતી વખતે એ અને પ્રેમકુંવરબાઇ વાતો કરવા બેસતાં. લાડતી લાડતી દયાકુંવર માના ખોળામાં પડી જતી અને વારંવાર સૂઇ રહેતી. નિર્દોષ મુગ્ધાના મુખચંદ્ર ઉપર ઉંઘ સહજ ભરાઇ જતી, અને માતૃપ્રેમથી ઉછળતા પોતાની માતાના આત્મામાં અમૃત રેડતી હતી. માના સદ્ગુણ છોકરીમાં સ્વાભાવિક હતા, અને મુગ્ધપણાની નિર્દોષ છાપ તેના મુખ ઉપર સ્પષ્ટ હતી.

વિદ્યાનંદને પણ ઉદ્યમપુરમાં સવળ પડી ગયું હતું. શેઠના સંબંધથી તેનું મિત્રમંડળ દિવસે દિવસે વધતું જતું, અને તેમની પાસેથી કંઇ કંઇ પુસ્તકો તે વાંચવા લાવતો હતો. ધીમે ધીમે તેનું જ્ઞાન વધતું ગયું; અને તેની સાથે તેના સદ્ગુણો દૃઢ થતા ગયા અને તેની સાથે તેની અભિલાષા પણ ઉંચી થતી ગઇ.

વિદ્યાનંદ એક દિવસે સાંજે ઘરમાં બેઠો હતો; પ્રેમકુંવર તેની સામે, પણ દૂર બેઠી બેઠી ભગવદ્ગીતાનું ભાષાંતર વાંચતી હતી; વિદ્યાનંદની સુશીલ બુદ્ધિ તેનું એકચિત્તે અધ્યયન કરતી હતી; નાની દયાકુંવર આમતેમ ફરી, માને નિર્દોષ પણ હસવા લાયક પ્રશ્ન પૂછતી હતી, અને એ જોઇ વિદ્યાનંદને કોઇ કોઇ વાર રમુજ પડતી હતી; લજ્જાળુ બાળકી કોઇ કોઇ વાર શરમાઇ જતી હતી, અને માની સોડમાં ભરાઇ જઇ માના સાડલાના છેડાવતે પોતાનું મોંહ ઢાંકી દેતી હતી; વડીલ વિધવા ફોસલાવી, સમજાવી, અને કોઇ કોઇ વાર ધમકાવીને પણ સામી બેસારતી હતી, અને તેના મન–ચોક ઉપર નીતિની શિખામણના સાથિયા પૂરતી હતી. તેવામાં કપટરામ આવ્યા અને તેની સાથે વર્ણસંકર પણ હતો. ચાકળા નંખાયા એટલે આસન પર બેસવા પ્રેમકુંવરે કહ્યું. સૌ બેઠાં. સંબંધ નહિ સમજતી દયાકુંવર પણ બેઠી હતી ત્યાંજ માની પડખે બેસી રહી.

"કેમ! પ્રેમકુંવરબાઇ ! ખુશીમાં તો છો?" કપટરામ બોલ્યા.

"હા, તમ દીઠયે વિશેષ. સહજ આવવું થયું છે કે કંઇ કારણે?" પ્રેમકુંવરે પ્રશ્ન કર્યો.

"સહજ અહીં થઇને જતો હતો, ત્યારે કહ્યું કે લાવને એમની પાસે જતો જઉં." કપટરામે વિવેક કર્યો.

"ભલે આવ્યા: તમારૂંજ ઘર છે. કંઇ ખબર અંતર?"

"ના કંઇ તેવું નથી."

કપટરામને પોતાના ભાણેજ વર્ણસંકરના લગ્ન કરી નાખવાની ઉતાવળ હતી. કોણ જાણે કાલે શું થાય? વળી કોઇ બીજો બાઇને આવી સમજાવે તો આ વર્ણસંકરભાઇ પાછા રહી જાય, અને આવી ફૂટડી કન્યા જાય. ઘણીવાર પ્રસંગોપાત કપટરામ પ્રેમકુંવરને લગ્ન કરી દેવાનું સૂચવતો હતો. પણ પ્રેમકુંવરને આ છોકરી પોતાનું જીવતર હતી. લગ્ન થવાથી તે સાસરે જાય, તો પ્રેમકુંવરને એકલું રહેવું પડે. વર્ણસંકરને ઘરજમાઇ તરીકે રાખવાનો એનો વિચાર હતો, પણ કપટરામને એ વાત રૂચતી નહોતી. વર્ણસંકરની નાદાની તે જાણતો હતો; એટલે સાસરે કાયમ રહેવું તેનાથી બની શકશે નહિ એમ તેને ખાત્રી હતી. એટલા માટે એ બાબતમાં તે અખાડા કરતો હતો. દયાકુંવરની ઉમર પણ હજી નાની હતી; એટલે પ્રેમકુંવરનો વિચાર જેમ બને તેમ લગ્ન મોડાં કરવાનો હતો. પ્રેમકુંવરને વર્ણસંકર જમાઇ કાંઇ ધ્યાનમાં તો નહોતો ઉતર્યો, પણ એક ગામ, અને ઘર સારૂં, એટલે છોકરી પાસેજ રહે, અને ખાવાપીવામાં કે પહેરવા ઓઢવામાં એ દુઃખી ન થાય, એમ ધારી તેનો મત આ બાબતમાં વિશેષ હતો.

"દયાકુંવર તો હવે દિવસે દિવસે મોટાં થતાં જાય છે" કપટરામે ધીરેથી વાત ઉખેળી.

"હજી નવેક વરસની થઇ છે" પ્રેમકુંવરે જવાબ વાળ્યો.

"કોણ, મામા! પેલીજ મારી વહુ કે?" ધીમેથી પણ સૌ સાંભળે તેમ વર્ણસંકરે સવાલ કર્યો. પોતાની એક આંખ ફાંગી કરીને જોતો જોતો, બેડોળ અવયવોને આમતેમ હલાવતો હલાવતો, વર્ણસંકર દયાકુંવર ભણી જોઇ રહ્યો. મુગ્ધ બાળકીએ એ કોણ હતું તે જોયુંએ નહિ, તે જાણ્યું પણ નહિ.

"ચૂપ ! એવું બોલાય કે? તારાં સાસુજી શું ધારશે ? પ્રેમકુંવર બાઇ ! એના બોલ્યા સામું જોશો નહિ. એ તો નાદાન છે." વર્ણ-સંકરનો વાંક ટાળી નાખતો કપટરામ બોલ્યો.

"કંઇ નહિ, એ તો છોકરાં સર્વ એવાંજ હોય." પ્રેમકુંવરે સામો દિલાસો આપ્યો; તોપણ આવા વરને પરણી પોતાની પ્રિય પુત્રીના સુખનો સંશય પડયો; અને દિલમાં કાંઇક ઓછું આવ્યું. પરંતુ પોતાની ભૂલ, ઘણા પ્રયત્ને પણ, માણસનું મન કબુલ કરતું નથી.

"ત્યારે હવે લગ્ન ક્યારે કરશો ? હું તો જાણુંછું કે જેમ બને તેમ વહેલાં કરી નાંખો તો ઠીક. જુઓ ને, પ્રેમકુંવરબાઇ! આ કળિ-યુગમાં માણસની ઉમર કેટલી થોડી? તો સંસારનો ઓરીઓ જે વહેલાં વીત્યો તે ખરો!" કપટરામે પોતાની વાણીમાં મીઠાશ ઉમેરી.

"એ વાત ખરી, પણ એની ઉમર હજી નાની છે, અને ઓછામાં ઓછી હજી બે ત્રણ વરસની વાર છે." પ્રેમકુંવરે ધીમેથી પણ દઢતાથી જવાબ વાળ્યો.

"વારૂ! ત્યારે તમારી મરજી. તમારી મરજી વિરૂદ્ધ અમારાથી કાંઇ થાય છે ?" કહી કપટરામ મૂંગો રહ્યો, અને થોડી વાર બેસી, ઘેર ગયો.

વિદ્યાનંદ આ બધી વાત બેઠો બેઠો સાંભળતો હતો. સ્વાર્થી મામા ભાણેજની નજરમાં પણ તે ન આવ્યો. તેના વિષે સાધારણ, વિવેકસર, વિનયયુક્ત તજવીજ કરવાની તેમણે જરૂર પણ ન જોઇ. પરંતુ વિદ્યાનંદને તો દયાકુંવર જેવી છોકરીને વર્ણસંકર જેવો વર જોઇ અત્યંત દિલગીરી પેદા થઇ. નિર્દોષ, પવિત્ર અને ફૂટડી દયા-કુંવરને, વર્ણસંકર જેવો ફાંગો, બેડોળ અને બેભાન વર! એ જોઇ તેનું મગજ ભમવા લાગ્યું. ખરેખર ! એ તો કાગડો દહીંથરૂં લઇ ગયો છે, એમ એના મનને આવવા લાગ્યું. તેની માને એ કેમ સૂઝયું એ તેને સમજાયું નાહ. પુત્રીને સુખી કરવા ઇચ્છતી માતા, આ લગનથી તેને કેમ સુખી કરવા ઇચ્છતી હતી, તેનો વિચાર તેનાથી કલ્પાયો નહિ.

"જોયો ? એ દયાકુંવરનો વર. અને પેલા બીજા મોટા તે એના મામાજી કપટરામ." તેમના ગયા પછી પ્રેમકુંવરે વિદ્યા-નંદને કહ્યું.

"એજ કે ? ઠીક છે, પણ બાઇના જેવો વર નથી."

"હા, એ વાત તો ખરી; પણ દયાકુંવરના બાપના એ સગા-અને મિત્ર છે. વળી ઘરમાં ઠીક ઠીક છે, અને ગામમાં ને ગામમાં એટલે ઠીકજ છે" પ્રેમકુંવરે બચાવ કર્યો.

દુનિયા સ્વાર્થની ભરેલી છે. ઉપરથી નિષ્પ્રયોજન લાગતા કામમાં પણ, મનુષ્યનો એવો સૂક્ષ્મ સ્વાર્થ ગુપ્ત રહેલો હોય છે કે એ સાધારણ દ્રષ્ટિને દ્રશ્ય નથી થતો. પ્રેમ એ અમુલ્ય ચીજ છે; છતાં એ પ્રેમ પણ સ્વાર્થ વિના ઉત્પન્ન નથી થતો; અને તેમાં વળી એક માણસનું નસીબ બીજા માણસના હાથમાં હોય છે, એટલે એ કંઇ પણ પોતાનો સ્વાર્થ જોયા વિના રહેતું નથી. જે પ્રેમ તેનું નસીબ સુધારવાનો પ્રયત્ન કરાવે છે, તેજ પ્રેમ પોતાનો સ્વાર્થ પણ શોધાવે છે. સ્વાર્થની શોધમાં માણસ ફરે છે, ત્યારે એજ સ્વાર્થનું સાધન માણસના હાથમાં :આવે, તે વખતે કંઇ પણ પોતાના લાભમાં એનો ઉપયોગ ન કરે, એવું કોઇકજ માણસ હોય છે. જો એમ ન હોય તો, પ્રેમકુંવરને આવો વિચાર ક્યાંથી સૂઝે ? પ્રેમકુંવરબાઇ જેવી વત્સલ માતા, પોતાના અતિશય પ્રેમને લીધેજ, પોતાની વહાલી પુત્રીનું ખરેખરૂં સૂખ ભૂલી ગઇ. પોતાની પાસે રહે એ સ્વાર્થમાં "તેનું શું થશે?" એ વિસરી ગઇ. એ પણ પ્રેમની એક બલીહારી નહિ? કાંઇ કાંઇમિષે કુદરતજ માણસને નચાવે છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## અનુસંધાન.

***जलका डूब्या नीकसे, जो कछु तारु होय,**
**जो कोइ डूब्यो इश्कमे, नीकसा सून्या न कोय.**

વિધાનંદને હવે દયાકુંવરની દયા આવવા લાગી; અને પોતાના મનની એકાંતમાં તેનું દુઃખ કલ્પવા લાગ્યો. સદ્‌ગુણી માતા પાસે ઉછરેલી આ બાળકી એવા પતિનો અનાદર પણ કેમ કરી શકશે ! સદ્‌ગુણનીજ વૃત્તિમાં રાચનારી એ બાળકી, અયોગ્ય પતિની ઇચ્છાઓ

---

*તુળસીદાસ.

તૃપ્ત કરવામાં કેટલી દુઃખી થશે, કેવી કેવી રીતે તેને પોતાની મનોવૃત્તિઓ દાબી પોતાનું મન મારવું પડશે, તેનો વિચાર વિદ્યાનંદના મગજમાં આવવા લાગ્યો. સંસારમાં સુખી થવાના રસ્તામાં સ્ત્રી-પુરૂષના સંબંધનો મોટો હાથ છે; ત્યારે એજ સ્ત્રી-પુરૂષોનું મન એક બીજાથી ન માને તો પછી સુખ કયાં રહ્યું? એક બીજાનું મન તો ન માને, એટલુંજ નહિ, પણ ઉભયના વિરૂદ્ધ સંસ્કારને લીધે, એક બીજા ઉપર દ્વેષ આવે ત્યાં સુખની શી આશા? સુખની તો પછી વાત, પણ તેમાંથી દુઃખ થાય તો? માટે, જે માબાપો, સ્વતંત્ર રીતે પોતાની છોકરીનોજ વિચાર કરતાં નથી, અને કિંચિત્ પણ પોતાનો સ્વાર્થ જુએ છે, તેને ધિક્કાર છે! તેમનું મનુષ્યત્વ નાશ પામેલું જાણવું! આવા આવા વિચારો ઘણીવાર વિલાનંદના મનમાં હવથી આવવા લાગ્યા.

વિદ્યાનંદ હવે ઘરમાં હળી ગયો હતો; અને દયાકુંવર પણ હવે તેને સહવાસને લીધે ઓળખવા શીખી હતી. ઘર કામમાં, પોતાની માને મદદ કરતાં કરતાં, વિદ્યાનંદ બેઠો હોય ત્યાંથી ઘણીવાર તે જતી આવતી હતી. વિદ્યાનંદને બોલાવતાં તે પહેલાં તો શરમાતી હતી, પણ હમેશના પરિચયે એ શરમનું તાળું તોડી નાખ્યું. અને હવે ઘણીવાર એક બીજાને બોલાવવાના પ્રસંગ પડતા હતા. વિદ્યાનંદની ઉમર આ વખતે પંદર સોળ વરસની હતી. મૂછનો દોરો સહજ આછો આછો ફુટયો હતો; અને તેનો પ્રફુલ્લિત ચહેરો હમેશાં હસતો રહેતો હતો. મુગ્ધ કન્યાના મન ઉપર, જેમ જેમ એક બીજાનો પરિચય વધતો ગયો, તેમ તેમ એ ચહેરો પ્રતિબિંબિત થતો ગયો. વિદ્યાનંદને જોઇ આ કિશોરીને સહજ સ્નેહ એના ઉપર હવે આવવા લાગ્યો, અને તેની પાસે બેસવું ઉઠવું હવે એને ગમવા લાગ્યું. ધીમે ધીમે દયાકુંવર વિદ્યાનંદને ચહાવા શીખી. અને રહેતે રહેતે, જાણે ભાઇ બહેનજ હોય, એમ સહજ પ્રીતિના આવિર્ભાવ બંનેને થવા લાગ્યા. મા પાસે દીકરીએ ભણવાનું શરૂ કર્યું હતું, અને જે જે મુશ્કેલીઓ પડતી હતી, તેનું નિરાકરણ હવે વિદ્યાનંદ પાસે થવા લાગ્યું. વિદ્યાનંદની તેજ બુદ્ધિ હવે વિશાળ થઇ હતી અને તેમાં હવે વધારો થયો હતો; અને એથી કરીને જે જે મુસ્કેલીઓ એની પાસે આવતી, તેનું થોડા વખતમાં તે નિરાકરણ કરી નાખતો હતો. આથી પરિણામ એ આવ્યું કે વિદ્યા-

નંદની વિદ્વત્તા અને વિચારો બાબત દયાકુંવરના નાના પણ નિર્દોષ મનમાં ઉંચા વિચારો આવવા લાગ્યા; અને શુદ્ધ સ્નેહથી એને ચાહવા લાગી. દયાકુંવર પોતાના સંસારમાં દુઃખી ન થાય, વિપત્તિ સામે વિદ્યાની દલીલો ધરી સર્વ શક્તિમાન્ પ્રભુની પ્રસન્નતાને નરમાશથી તાબે રહેતાં શીખે, અને પોતે સદ્‌ગુણના રસ્તામાં પ્રવર્તી બીજાને એ રસ્તામાં લેવાનો પ્રયત્ન કરે, એટલા માટે વિદ્યાનંદ પણ તેને ખંતથી, વિદ્યા અને સદ્‌વિચારનું ભાતું સંસારના પ્રવાસ અર્થે બંધાવવા લાગ્યો, અને પળે પળે શુદ્ધ શિખામણને પોતાની વાક્‌ચાતુરીથી અલંકૃત કરી એના નિર્મળ મન-હીરા ઉપર નિર્મળતાનું પાણી ચડાવવા લાગ્યો, અને સદ્‌વિચારના પાણીથી ભરેલા, તેના સ્વચ્છ મનકૂવા ઉપર પોતાના સહવાસથી ધીમે ધીમે દૃઢતાની પાળ બાંધવા લાગ્યો. પરંતુ એને ખબર નહોતી કે વિલાયતમાં પાછળથી બનેલા *ન્યાયાધીશની માફક પોતાને બેસવાની પાટલી પોતેજ સુધારતો હતો—કુદરત એનું કામ એનેજ હાથે કરાવતી હતી.

ઉદ્યમપુરમાં હવે વિદ્યાનંદનો જાવરો આવરો વધવા માંડયો. એને પણ ઉદ્યમપુરમાં કાંઈક મોહિની લાગી. ઉદ્યમપુરની બહાર જાય ત્યારે એનું મન અસ્વસ્થ રહેતું—ત્યારે એના મનને કાંઇ ચેન પડતું નહિ. કોણ જાણે શું થતું હતું, પણ દયાકુંવરને જુએ ત્યારે એને શાતા વળતી હતી. દયાકુંવરની સગાઇ કરી છે એ વાત તો વિદ્યાનંદના જાણવામાં હતી; એટલે ઉદાર દિલમાં બીજો તો અંકુર ફૂટયો નહિ; છતાં એને જોયા વિના એને ગમતું નહિ. એને જુએ ત્યારેજ એનું મગજ ઠેકાણે આવતું હતું: અને પોતે ઉદ્યમપુર થોડા દહાડા ન જાય તો નાની દયાકુંવર પોતાની માને પૂછતી કે "વિદ્યાનંદ કેમ આવતા નથી ?" દયાકુંવર નાની હતી અને અજ્ઞાન હતી. ઘરમાંજ સર્વ અનુકૂળતા એને મળતી હતી, માટે ઘરમાંજ

* વિલાયતમાં મી. કલાર્ક કરીને એક સુતાર જ્યારે કોઈ પાટલી ઘણીજ કાળજીથી વારંવાર સાફ કરતો હતો (એ પાટલી ન્યાયની કોરટમાં મૂકવાની હતી), ત્યારે એને કોઈએ પુછ્યું કે "એ પાટલી ઉપર આટલો બધો પરિશ્રમ લેવાની શી જરૂર ?" ત્યારે તેણે જવાબ દીધો કે—"એજ પાટલી ઉપર બેસી મારે પોતાને ન્યાય આપવાનો છે, માટે" પાછળથી એ સત્ય થયું હતું પોતાની ખંત અને ઉદ્યોગથી ન્યાયાધીશ તરીકે એજ પાટલી ઉપર બેસવા એ શક્તિમાન્ થયો હતો.

મળતી દરેક સગવડથી સુખ માનતી નિર્દોષ કન્યાને સંસારનો સ્વાર્થી વાયુ સ્પર્શવા પામ્યો નહોતો; એટલા માટે એનો સ્નેહ શુદ્ધ અને કોઇ પણ જાતના સ્વાર્થ રહિત હતો. બસ! વિદ્યાનંદને જોયો એટલે એને બધું આવી રહ્યું. ગમે તેવી હઠમાં હોય, ગમે તેવી બાબતમાં રીસાયલી હોય, અને ગમે તેવો એને ચટકો લાગ્યો હોય, પણ વિદ્યાનંદ બોલ્યો કે એને પરમેશ્વર બોલ્યા; એના કહ્યા પ્રમાણે એને કરવુંજ. પોતે એને ખૂશી કરવા એ સઘળું કરે છે, એ એના મનને આવતું જ નહિ. પ્રેમકુંવરને પણ આમાં લાંબા સહવાસથી સ્વાભાવિક સ્નેહ થાય તે કરતાં કાંઇ વિશેષતા લાગી નહિ. દયાકુંવરની નિર્દોષતા, સુશીલપણું અને નાની ઉમર જોઇ, એ વાત ધ્યાનમાં પણ લેતી નહિ.

એમ કરતાં બે ત્રણ વરસ નીકળી ગયા. હવે તો દયાકુંવર કન્યા વયમાં આવવા લાગી હતી; નાજુક અવયવો હવે બધા વિકાસ પામતા હતા. નાજુક પણ મનહર લાગતા દરેક અવયવમાં હવે મદન વિકસતો હતો; અને તેની સાથે તેની સમજ શક્તિ વધતી હતી. બાળચેષ્ટાઓ પોતાનો સમય વીત્યે હવે જતી રહી; અને તેને બદલે શરમનો પડદો સમયાનુસાર તેના મુખ ઉપર પડતો હતો. મદનની વિરલ છાયા તેના મન ઉપર પથરાતી હતી; અને એ છાયાથી, વાયુએ ભરેલા રબરના દડાની માફક તેનું શરીર પ્રફુલ્લ દેખાતું હતું. પાણીમાં પથ્થર પડયે જેમ કુંડાળાં વળે, તેમ તેના વિચારમાં પણ એનો આભાસ થતો હતો. વિદ્યાનંદ જાણે તેનું કારણ હોય, અને જાણે વિદ્યાનંદને જોઇ એ સઘળાં ચિહ્નો શરમાતાં હોય, તેમ દયાકુંવરની સ્વાભાવિક લજ્જાના આવરણ નીચે એ સઘળાં ઢંકાયાં રહેતાં હતાં; પરંતુ વિયોગ થયે એ તરૂણ બાળકીને વધારે વધારે દમતાં હતાં. વિદ્યાનંદ વિષેના તેના આવા પક્ષપાતથી તેને પોતાને પણ શરમ આવતી હતી; પણ એજ શરમ વિદ્યાનંદ પાસે ઢાંકવા જતાં, એજ પ્રયત્નથી તે ઉઘાડી પડી જતી હતી. વિદ્યાનંદ એ સર્વ કળી જતો; અને આજ દિવસ સુધી એના શુદ્ધ રહેલા અંતઃકરણમાં કંઇ કંઇ વિચારો થઇ આવતા. એની મારા ઉપર પ્રીતિ છે એ વિચારથી એ આનંદ પ્રફુલ્લ બની જતો હતો; એનું કરમાયલું મુખ કોઇ કોઇ વાર જોઇ એ પણ ખિન્ન બનતો હતો; અને એને ખૂશી જોઇ એ ખૂશી

થતો હતો. આમ વગર સમજ્યે, વગર જાણ્યે, પૂરમાં તણાએલા પથરાની માફક, એ પ્રીતિના અદૃશ્ય પણ સબળ પ્રવાહમાં વહેવા લાગ્યો. શીતળ ચંદ્રિકાથી રાત્રી જેમ દીપી નીકળે તેમ મદન આભાસથી શોભી નીકળતા તેના અવયવો વિદ્યાનંદને આનંદ આપવા લાગ્યા. મદન અંકુર બંનેને ફૂટયા, અને તેની અસરમાં બંને તણાવા લાગ્યાં; છતાં એક એકની અસર એક એકને અજાણી રહી. વિદ્યાનંદનું નામ સાંભળતાં દયાકુંવરને શેરડા પડવા લાગ્યા; તેના વખાણ સાંભળી આનંદથી પ્રફુલ્લ બનવા લાગી: તેની નિંદા સાંભળી, નિંદા કરનારપર ગુસ્સો કરવા લાગી; અને તેનું રૂપ, તેના ગુણ અને તેની વિદ્યા જોઇ એને એમાં અનુપમતા લાગવા માંડી. તે જે બોલતો, તેમાં એને ગીદાશ લાગતી: તે જે કરતો તે એને વહાલું લાગતું; તેથી વિદ્યાનંદથી છાનું છાનું તેના બોલવા ચાલવા વિગેરે એ સઘળાનું તે અનુકરણ કરવા લાગી. વિદ્યાનંદના બોલાયલા સહજ વાક્યોને પણ એ કૃત્યના રૂપમાં મૂકવા લાગી. બીજાને મોંએ વાત નીકળતાં, એનીજ વાર્તામાં એને આનંદ મળવા લાગ્યો; અને આવી રીતે નાનપણના બાળ સ્નેહે, પરિચયને લીધે, યુવાવસ્થામાં પ્રીતિનું રૂપ પકડયું. એ રૂપાંતર કયારે થયું, તેની પણ એમાંથી એકને ખબર પડી નહિ. તેઓ એક બીજાને ચાહતાં હતાં; એક બીજાનું કહ્યું કરતાં હતાં, અને એક બીજાને અત્યંત વહાલાં લાગતાં હતાં. હવે અત્યારે પણ એટલુંજ તેઓ કરતાં હતાં; ત્યારે તેમાં અત્યારે વિશેષતા શું હતી? એ તેમને સમજાયું નહિ. પોતાની સગાઇ કરી છે એમ જાણવા છતાં આજ દિવસ સુધી દયાકુંવરનું મન શાંત રહેતું હતું; કોઇપણ જાતનો વિકાર અનુભવતું નહિ; પણ હવે વર્ણસંકર એને દીઠો પણ ગમતો નહોતો. પહેલાં પણ એના તરફ ગંભીર વિચારથી જોયું નહોતું એ વાત ખરી, પણ અત્યારે તો તે દીઠો પણ ગમતો નહોતો; તેનું કારણ શું? વારંવાર દયાકુંવર પોતાના મનને એકાંતમાં આ સવાલ પૂછતી, પણ તેનો સંતોષકારક જવાબ મળતો નહિ. પૂજ્ય માતાએ સ્થાપિત કરી આપેલો વર્ણસંકર વર કેમ ગમતો નથી? વિદ્યાનંદની ગેરહાજરીમાં તેના તરફ મન કેમ ખેંચાએલું રહે છે? એટલુંજ નહિ પણ દિલગીર કેમ બને છે? અને વિદ્યાનંદ એકાએક આવતાં, જમીન ઉપર પડીને ઉછળેલા દડાની માફક, એકાએક પાછું મન આનંદમાં કેમ આવી જાય છે? આવા આવા હજારો પ્રશ્ન પોતાના મનને

એકાંતમાં તે પૂછતી; અને તેના ઉત્તરમાં "કોણ જાણે"જ મળતું હતું. આ સંબંધી પૂછવું પણ કોને? પૂછ્યા વિના ઉપાય પણ શો થાય? માતુઃશ્રીને પૂછું તો હસી કાઢે, સખીઓને પૂછું તો બધું કહેવું પડે; ત્યારે શું કરવું? વિચારમાં ને વિચારમાં મન-વ્યાધિથી તેનું શરીર ઘસાતું ગયું. કુલીન બાળકી કોઇને કાંઇ કહી શકી નહિ; અને લજ્જા પણ છોડી શકી નહિ. વિદ્યાનંદ પણ એનો ઉતરેલો ચહેરો જોઇ ઘણી વાર વિસ્મય પામી જતો હતો, અને તેનું કારણ પોતેજ છે એમ ઘણીવાર પોતાના મનમાં તે કલ્પતો હતો. વિદ્યાનંદ ઘણી વાર ઉદ્યમપુર આવતો અને જતો; અને જ્યારે જ્યારે ઉદ્યમપુરથી જતો, ત્યારે ત્યારે દયાકુંવર પછવાડે સોરતી હતી; એકાંત શોધી આંસુ સારતી હતી; એની ફરી આવવાની વાટ આતુરતાથી જોતી હતી; અને ધારેલા દિવસમાં ફેર થાય તો દેવોની કંઇ કંઇ પ્રાર્થનાઓ તેમજ માનતાઓ કરતી હતી. આ વાત બનતાં સુધી પોતાની સખીઓથી તે છાની રાખતી હતી; પણ પ્યારની સાંકળે બંધાએલી સખીઓ કોઇ કોઇ વાર ફોસલાવીને, કોઇ કોઇ વાર ધમકાવીને અને કોઇ કોઇ વાર હાંસી કરીને પણ સઘળી વાત કઢાવી લેતી હતી; અને અંતે એટલું જાણી ગઇ હતી કે વિદ્યાનંદથી એનું મન પ્રીતિવશ થયેલુંછે. આથી કરીને વિદ્યાનંદ જ્યારે જ્યારે ઉદ્યમપુર આવતો, ત્યારે ત્યારે આ સ્નેહી સખીઓ પોતાના સ્નેહના બળે, તેમની સખીની વિરહી દશાનો તાદશ ચિતાર વિદ્યાનંદ પાસે ખડો કરતી હતી. એથી વિદ્યાનંદનું મન પ્રીતિના ઉમળકામાં પીગળી પાણી પાણી થઇ જતું હતું. પરંતુ શુદ્ધ અંતઃકરણના પ્રેમી યુવાનને પણ લજ્જા છોડવી એ મહા વિકટ કામ લાગ્યું. પ્રીતિથી પણ નિર્લજ્જ નહિ બનતાં અંતઃકરણમાં લજ્જા કેમ છોડવી તેના વારંવાર વિચાર આવવા લાગ્યા. પરંતુ આ વખતે વિદ્યાનંદ આવ્યો, ત્યારે હમેશના કરતાં પણ વધારે ખરાબ દશા તેની જોઈ; પ્રીતિથી પક્ષપાતી બનેલા અંતઃકરણમાં એ દશાથી દયા આવવા લાગી; અને પોતાને એ નિર્દય માનવા લાગ્યો. શુદ્ધ અબળાની અંતઃકરણની પ્રીતિને હું સત્કાર આપી શકતો નથી, અને મનમાંતો પુષ્કળ છે છતાં, સૂર્ય-કિરણથી નહિ પીગળતા પથ્થરની માફક, બહારથી જાણે જાણતોએ નથી એમ બતાવું છું; પ્રીતિ પ્રગટ થઇ જવાના ભયથી સાધારણ વિનય આપતાં પણ અલગ રહું છું; એવા એવા વિચાર આવતાં એ પોતાને ધિક્કારવા લાગ્યો.

પણ એમાં મારો શો ઉપાય છે? ગમે તેમ પણ એની સગાઇ બીજે થએલી છે, તો એને મારાથી કેમ કાંઇ પણ કહી શકાય? મારૂં મન તો ઘણું ચીરાય છે, પણ હું શું કરૂં? વર્ણસંકર સાથે સગાઇ થઇ છે, તેમાં તો જાણે કાંઇ નહિ; પ્રીતિના સંબંધમાં એ દોષ ધ્યાનમાં ન લઇએ તો ચાલે, પણ એની માતુઃશ્રીને કેટલું ખોટું લાગે? એ મારાથી બને જ કેમ? મારા વિષે એમ બને તો એમને કેટલો ખોટો વિચાર આવે? ના, ના, એ તો નજ બનવું જોઇએ, અને નહિજ બને. આવા આવા એને ઘણા વિચારો આવવા લાગ્યા. પરંતુ કુદરત આગળ કૃત્રિમ બાધ ક્યાં સુધી ટકી શકે? શુદ્ધ પ્રેમના વેગ આગળ આવી વૃત્તિઓ શિથિલ થઇ ગઇ. પ્રીતિનો તણખો, સૂકા ઘાસ જેવી એ વૃત્તિઓમાં પડી તેમને બાળી અદશ્ય કરવા લાગ્યો.

આજ કાલ કરતાં તેનું કામ થઇ રહ્યું, અને હવે પાછો નિર્ધનપુર આવવા તૈયાર થયો. તેના પ્રયાણના સમાચાર સાંભળીને પ્રેમ વશ થએલી બાળકી ઘરના પાછલા ઓરડામાં ચાલી ગઇ; અને પ્રિયના વિયોગ થવાના ભયથી ઉછળતા હૈયાના જોરથી, પર્વતમાંથી નીકળતા ઝરણની માફક આંખમાંથી આંસુની ધાર નીકળી, અને શોકથી વિવર્ણ થઇ ગએલા ગાલ ઉપર થઇને ચાલવા માંડી. વિદ્યાનંદ તૈયાર થયો. ઘરમાં હળી ગયો હતો એટલે પરોણા તરીકે ગણાતો નહોતો; એટલે પોતાની મેળેજ જળપાન કરવા અંદર ગયો. તેને અંદર આવ્યો જાણી, જતી વખતે પણ તેનાં છેલ્લાં દર્શન કરવાને ઉત્સુક દયાકુંવરે ઉમરપર પગ દીધો. કાળી ભમ્મર નીચે આવેલી અણીઆળી આંખોમાંથી ટપકતી, અને વર્ષાઋતુમાં વેગવતી નદીના અખંડ પ્રવાહની માફક તેના ગાલ ઉપર થઇને ચાલતી, મોતી જેવાં વિશાળ અશ્રુબિંદુની લાંબી હાર જોઇને વિદ્યાનંદ એના મનનું કારણ સમજી ગયો. હાથમાંથી પાણીનો પ્યાલો મૂકી તેની પાસે ગયો; અને પારકા ઘરની પરળંત્રતા ભૂલી જઇ, વગર બોલ્યે વગર ચાલ્યે, તેનાં આંસુ પોતાને હાથે લહુાવા મંડી ગયો. બોલવું કોઇને સૂઝયું નહિ. પ્રીતિનાં ખરા ઉમળકાથી જાણે સ્તબ્ધ બની ગયાં હોય એમ એક એકના સામું ટગર ટગર બંને જોઇ રહ્યાં. ઉંડા નિશ્વાસથી ધબકતા દયાકુંવરના હૈયાને વિદ્યાનંદના હાથની

ધારણા મળી; અને શોકમાં પણ ભવ્ય લાગતી દયાકુંવરની કાંતિને ઘડીક તો વિદ્યાનંદ જોઇ રહ્યો. આજ દિવસ સુધી દૂરથી જ મનહર લાગતા દયાકુંવરના સ્વરૂપમાં તેને પાસે જઇ પ્રત્યક્ષ નીહાળી ધારી ધારીને જોતાં, કાંઇક વિશેષ લાવણ્ય લાગ્યું. તેના તેજમાં તે તણાવા લાગ્યો, અંજાવા લાગ્યો: અને જાણે શીતળ ચંદ્રિકામાં આનંદ ભોગવતો હોય તેમ તેના આ સમે અકથ લાગતા રૂપસરોવરમાં તે રસભેર ફરી ફરીને ડુબકી મારી ન્હાવા લાગ્યો. રોવાની મહેનતથી નાજુક કપાળ ઉપર વળેલું પરસેવાનું જાળ મોતીની ચોઢણીની માફક શોભતું હતું, અને રૂદનથી કાંઇક વચમાંથી રક્ત બનેલા ગાલ ઉપરથી સહેજ લ્હેડાવાયાથી સૂકાઇ ગયેલી આંસુની ધાર ઉનાળામાં સૂકાઇ ગયેલા નદીના પ્રવાહની માફક લાગતી હતી. દયાકુંવર તો માત્ર હાથમાં હાથ ભરાવી, વિદ્યાનંદના જમણા હાથમાં સમાયલી, વિદ્યાનંદ ભણીજ સ્નેહ ભરી આંખે જોઇ રહી હતી: અને વિદ્યાનંદનો ડાબો હાથ તેનાં આસુ લોહી તેને હૈયાધારણ દેતો હતો. આ મૂંગો વહેવાર ઘડીક ચાલ્યા કર્યો, અને તેનો સાક્ષી બંનેના અવાચક પણ સજીવન થએલા હૃદય સિવાય, પરમેશ્વરજ માત્ર હતો. ઘડીક તો બોલવું કોઇને સૂઝયું નહિ: પણ અંતે દયાકુંવરે જ આંખ ઉઘાડી, જીભ ઉપાડી.

"ત્યારે શું ? તમે જશો જ." ડુસકાં ભરતી, નિશ્વાસ નાખતી, અને માંડ માંડ પોતાનું હૈયું હાથમાં રાખતાં, મુગ્ધા બોલી.

"કેમ કરૂં ? ગયા વિના છૂટકો નથી. તું આમ રોય છે, તેથી મારૂં કાળજું કપાય છે: તને શોક કરતી જોઇ હું જાઉં, તો મારૂં મન પણ હમેશાં શોક કરતું જ રહે; માટે સ્વસ્થ થા. ઇશ્વર સર્વ સારૂંજ કરશે. મને જવાને વખતે ખૂશી થઇ રજા આપ." દયાકુંવર આથી જઇ ઉભી. પોતાને હાથે પોતાનું મોહ ફરીથી લોહી, સ્વસ્થ થઇ, શાંત થઇ તે ઉભી, પણ ફરીને કશું બોલાયું નહિ: પણ હૃદયના સાક્ષી મુખે બધું કહી દીધું: અને તેના અક્ષર પ્રેમની આંખે વંચાવા મુસ્કેલ નહોતા—સ્પષ્ટજ હતા.

શોચ કર્યે શું થાય ? એથી નાહક તું તારા શરીરની ખુવારી કરે છે, છતાં હું કહું છું કે હું ફરી આવીશ, અને તે વળી બનશે તો થોડાજ દિવસમાં તારૂં પવિત્ર અંતઃકરણ હું સારી રીતે જાણું છું. તારી પ્રીતિ અગાધ છે, તેની પણ મને ખાત્રી થઇ છે. પણ નક્કી

માનજે કે તારી એ પ્રીતિ કરતા તારા ઉપર મારી પ્રતિ ચોગણી છે. તું મારૂં હૃદય છે. તું મારૂં જીવિત છે; અને તારાપરજ મારો પ્રીતિ રસ ઢોળાએલો છે; એ મારા હૃદયનો સાક્ષી ઇશ્વર છે." વિદ્યાનંદ બોલતાં બોલતાં ગળગળો થઇ ગયો. દરિયાનાં મોજાં જેવી પ્રીતિના જુસ્સાથી ઉછળતું તેનું અંતઃકરણ તેને હાથ ન રહ્યું. હોઠ ગભરાએલા પક્ષીની પાંખ જેમ ફડફડવા લાગ્યા, આંખના ઉંડા ભાગમાં પાણીનાં ઝળઝળીયાં આવી ગયાં ચિત્રવત બનેલી દયાકુંવર પુતળાની માફક જડયંત્ર સમાન ઉભીજ રહી; વિદ્યાનંદ સામું અનિમિષ આંખો એ જોયાજ રહી; અને તેનાં વચનો તેણે સાંભળ્યાંજ કર્યાં. પ્રિય વિયોગના ભયના શોકથી હૃદય સરિતામાંથી નીકળતો આંસુનો પ્રવાહ છતાં પ્રિય સમાગમનો આનંદ અત્યારે એ ભોગવતી હોવાથી તેનું હૃદય કમળ પ્રફુલ્લ થયું હતું, એટલે તે રોતી રોતી, પણ હસતી હોય એમ લાગતી હતી. પરંતુ થોડીવાર પછી જાણે અંતરિક્ષમાં ઉભેલી અપ્સરા મધુર સ્વરે ગાન કરતી હોય જાણે નાજુક રૂપાની ઘંટડીમાંથી કોમળ અવાજ નીકળતા હોય, તેમ દયાકુંવરના નાના, નાજુક મુખમાંથી, કલહંસના જેવા શ્વેત અને મયરના જેવા રમણિય લાગતા ગલસ્થળમાંથી, દાડિમ કળી જેવી શ્વેત દાંતની શ્રેણીઓ વચ્ચે યદ્યપિ રક્ત પણ શોકથી ફિક્કા પડી ગયેલા હોઠ દ્વારા, મધુર, મન મોહન મિતાક્ષર નીકળવા લાગ્યા. વિદ્યાનંદનું જડ બની ગયેલું ચિત્ત તેનું પાન કરવા લાગ્યું: તેના હૃદયમાં વજ્રલેપ માફક તે ચોંટી જવા લાગ્યા.

"પરમેશ્વર આપણી પ્રીતિ અખંડ રાખે! તમે પાછા કયારે આવશો?" દયાકુંવર બોલતી હતી.

"એજ પિતાનો ભરોંસો રાખ. એજ પિતા આપણને વર્ત્તમાન સ્થિતિમાં લાવ્યો છે, અને આપણું ભવિષ્ય પણ એજ પિતા સુધારશે. તને થાય છે એમ મને પણ થાય છે; મને કાંઇક વધારે થતું હશે. જેમ બને તેમ સમય અને અનુકૂળતા હશે તો વહેલો આવીશ." વિદ્યાનંદે ધારણા દીધી પણ ધારણા દેનારને જ ધારણા દેવા જેવું હતું.

હૃદયમાંથી સ્ફુરી નીકળતા સ્નેહની બલિહારી કાંઇ જુદી જ જાતની છે. એ સ્નેહમાં કાંઇ એવી જ વિશેષતા ઇશ્વરે મૂકી દીધી છે કે એ સ્નેહ આગળ બીજા બધા સ્નેહ નકામા જેવા થઇ પડે છે.

પારકા માબાપની છોકરી,—નહિ સગી, નહિ વહાલી–તે, એ સ્નેહના જ બળે એવી બંધનયુક્ત જાળ પાથરે છે કે તેની આગળ વહાલામાં વહાલાં માબાપ પણ કાંઇ ગણત્રીમાં નથા રહેતાં. પરંતુ એ સ્નેહ હવે હિંદુઓમાં નાશ પામતો જાય છે.

# પ્રકરણ ૭ મું.

## અનુસંધાન.

ઉપેન્દ્રવજ્રા છંદ.

કર્યા નહિ તેં ફૂલ કેમ આંબે, કર્યાં વળી કંટક શા ગુલાબે?
સુલોચનાને શીર અંધ સ્વામી, ખરે વિધાતા તુજ કૃત્ય ખામી.

કવિ દલપત્તરામ ડાહ્યાભાઇ.

" The course of true love runs not Smooth."

Shakespeare.

સત્ય સ્નેહનો પ્રવાહ કોઇ દિવસ અવિચ્છિન્ન નથી હોતો. પ્રભુની કૃતિ જ એવી છે કે કાંતો જોડે જોડું જ નહિ મેળવે અને મેળવશે તો વચમાં હજારો વિઘ્નો નાંખશે. આંધળા પતિને સ્વરૂપવાન સ્ત્રી, અને કાંતો કુબજાનારને રૂપાળો સ્વામી; મોટી સ્ત્રીને નાનો વર, અને કાંતો બુઢ્ઢા બાવાને છોકરી જેવી બાળકી; બંને રૂપવાન તો એક એકના વય અને ગુણ ઉલટાં; અને ગુણ સરખા તો વય અને રૂપ સરખાં નહિ; ધનવાન વરને ગરીબ વહુ અથવા તો બાપના પૈસાથી છકેલી છોકરીને જોઇએ તેવો જ વર!–આવાં આવાં કજોડાંથી ઘણું કરીને સ્ત્રી–પુરૂષો વચ્ચે ઘણી ગેરસમજ અને આંટી પડે છે. સંસારનો મોટો ભાગ " જોઇને જ " રાચનારો છે, અને રૂઢીના પ્રભાવે અથવા તો શરમની ખાતર, વડીલોએ આણેલા વિવાહના સામું થઇ શકાતું નથી, અગર ના પણ કહી શકાતું નથી; પણ મનને નહિ રૂચતી વાતનું દુઃખ તેઓ એકાંતમાં અનુભવે છે. સમજુ અને વિચારવાન માણસો અણગમતાને પણ સુખનું રૂપ આપવા પ્રયત્ન કરે છે; પણ નાનપણ અને જુવાનીમાં ઘણુંકરીને સમજણ અને વિચાર થોડાને જ હોય છે. આથી કરીને તેમની નીતિ ઘણે ભાગે પાયા વિનાની થઇ જાય છે. એટલા માટે એવા સંસારમાં પળોટાએલાં માણસો ઘણું કરીને દુઃખી હોય છે, અથવા તો સુખ ભોગવી શકતાં નથી.

વિદ્યાનંદ ઘરમાં પાણી પીવા ક્યારનો ગયો હતો, અને તેને આટલી બધી વાર કેમ લાગી તે જાણવા પ્રેમકુંવર ઘરમાં આવી. માતાને જોઇ બાળકી શરમાઇ ગઇ, ગભરાઇ ગઇ; મૂંગે મોંહે વિદ્યાનંદે ચાલતી પકડી, અને બહાર આવી જવાની રજા લીધી.

પોતાનું અંતઃકરણ દયાકુંવરની પાસે મૂકી, શૂન્ય હૃદયનો વિદ્યાનંદ ખાલી મને પોતાને ગામ જવા નીકળ્યો. પ્રેમાસવથી ઘેનમાં ઘેરાતા, અને આસપાસની સ્થિતિના ભાન વિનાના મગજમાં, દયાકુંવરના પ્રીતિયુક્ત શબ્દો વારંવાર આવવા લાગ્યા. તેનો નિર્મળ અને શુદ્ધ સ્નેહ તેને ઘેલો કરવા લાગ્યો. તેના સંબંધમાં આવતી દરેક ચીજ, કલ્પના અને સ્મરણશક્તિના બળે, તાદશ મગજમાં પરીની પેઠે થવા મોહક લાગી. રસ્તામાં ચાલતાં ચાલતાં એકાંત અનુભવતા તેના મગજમાં એના સદ્‌ગુણની છાપ પડી રહેવા લાગી, તેનું સ્વરૂપ એને અવર્ણનીય લાગવા માંડયું; નાજુક કટી સુધી પહોંચતો તેનો લાંબો અને કાળો ચોટલો, તેનું વિશાળ ,પણ નાનું કપાળ, ઇંદ્ર–ધનુષ્ય હોય તેમ આંખના છેક છેડા સુધી જતી વાંકી વળેલી કાળી ભમ્મરો, તેની નીચે નાજુક કાળાશ પડતાં પોપચાં નીચે ઢંકાયેલી ચંચળ માછલીની માફક તરવરતી પણ નિર્દોષ આંખો, ગુંથાએલ ચોટલાના સેંથાથી તીરની માફક સીધું જતું નાક, મદનાભાસથી વિકસતા અને યૌવનાવસ્થાને પગથિયે ચડતાં ખીલેલા સુંદર ગુલાબી ગાલ ઉપરનું નાનું, નાજુક અને કાળું છૂંદણું, ચિબુક ઉપર પડાવેલા છૂંદણા ઉપર એક બીજાને સમોવડીઆ બનતા બંને લાલ હોઠો અને તેની વચ્ચે કોઇ કોઇ વખતે સ્મિત હાસ્ય કરતી વખતે, હંસને ચરવાના મોતીની માફક દેખાઇ આવતી શ્વેત દાંતની અણીઓ, હસતી વખતે ગાલ–સંપુટમાં પડી રહેતા બિંદુ-રેખા (ખંજન) થી શોભિતું તેનું પ્રફુલ્લ વદન કમળ,—આ સઘળું એકાંત અનુભવતા તેના મગજમાં ભમવા લાગ્યું. વહેમાયલી વૃત્તિમાં સૂર્યના તાપથી, પળવાર સ્વપ્ન અનુભવતો, ઉંચે હવામાં દયાકુંવરનાં ભૂત તે દેખવા લાગ્યો. પોતાની વિદ્યાના બળે કંઇ કંઇ કલ્પના કરતો, જેમ જેમ ઉદ્યમપુરથી દૂર જતો ગયો, તેમ તેમ પ્રેમની સ્થિતિસ્થાપક દોરીવડે પોતાનું મન ગૂંથતો ગયો. કંઇ કંઇ ઉલ્લાસ, તે ચાલતાં ચાલતાં અનુભવવા લાગ્યો. કંઇ કંઇ વિઘ્નો, કંઇ કંઇ હરકતો, તેની દ્રષ્ટિમાં, ઉડતી માખીઓની માફક, ગણગણવા લાગ્યાં; પણ તે સર્વની વચ્ચે, દયાકુંવરની શુદ્ધ

પ્રીતિનો શાંત પણ ચોખ્ખા અજવાળાથી બળતો દીવો તેને પ્રત્યક્ષ જણાયો.

જાણે કે સૂર્ય તેની મનોવૃત્તિઓને પિછાણી શકતો હોય, તેમ પૂર્ણ કળાથી પ્રકાશતો તેના તનને તપાવતો હતો. વનમાં આમ તેમ ફરતાં હરણોની માફક, તેના મન-અરણ્યમાં દોડતા કંઇ કંઇ તરંગોને લીધે, કોઇ કોઇ વખત તે ઉભેલા વૃક્ષની માફક સ્થિર બની જતો હતો. રસ્તાની એકાંતમાં, વચ્ચે વચ્ચે મળતા કોઇ કોઇ મનુષ્યની જેમ, તેની આ પ્રીતિ પરિપૂર્ણ થવાની આશા વારંવાર ડોકીયાં કરતી હતી. પ્રિયતમાની જ વાર્તામાં મગ્ન રહેતા તેના મનને પણ બીજું ન જ સુઝયું. વિચારોની પુનરૂક્તિથી તેનું મગજ થાકી ગયું નહિ; અને એક જ વિચારથી બનતા શૂન્યવત્ મસ્તકમાં પણ, સમુદ્રમાંથી સરિતામાં જતા તરંગની માફક, એના એજ વિચારો આવવા લાગ્યા. એકના એક જ વિચારોનો પણ, રસ્તાનો અંત આવતાં અંત આવ્યો જણાયો નહિ. ઘરમાં પણ ઠેકાણે ઠેકાણે દયાકુંવરની મૂર્ત્તિ ઉભેલી જ તેને દેખાઇ, સ્વપ્નમાં પણ તેને મૂકી જવા ખૂશી ન હોય, તેમ તેને સ્વપ્નો પણ એનાં જ આવવા લાગ્યાં.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા અને ફરી ઉદ્યમપુર જવાના વખતમાં વિલંબ થવા લાગ્યો. "તમારૂં વચન આવું જ કે?" એમ કહી જાણે, દયાકુંવર દયાપાત્ર આંખે ઠપકો આપતી હોય, એવું ચિત્ર તે પોતાની કલ્પનામાં જોવા લાગ્યો. "પ્રીતિ કરીએ ત્યારે આમ ન કરીએ"–એમ કહી જાણે દીન વદને દયાકુંવર વિનવતી હોય એમ એને લાગ્યું. "બીજા પુરૂષની માફક તમારામાં શઠતા નથી, ત્યારે શું કરવા મને નાહક હેરાન કરો છો?" એ પ્રશ્નથી જાણે દયાકુંવર જવાબ માગતી માગતી પોતાની પ્રીતિની ખાત્રી બતાવતી હોય, એવા વિચારથી કોઇ કોઇ વાર તેના હૈયાને ધારણા મળતી હતી. "મારા આંસુ તો જુઓ! મારૂં નૂર વિનાનું શરીર તો જુઓ! તમારા વિના સૂકાઇ ગએલી વેલની માફક હું લાગું છું તે જોઇ દયા તો લાવો!" એ કલ્પનાથી તેનું કાળજું કપાવા લાગ્યું. "તમે છોડશો પણ હું છોડીશ નહિ; મારૂં મન છોડશે નહિ: હું તો પાણીના રેલાની પેઠે તમારી પછવાડે જ" એ વિચારથી એને રોવું આવ્યું. આવી આવી કલ્પનાથી પરવશ બનેલું તેનું મન તેને હાથ રહ્યું નહિ.

રેશમ જેવા સુંવાળા અને નરમ અંતઃકરણમાં પ્રિય વસ્તુના વિયોગે પ્રીતિના કંઇ કંઇ અસહ્ય ઉઝરડા પડવા લાગ્યા; અને એ પ્રીતિમાં, સ્નેહના બળે ઉશ્કેરાતી કલ્પના શક્તિએ લવણુ ઉમેર્યા જ કર્યું. મૂળ-માંથી જ ઉખડી જતું તેનું અંતઃકરણુ પણુ કેમ કટકા થઇ ઉડી દુર નથી જઇ પડતું એ જોઇ તે વિસ્મય થવા લાગ્યો. એક જ વિચારનો કીડો તેના મગજમાં પેઠો; અને એ કીડો શરીરને પણુ ફોલી ખાવા લાગ્યો. ચિંતાગ્રસ્ત ચિત્તને પ્રિયની વાર્તા સિવાય કાંઇ ગોઠતું જ નહિ. તેનું ચિત્ત ભ્રમિત થવા લાગ્યું; અને શરીર ઘસાવા માંડયું. શરીરમાં ઝીણો તાવ લાગુ થયો. ખાવા પીવામાંથી રૂચી ઉડી ગઇ, અને વિરહના બળે દુબળા થઇ જતા વિદ્યાનંદના શરીરમાંથી ચેતન ઉડી જવા લાગ્યું;

પોતાના એકના એક અને વહાલા પુત્રની આવી વિપરીત દશા પ્રેમની જ આંખે જોનારા પ્રેમાળ માબાપને છાની ન રહી. તેનું શૂન્ય, ઘર-કામમાંથી અને તેમના પોતામાંથી પણ વિરક્ત રહેતું, મન તેઓ જાણી ગયાં; અને છેવટે તેનું શરીર ઘસાતું જોઇ વારંવાર તે સંબંધી તેને પૂછવા લાગ્યાં. પોતાના માટે જીવ આપનારાં પ્રેમાળ માબાપને પણ એ વાત તેનાથી કહેવાય એમ નહોતી. અનુપમ સ્નેહવાળા માબાપની પાસે પણ શરમનો પડદો તેનાથી તુટે એમ નહોતું. અદૃશ્ય રતિ-ચેતનની વાત, તેના મનમાંજ રહે જાણે સો મણના બોજા તળે ચંપાતું હોય, તેમ તેનું મન કચડાવા લાગ્યું—છૂંદાવા લાગ્યું; અને ચીચુડામાં પીલાતી શેરડીની માફક નીચોવવા લાગ્યું. મનમાંથી નહિ ખસતી દયાકુંવરની પ્રીતિના ઘાથી એનું,

"કાળજ કોરાયું, કંદર્પનાં શર વાગીયાં રે".[1]

અને એ ઘા અસહ્ય નાવડયો. ઝીણા તાવમાંથી તાવ શરૂ થયો. ચિત્તભ્રમણા વધી. મન અસ્વસ્થ થયું, અને ખાવા પીવાના ભાન વિનાનો અને ભ્રમિત મસ્તકમાં કલ્પનાના બળે, મન-પ્રદેશ આગળ દયાકુંવરનાં કંઇ કંઈ સ્વપ્નો આળેખતો, પથારીમાં પડયો લવવા લાગ્યો. સ્નેહ સન્નિપાત એને થયો. શી વિપરીત દશા !!!

પોતાના પ્રિય પુત્રની ભયંકર દશાનું ભાન સ્નેહથી દ્રવતા માબાપના અંતઃકરણમાં હવે શલ્યની માફક સાલવા લાગ્યું. તેમના મનમાં પણ હવે તેના વિષે તેમને ચિંતા થવી લાગી. તેમની તરેહ

---

૧ દયારામ કાવ્યમાંથી.

તરેહની કાળજીથી શરીરની વ્યાધિનાં ઔષધ કરતાં, તેના મનની વ્યાધિ બિલકુલ મટી નહિ ઉપલક ઉપચારથી કારણ એમ ને એમ રહ્યું તેથી ઉલટું શરીરને વેદના આપવા લાગ્યાં નિર્ધનપુરના ગામઠી વૈદ્યો, તરેહ તરેહના ઉકાળા આપતા હતા. પરંતુ મનનું દર્દ જાણવાની શક્તિ તેમનામાંથી કોઇને નહોતી દરદ જાણ્યું હોત તોપણ સ્થળ જાણ્યા વિના કાંઇ ઉપાય કરવાની ચતુરાઇ પણ તેમનામાં નહોતી; વૈદ્યના વૈદ્ય પરમેશ્વર સિવાય તેનું દરદ મટે એમ તેમને ન લાગ્યું ભૂખ અને વિરહના દુઃખે દરદ વધતું ગયું, અને શરીરમાં બેભાન અવસ્થા ધીમે ધીમે આવવા લાગી. એક, બે, ત્રણ, ચાર—એમ ઉપરા ઉપરી એકવીશ લાંઘણો થઇ; અને આશા નિમિત્તે કેવળ કંઠે પ્રાણ ટકી રહેલો હોય એવો, કોઇ મહા મુનિ સમાધિમાં પડયો હોય એમ, ઘોર નિદ્રા જેવી બેભાન અવસ્થામાં પડી રહેલો; ખોરાકની પોષણ શક્તિ જવાથી લોહીની ખામીને લીધે, કેવળ બાકી રહેલાં હાડચર્મથી વિરૂપ લાગતો, અને પોતાના પ્રિય માબાપને બેભાનપણામાં અસહ્ય વેદનાથી કષ્ટ આપતો, વિદ્યાનંદ પથારીમાં જડયંત્ર સમાન પડી રહ્યો. તેના પ્રાણ કંઠે આવી કેવળ આશાના અમૃતથીજ પાલક ઉપરથી પગ સરી ગયેલા આદમીની પેઠે લટકી રહ્યા હતા. માંદા માણસની સંભાળ લેવામાં, અને તેના મંદવાડની ચિંતામાં સાજાં માણસો, તેનાં પ્રિય માબાપ પણ, માંદાં જેવાં થઇ ગયાં. પથારીની બંને બાજુએ સામસામા બંને માબાપ બેસી, એક બીજાનાં સામું ટક ટક જોઇ રહેતાં હતાં. ઘણી વાર સરસ્વતીનું હૈયું હાથ નહિ રહેતાં આંખમાંથી આંસુની ધાર વારંવાર ચાલતી હતી; અને પોતાના દુર્દૈવને કપાળ કુટી કોઇ કોઇ વાર ઠપકો આપતી હતી. વત્સલ પિતાની આંખમાં પણ, કોઇ કોઇ વખત વરસાદ વરસી રહ્યા પછી નેવેથી ટપકતા વરસાદના બિંદુની માફક આંસુ આવી જતાં હતાં, મહા મહેનતે તેમનાં હાથે ચડેલું રત્ન રખેને દૈવના યોગબળે હાથમાંથી સરી જાય, એ વિમાસણમાં તેમના શોકની સીમા ન રહી. સરસ્વતીનાં ખળખળતાં આંસુ, કોઇ કોઇ કોઇ વાર લાંબા સોટા જેવા પડેલા વિદ્યાનંદના દુર્બળ હાથ ઉપર પડતાં; અને તેની ઉષ્ણતાથી પોતાના બળેજ સજીવન પામતા કોઇ કોઇ વાર તે હાલતા. હાથની મંદ ગતિની સાથે માબાપના જીવમાં જીવનામૃત રેડાતું હતું. પરંતુ એ દશા ઝાઝી વાર ટકતી નહિ. એવું શુભ પરિણામ ફરી

લોભની ખાતર, માબાપ એક ચિત્તે પથારીની પાસે બેસી રહ્યાં. પુત્રના મંદવાડની ચિંતામાં ખાવાનું ભૂલી ગયાં. છ સાત લાંઘણો તેમને થઇ ગઇ તેનું ભાન પણ તેમને ન રહ્યું; ભૂખની વેદના પણ ન લાગી. એકજ વૃત્તિમાં ચિત્ત રાખનારાં ગરીબ માબાપને રાત્રીને દિવસ સરખાંજ લાગ્યાં. અંતે દૈવની કૃપાપર ભરોસો રાખવાની તેમને જરૂર પડી; અને અંતરના ઉંડા ભાગમાંથી નાક ઝાલીને પ્રાણાયામ કરતા બ્રાહ્મણની માફક, ગાયત્રીના જેવી પવિત્ર પ્રાર્થનાઓ, હૃદયના ઉંડા ભાગમાંથી, મુખદ્વારા હોઠ ફફડાવતી પણ શબ્દરૂપ લીધા વિના, વરાળરૂપે, આ અનંત કોટી બ્રહ્માંડના મારનાર અને પાળનાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, કર્ત્તા અને હર્ત્તાની હજુરમાં જવા લાગી; તેમના હૃદયમાં પેસી, ઇંદ્રાસનની પેઠે, તેમના શરીરને ડોલાવવા લાગી. નીતિમાન, સદ્ધર્માચરણી, અને મહા પ્રભુની પ્રસન્નતા ઉપરજ આશા રાખી બેઠેલાં માબાપના પ્રાર્થના સંભળાય છે કે કેમ તે જોવાનું છે.

[1]પ્રભુ! તું છો અશરણ શરણ મોરારી,
તુજ વણ શક્તિ નહિ, શંખધારી! પ્રભુ.
ભક્ત પ્રહલાદને ભયથી ઉગાર્યો, કષ્ટ તેનાં સર્વ ટાળી;
સુધડ સેવકને સા'ય કરી તેં તો, બિરદ પોતાનું પાળી. પ્રભુ.
હરિશ્ચંદ્રનું સત્ય દીપાવ્યુ, ઇંદ્રાસનને ડોલાવી;
નાથ! અનાથની વા'રે ધાયા, ભક્ત દયા દિલ આવી. પ્રભુ.
દુઃખને સમે દુઃખે યાદ કરે તેને, દિલથી દયાએ ઉગાર્યો;
ગજેન્દ્રને જળ બંધ છોડાવ્યું, અજામેળ તેં તાર્યો. પ્રભુ.
ધર્મરાયની ભીડ ધરી મન, દ્રૌપદી લીધાં ઉગારી;
એક ઉપર એક ખંતે ધરીને, ચીરની કીધી ત્યાં પથારી. પ્રભુ.
વામનરૂપ ધરી બળી માર્યો, સતિયાનું સત્ પણ રાખ્યું;
કાળી નાગને નાથ્યો વળી તેં, હરકોઇનું કષ્ટ કાપ્યું. પ્રભુ.
હું પામર જન કાંઇ ન પ્રીછું, અકળ માયામાં મુંઝાઉં;
શીવજી સમા જ્યારે પાર ન પામ્યા, ત્યારે હું તો અટવાઉં. પ્રભુ.
નાથ! શરણ નથી તુજવણ કોઇ, અંતર આશ છે તારી;
કૃપા કરી ભવ સિંધુ ઉતારે, લે આ તનુજ ઉગારી; પ્રભુ.
પ્રભુનો મહિમા કોણ જાણી શકે એમ છે?

---

1 "નાથ કૈસે ગજકો બંધ છોડાયો" એ રાહ.

વિદ્યાનંદના મંદવાડના સમાચાર બહાર ફેલાવા લાગ્યા હતા. ધીમે ધીમે ઉદ્યમપુરમાં પ્રેમકુંવરબાઇને તેના ભયંકર મંદવાડની ખબર પડી. દૂર ગામથી પણ પોતાનું સગું માંદું હોય, ત્યારે જોવા આવવાને બહાને દિલાસો દેવા આવવાનો રીવાજ હિંદુઓમાં છે. પ્રેમકુંવરબાઇને, સરસ્વતી અને નિત્યાનંદના આ એકના એક છોકરાને જોવા જવાનું આવશ્યક લાગ્યું; અને જવાને પ્રસ્થાનું કર્યું. દયાકુંવર હવે બાર તેર વરસની થઇ હતી; તેથી એને એકલી મૂકી જવા કરતાં, પોતાની સાથે જ લઇ જવાનો વિચાર એને ઉત્તમ લાગ્યો. જવાને તૈયાર થયાં. બીજે દિવસે નિર્ધનપુર આવ્યાં; સરસ્વતીને ત્યાં જ ઉતર્યાં.

બાહ્ય વ્યાપારથી કેવળ વિરક્ત થએલા, અને પોતાના પ્રિય પુત્રનાજ મંદવાડની ચિંતામાં અતિશય ચિંતાતુર બનેલા, વિદ્યાનંદના માબાપ પોતાનાં આવેલાં અતિથિ સગાંને આવકાર દેવા ઉઠયાં. ઘરકામ તેમનાથી હવે બની શકે તેમ નહોતું. સ્વાભાવિક રીતે તરુણ દયાકુંવરને માથે એ કામ આવી પડયું. પ્રિયના મંદવાડમાં અતિશય શોકાતુર બનતી છતાં, પોતાના પ્રિયના માબાપના ઘરમાં કામ માથે ઉપાડી લેવામાં, આ ગુણવાન છોકરી ઉત્સાહી બની. વિદ્યાનંદનો મંદવાડ જોઇ તરુણ બાળા ગભરાઇ ગઇ; અને એકલી પડતી ત્યારે રોયાંજ કરતી હતી. તેની માંદગીનું કારણ તો તે કયાંથી જાણી શકે? પણ દરેક ઉપચારની અસર વહેલી થાય એમ ઇચ્છવા લાગી. ઘરમાં કામકાજને માટે હેરા ફેરા કરતી, ડબક ડબક આંખમાંથી બોર બોર જેવા આંસુ સારતી, અને વિદ્યાનંદની ચિંતામાં પોતાના શરીરનું ભાન પણ ભૂલી જતી દયાકુંવર, મનમાં ને મનમાં સોસાયા કરતી હતી. તેના દિલાસાનું સ્થાન અત્યારે કોઇ નહોતું. કોઇવાર પથારી આગળ ઉશીકે બેઠી બેઠી રોયાં કરતી હતી. માંદગીનું ભયંકર સ્વરૂપ જોઇ, સરસ્વતીને પોતાની માતુશ્રીના પોકળ હૈયામાંથી અપાતા ખોટા દિલાસાનું અસંભવિત પણું કલ્પી, તે વધારે વધારે રોતી; અને પ્રસંગોપાત "હાય, હાય! એમને કાંઇ થયું તો! પછી મારી વલે શી? કે મારૂં પછી કોણ? અરેરે! એમને કાંઇ ન થાય તો ઠીક; એમને બદલે જે કાંઇ મને થવું હોય તે થાય, પણ એ ક્ષેમકુશળ રહેતો સારૂં! હે, માતા! હે અંબાજી! હું તારી જાત્રા કરીશ. તારી પાસે આવીશ, ત્યારેજ ઘી ખાઇશ" એમ મનમાં ને મનમાં ઘણીવાર

સોસાતી. દેવોની કંઇ કંઇ પ્રાર્થનાઓ કરતી. કંઇ કંઇ બાધા આખડી રાખતી પણ કશું સંભળાતું હોય એમ જણાયું નહિ. વિદ્યાનંદને ફેર પડવાને બદલે ઉલટું દરદ વધતું ગયું, અને તે કાળરૂપે આવ્યું હોય એમ સૌને જણાવા લાગ્યું.

પરંતુ ઇશ્વરની ગતિ અકળ છે. એ મહાન પિતાના રસ્તા કોઇ જાણતું નથી. એક દિવસે સરસ્વતી અને પ્રેમકુંવર ઉદાસ ચહેરે પથારીની એક બાજુએ બેઠાં હતાં. સામે નિત્યાનંદ ઉતરી ગયેલે મુખે બેઠો હતો; અને ઉશીકા આગળ ખિન્ન વદને દયાકુંવર બેઠી બેઠી પોતાના પ્રિયનું દર્શન કરતી કરતી, આંસુ સારતી હતી. તેમને આવ્યાને હવે એક બે દિવસ થયા હતા.

"જાઇ! બાપુ. વિદ્યાનંદ! પ્રેમકુંવરબાઇ આવ્યાં છે, સામું તો જો!" કાલાવાલા કરતી, લાડમાં દીકરાના મસ્તકપર પોતાનો હાથ ફેરવતી, બીજે હાથે ધીમે ધીમે પવન નાખી મુખ ઉપર બેસતી માખીઓને આઘી ઉડાડતી, અને દીન વદને જાણે એની જીવનદોરીજ વિદ્યાનંદના હાથમાં હોય, એમ સરસ્વતી એને બોલાવવા લાગી. નિત્યાનંદ વિદ્યાનંદનો હાથ પોતાના હાથમાં લઇ ધીમે ધીમે હલાવવા લાગ્યો; અને પુત્રવત્સલ પત્નીના મુખ સામું જોઇ રહેતો, દિલગીરીમાં ગરકાવ થતો, વિદ્યાનંદના મુખ ઉપર તાકી રહેતો, હૃદય હાથમાં રાખી, તે જવાબને માટે તલપી રહ્યો. પરંતુ તેને તો જાણે કોઇએ જાદુ (હીપ્નોટિઝમ)* કર્યું હોય તેમ, એ જાદુગર સિવાય બીજા કોઇનો પણ શબ્દ સાંભળવાને તેને અધિકાર ન હોય તેમ તે જડવત્ રહ્યો. માત્ર દીર્ઘ, લાંબા શ્વાસોશ્વાસથી જ તેનું હૈયું ધબકતું રહ્યું.

"એ કાંઇ ખાય છે?" પ્રેમકુંવરે જીજ્ઞાસાથી પૂછ્યું.

"નારે, બાઇ! આજ એકત્રીશ બાવીશ લાંઘણો થઇ. જુઓને એનું શરીર! કોણ જાણે કયાએ વડવાઓના પૂણ્યે એ જીવતો રહ્યો છે."

---

*જાદુ (હીપ્નોટિઝમ) જેના ઉપર અજમાવવામા આવે છે, તે ઘણું કરીને જાદુ કરનારનુંજ બોલવું સાંભળી શકે છે. તે ઉંઘમાં રહે છે, અને બીજાનું બોલવું ગમે તેવું મોટેથી બોલાયલું હોય, પણ તે સાંભળી શકતો નથી. જાદુ કરનાર હળવેથી બોલે તો પણ એ સાંભળે છે.

સરસ્વતીની આંખમા આંસુ આવ્યાં. તેનું મુખ ઉતરી ગયા જેવું થઇ ગયું. લાંબા મંદવાડથી એનું હૈયું હેબકાઇ ગયું હતું. પ્રેમકુંવરને પણ માઠું લાગ્યું; અને નિત્યાનંદ પણ રોવા જેવો થઇ ગયો. આટલુ છતાં, પરમેશ્વરના ધ્યાનમાં આ વાત ઉતરતી નથી, તો તે હશે તો કયાં હશે, એ શંકાથી નિત્યાનંદનું મન સંશય ખાવા લાગ્યું.

"હશે, બાઇ! તમારી કરણી સારી છે, તો તેને સારૂંજ થઇ રહેશે." પ્રેમકુંવર બોલી.

"અરે બાઇ, જેટલા પથરા છે એટલાને દેવ કરી પૂજ્યા છે, ત્યારે આ દીકરાના દર્શન થવા વારો આવ્યો છે. હવે એ દીકરાના દશા તમે જુઓ છો." સરસ્વતી ગળગળી થઇ ગઇ.

"બાઇ, ઇશ્વર દયાળુ છે, એ કોઇનું ખરાબ કરતો નથી, તમારા પુણ્ય આડાં આવશે—"

"ઇશ્વર તો હમણાં મનુષ્યોને દુઃખી કરવાનો ધંધોજ લઇ બેઠો છે," નિત્યાનંદ વચમાં ધુંધવાઇ ઉઠયો. "મેં તે એવાં શાં પુણ્ય કર્યા હોય! તમારાં જેવાં સગાંનો આશરો અમારે જબરો છે." આંખમાં આવેલાં આંસુને લહોતી લહોતી સરસ્વતી બોલી.

"તમારી કરણી સારીજ છે. સારા માણસને ઇશ્વર કોઇ દિવસ દુઃખી કરતો નથી. મનુષ્યની કસોટી કરવાને તે દુઃખ નાખે છે, તો આપણે દુઃખમાં ધીરજ રાખવી. એ જે કરશે તે સારૂં જ કરશે, એનો મને પૂર્ણ વિશ્વાસ છે." પ્રેમકુંવરે ધીરજ આપી, પણ પરમેશ્વર ઉગારે તો ઉગરે એમ એના મનને હતું.

"માતુઃશ્રી! એ બોલતાએ નથી, પણ એને ખવરાવવાનો પ્રયત્ન કરીએ તો!" ધીમે, મધુર, કોમળ સ્વરે ઉશીકાપરથી દયાકુંવર બોલી.

એ સાંભળી વિરહાવસ્થા ભોગવતા પ્રેમી દિલમાં આત્મામૃત રેડાયું; અને તેની અસર મગજ સુધી પહોંચી ગઇ. વિજળીના સંચાનો સ્પર્શ થયો હોય, અથવા તો કોઇએ *જાદુ દંડ લગાડયો હોય તેમ વિદ્યાનંદનું શરીર ધીમે ધીમે હાલવા માંડયું. તેના હૃદય-કમળની પાંખડીઓ ધીમે ધીમે ખીલવા લાગી. આ જોઇ માબાપના જીવમાં જીવ આવ્યો. વિદ્યાનંદનાં નેત્રો ઉઘડયાં: અને ટોળામાંથી વિખૂટી

---

* જાદુ દંડ. Magic wand.

પડી ગયેલી ગાયની માફક, પોતાની પ્રિય વસ્તુની શોધમાં આમ તેમ ફરવા લાગ્યાં. દયાકુંવરનો કોમળ મધુર સ્વર, અદ્ભુત શક્તિ ધરાવનારી તેની હૃદયની આંખોએ તરતજ ઓળખી કાઢયો; અને દૃષ્ટિ માબાપ ઉપરથી પ્રેમકુંવર ઉપર ગઇ, પણ સ્વર કરનારી જડી નહિ. આકુળ વ્યાકુળ આંખે મનની પ્રેરણાથી મસ્તક પાછું ફર્યું; અને પ્રિય વસ્તુપર નજર ઠરી, મીટ મળી. પરંતુ એ સ્થિતિ પરવાર ટકી. ફાટેલી આંખે, ગાંડા જેવો બની, હૃદયમાંથી નીકળતું કંઇ કંઇ અસંબંદ્ધ-અર્થ વિનાનું તે બોલવા લાગ્યો.

"કમળ જશે શું કરમાઇરે, એનો ભ્રમર ભોગી કોણ થાશે;
સરવર પડયું કરમાયેરે, એને મલિન દાદુર ખાશે."

વિદ્યાનંદ દયાકુંવર સામું જોઇ રહ્યો. આટલા ફેરથી સરસ્વતી હરખાઇ ગઇ. ભ્રમણામાં ને ભ્રમણામાં એ ગાંડો થઇ ગયો છે, એમ એણે ધાર્યું. વિદ્યાનંદ બહાવરો બની આમ તેમ જોવા લાગ્યો. પરંતુ નેત્રો પાછાં મિચાયાં.

"ભાઇ! વિદ્યાનંદ! ભાઇ! બાપુ! જોને અહીં! પ્રેમકુંવર, તેમની પુત્રી દયાકુંવર અને સૌ અહીં બેસી રહ્યાં છે. આમ ગાંડું ગાંડું કાં બોલ ?" સરસ્વતી હર્ષથી ઘેલી થઇ ગઇ; અને વિદ્યાનંદને બોલાવવા પ્રયત્ન કરવા લાગી. દયાકુંવરનું નામ કર્ણગોચર થવાથી વિદ્યાનંદના મુખ ઉપર સ્મિત ફરકતું જણાયું. લાંબા મંદવાડથી બાવળના પાન જેવા બનેલા તેના હોઠ, રંગહીન, રૂપહીન, પણ હાલવા લાગ્યા; અને તેની આંખો ફરી ઉઘડી. પાછો લવવા મંડયો, બોલવા લાગ્યો.

કુમુદની કુમુદિની વહી જાય, ચંદ્રની શીતળતા રહી જાય;
કમળ તણી પરાગ લુટઇ જાય, ભ્રમરનો ગુંજારવ નહિ થાય.
પોયણી બની મત્ત જળમાં, વીંટાઇ મચ્છ વડે વળમાં;
રહે છે ચંદ્ર શીત વ્યોમે, ઝરેછે ચંદ્રકાંત તોયે.

જાણે કે તેનાં નેત્રો કંટાળી ગયાં હોય, તેમ ફરીથી મિચાયાં, પણ મિચાતાં મિચાતાં દયાકુંવર ભણી તીવ્ર કટાક્ષ નાખતાં ગયાં. આજનો બનાવ સરસ્વતીને વિચિત્ર આનંદ ભર્યો લાગ્યો. લાંબા વખતના અપવાસથી બળ વિહીન શરીરમાં આટલી પણ સ્ફુરતા જોઇ એનો આનંદ અંતરમાં ઉછળવા લાગ્યો. હર્ષનાં આંસુ એની મેળા-

એજ આંખમાંથી સરવા લાગ્યાં. પરંતુ ફરીથી પાછાં નેત્રો મિચાયલાં જોઇ એ ગભરાઇ ગઇ. ખરી પડેલો વેલો, સૂકાવા માંડયા અગાઉ તાજો બનતો જાય છે તેમ, મરવા પહેલાં થોડી વારથી માણસના મુખ ઉપર તેજી આવે છે: અને કેટલીક વખત તો એવો ભૂલાવો ખવરાવે છે કે જાણે કોઇ રોગ કે નબળાઇ તેના શરીરમાં ન જ હોય, તેમ વાતચિત કરે છે, સૌને સંભારે છે, અને સૌની સાથે આનંદ કરી ગઇ ગુજરી વિસરાવે છે; પરંતુ થોડી વાર પછી નિર્મિત બને છે. તે પ્રમાણે આ નવા ફેરફારથી સરસ્વતીના અંતઃકરણમાં અમંગળ શંકાઓ ઉત્પન્ન થવા લાગી. તેનું મુખારવિંદ છેક ઉતરી ગયું. જાણે કે નિરાધાર, કંગાળ બની ગઇ હોય, એમ ગરીબડું મોંહ કરી વિધાનંદને બોલાવવા લાગી.

"ભાઇ ! વિદ્યાનંદ ! દીકરા ! એમ ન કરીએ. અમને કેટલું થતું હશે, તેની તને શી ખબર પડે ? ભાઇ ! સામું જો. ગરીબ મા ઉપર કાંઇક દયા લાવ. બેટા ! તારા આ ગાંડપણથી અમારૂં કઠણ કાળજું પણ કપાઇ જાય છે. કેમ કાંઇ જવાબ આપતો નથી ?" સરસ્વતી વિધાનંદના મુખ ઉપર નીચી વળી વળી જોવા લાગી. નિત્યાનંદ વગર બોલતે ગભરાએલા જેવો રોવા લાગ્યો. પ્રેમકુંવર આ અતિ કરૂણ દેખાવથી જડ જેવી બની ગઇ, અને દયાકુંવરના હૃદયના ઉંડાણમાંથી ઝીણાં ડુસકાં નીકળવા લાગ્યાં.

દયાકુંવરનું નામ વિધાનંદને આનંદ આપતું જણાયું. પરંતુ એના લવારામાં કોઇને કાંઇ સમજણ પડી નહિ. દયાકુંવર હવે સમજણી થઇ હતી એટલુંજ નહિ પણ તેની માતુઃશ્રી પાસે ભણી હતી, અને વિધાનંદના લાંબા સહવાસથી તેના હૃદયમંદિરમાં પેસવા શક્તિમાન પણ હતી. પ્રેમકુંવર અને વિધાનંદનો સંબંધ સમજતી દયાકુંવરને તરત સમજાઇ ગયું કે મંદવાડનું કારણ પોતે હતી. "અરરર ! આવો ભયંકર મંદવાડ મારી ખાતર ! ત્યારે એમની પ્રીતિ કેવી, કેવડી ? એ પ્રીતિની ખાતર હું શું શું ન કરૂં ? આ પ્રીતિની આગળ આત્મા પણ શા હિસાબમાં છે ! વહાલા વિધાનંદ ! તમારે એ બાબતમાં બિલકૂલ મુંઝાવું નહિ. હું તમારી જ છું, અને સદા તમારી જ રહીશ;" એમ પોતાના મનમાં ગણગણવા લાગી. પ્રેમના જુસ્સામાં, પ્રીતિના આવેશમાં, મુગ્ધ બાળકીના મન ઉપર વિધાનંદની પ્રીતિની અવધિ જણાઇ. તેના દિલમાં એની છાપ સજ્જડ આળેખાઇ. વિદ્યા-

નંદની પ્રીતિ રગે રગે પ્રસરી ગયેલી એવી દયાકુંવરના હૃદયમાં અત્યારે વર્ણસંકર શોધ્યોએ જડયો નહિ. એ તો સંસારના જડ વ્યવહારમાં, માથા વિનાના ધડની માફક, કોણ જાણે કયાંય એ વખતે ગોથાં ખાતો હતો. શ્રેષ્ટ રસિકતાના અપરિચિતને એ વાત જણાઇ પણ નહિ. પૂજ્ય અને પ્રેમાળ માતાની પસંદગી, કુદરતની પસંદગી આગળ ઘૂમટો તાણી મનની વૃત્તિને માર્ગ આપી, આઘી ઉભી રહી, નષ્ટ થઇ, અદૃશ્ય થઇ; અને પ્રીતિના અતિ અનુપમ ચીકટ તંત્રે સંધાએલ નાની પણ મોટા મનવાળી દયાકુંવર પોતાના જીવનમય પ્રિયને માટે ગમે તે ખમવા તૈયાર થઇ. રોમિયોને માટે થતા જ્યુલિયેટના આવિર્ભાવ તે અનુભવવા લાગી. દયાકુંવરની વિદ્યાનંદ ઉપર પણ પ્રીતિ અગાધ હતી; પણ પોતાની એ પ્રીતિને વિદ્યાનંદની પોતા ઉપરની પ્રીતિ આગળ ક્ષુદ્ર કલ્પવા લાગી; તેની પ્રીતિ એને અનુપમ લાગી; એવી પ્રીતિની જોડ હશે એવું એના મનને પણ ન આવ્યું; અને મોતની પથારીએ પડેલા અને પોતાને માટે જ ઉત્પન્ન થએલા ભયંકર મંદવાડથી ગાત્રહીનં જેવા શરીરથી વધારે પ્રિય લાગતા વિદ્યાનંદને તે અમૃતમય આંખે એકી નજરે જોઇ રહી. પક્ષપાત વિના પ્રીતિ નથી થતી. ફરી ફરીને, તેના રૂપ ગુણનો વિચાર લાવીને, અંતઃકરણના સ્નેહથી ઉમળકો એના ઉપર ઉલટાવવા લાગી. વિદ્યાનંદની મૂર્ત્તિ તેના હૃદયમાં નાચી રહી; તેની આંખની કીકીઓમાં પ્રતિબિંબ પામી. વડીલોની હાજરી ન હોત તો જરૂર એ એને વળગી પડત. સત્ય સ્નેહ એવો જ છે: પણ બંનેને એક જ આવિર્ભાવ થયા વિના એ દીવો પ્રગટતો નથી. એ સત્ય સ્નેહનો દીવો, આ તરૂણ પણ યુવાન જોડાની વચ્ચે, નદી કિનારે બે વાયુના સંગમથી થતા ભડકાની માફક આપોઆપ જ પ્રગટયો હતો. અગ્નિહોત્રીના કુંડની માફક એક બીજાનાં આકર્ષણ ઘસાવાથીજ પ્રજવલિત થયો હતો; અને ગમે તેવી દુઃસહ સ્થિતિથી પણ તે ઓલાઇ જાય એમ નહોતું. એ પ્રીતિની પરિપૂર્ણતામાં, તેની માતુઃશ્રી તરફથી જ, વિંધ્યાટવીના પ્રદેશમાં ફેલાયલા વિંધ્યાચળ પર્વત જેવી આડ થશે એમ તે જાણતી હતી; તોપણ એ ભયથી પણ તેનું નાજુક પણ સબળ મન ડગે એમ નહોતું. સીતાની માફક સત્યથી જ રહેવાનો એને અંકુર ફૂટયો. દમયંતીની માફક ગમે તેટલું દુઃખ પડે, પણ તેમાંએ ધીરજ રાખી રહેવાની એને હોંસ ઉત્પન્ન થઇ. સાક્ષાત્ પરમેશ્વર ઉતરીને તેના મસ્તકને કચરી કચરીને છૂંદે, પણ તેના મગજ-

માંથી એ પ્રીતિને જૂદી પાડી શકે એમ નહોતું. પોતાના પ્રાણ કરતાં પણ એના મનને તો વિદ્યાનંદનો સંબંધ વિશેષ હતો. પોતાના મનથી જ પ્રતિપાદન કરેલી પ્રીતિની પરિપૂર્ણતા માટે, પોતાના આત્માનો ભોગ આપવો પડે તો તેને પણ પ્રીતિના એ કુંડમાં શ્રીફળ તરીકે હોમવાને તેનું મન તૈયાર હતું. પરંતુ એની એ જ ચીજની ખરાબી થતી જોઇ, ઉશીકે બેઠી બેઠી, પોતાના પ્રિયની ફરીને બેભાન અવસ્થાની ચિંતામાં આળોટતી, દયાકુંવરના હૃદયના ઉંડાણમાંથી દીર્ઘ નિશ્વાસ નીકળવા લાગ્યા. સૂર્યના ભેદ્યા પ્રકાશ વિના, કમળ જેવું તેનું મૂખ કરમાઇ ગયું હતું. માત્ર આવજાવ કરતા લાંબા નિશ્વાસથી તેનું હૃદય ધીમે ધીમે ધબકતું હતું, અને અંદરથી બરફની માફક ખરખર ઝરતું હતું. આ વેળાએ તેની વાળેલી પલાંઠી આગળ, તેના સચેત હૃદય સન્મુખ જાણે તેની અખંડ પ્રીતિની યાચના કરતું તેને ખોળે પડયું હોય તેમ વિદ્યાનંદનું અચેત મસ્તક પડયું હતું. તેનું જીવનસૂચક તાળવું જરીક ઉંચે નીચે થતું હતું. સર્વ બેઠેલાંઓને અદૃશ્ય પણ જાણે વિદ્યાનંદની મૂંગી યાચનાનો ઉત્તર આપતા હોય તેમ શોકમય મૂર્ત્તિ દયાકુંવરના હૃદયમાંથી નીકળતા દીર્ઘ નિશ્વાસનો સહજ ઉષ્ણ વાયુ, એક ઉપર એક નીકળતા નિશ્વાસના બળે, તેના સજીવન તાળવા સુધી જતો હતો, અને તેને સ્પર્શવા શક્તિમાન થતો હતો.

પ્રિયની દરેક ચીજ પ્રિય હોય છે. પ્રિયના તરફથી પ્રેમદૂત જેવો આવતો આ વાયુ પણ ઔષધ રૂપ નીવડયો. મૂર્છામાં પડેલા રામચંદ્રજીને સીતા દેવીનો અદૃશ્ય સ્પર્શ જીવનગુટિકા નીવડયો, તેમ એ વાયુની ઉષ્ણ અસરથી ધીમે ધીમે વિદ્યાનંદના મસ્તકમાં ઉષ્ણતા પ્રસરી; અને તેના જોરે મસ્તક જરીક હાલ્યું. થોડીવાર પછી, લોહથી ભારે બનેલા બારણાં ઉઘડતાં હોય તેમ ધીમેથી વિદ્યાનંદની આંખો ઉઘડી. પોતાની પૂજ્ય માતુઃશ્રીનાં દર્શન થયાં; પ્રિયાની માતુઃશ્રીપર નજર ઠરી, અને તેની સાથે કાંઇક અચંબો ઉત્પન્ન થયો; નિત્યાનંદને પગે પડી, હર્ષથી ઘેલી થતી દયાકુંવર એકદમ ઉઠી ઉભી થઇ. ધસારાથી વિદ્યાનંદની આંખો આકર્ષાઇ; અને હૃદયમાં રહેલીનાં દર્શન, નેત્રોએ પ્રત્યક્ષ કર્યાં. એ દર્શન, ઔષધપર ખોરાક નીવડયાં; અને તાડનાં પાંદડાં જેવાં લાંબા, દુબળા, સોટા જેવા હાથ ઉંચા કરી વિદ્યાનંદે પથારીમાં, બેઠા થવાની મૂંગે મોંહે ઇચ્છા જણાવી. હર્ષમાં ડૂબી જતાં માબાપે એકેકો હાથ ત્વરાથી ઝાલી લીધો, અને પથારીમાં તેને બેઠો કર્યો.

વિદ્યાનંદ બેઠો થયો. આંખના હાડકાના ઉંડા ગોખલામાં, કાળકા માતાના જેવી તગતગતી આંખોએ સૌને વારા ફરતી જોવા લાગ્યો.

"ભાઇ, કેમ છે? કાંઇ ખાઇશ?" સ્નેહભર્યા અવાજે સરસ્વતી બોલી. માતાનો સ્વાભાવિક સ્નેહ આવે વખતે ઓર હોય છે. એ સ્નેહ સર્વત્ર નિઃસ્વાર્થ છે.

"હા," માંડમાંડ બોલવાની શક્તિ લાવી વિદ્યાનંદે જવાબ વાળ્યો.

વિદ્યાનંદે હવે ખાવાનું શરૂ કર્યું; અને બેચાર દિવસમાં તો માત્ર હવે શરીરમાં નબળાઇ સિવાય કાંઇ રોગ રહ્યો નહિ. પ્રિય પુત્રની આશા મૂકી બેઠેલાં પણ પરમેશ્વરની કૃપા ઉપર ભરોસો રાખી રહેલાં પ્રેમાળ માબાપની પવિત્ર પ્રાર્થનાઓ સંભળાઇ હોય એમ જણાયું.

પરંતુ ઇશ્વરની અકળ લીલા જુઓ! માનવી! ફલાણું કામ મેં કર્યું, ફલાણી બાબતમાં તો મારી ખૂબી છે, એમ વિચાર લાવી તું ફોગટ ફૂલાતો ના! એ અભિમાન તારૂં મિથ્યા છે. સંસાર એ અકળ માયાવીના હાથમાં ખેલ છે, અને મનુષ્યો તેના હાથમાં પૂતળાં છે. તેમને જેમ નચાવવાં હોય તેમ, એ વિધિની અદૃશ્ય દોરી પોતાના સબળ હાથમાં રાખી નચાવે છે. મનુષ્યની માયાગ્રસ્ત અને જડ બુદ્ધિને એનું ભાન બિલકુલ નથી રહેતું. જે વખતે દયાકુંવર પોતાના શાન્ત મનમાં વિદ્યાનંદને પ્રીતિથી વરતી, અંતઃકરણનો ખરો સ્નેહ એના ઉપર જોસભેર ઉલટાવતી હતી, અને વિદ્યાનંદ પણ મનમાં એ અનુપમ સ્નેહને હૃદય સ્ફૂરિત સ્નેહથી સત્કાર આપતો હતો, ત્યારે પ્રેમકુંવરની વૃત્તિ શા વિચારમાં હતી તે આપણે જોઇએ. રસિક વાંચનાર! તારી સ્મરણશક્તિની દોરીને જરીક લંબાવ. કંઇપણ ભૂલી જતો નહિ. પહેલું પ્રકરણ યાદ રાખજે, કારણ તેના ઉપર આપણી કૂલ કથા સંકળાએલી છે. કાંઇ પણ આડો અવળો સવાલ પૂછ્યા વિના વાર્તાના પ્રવાહમાં વહ્યો જા. તને યાદ તો હશે કે વિદ્યાનંદ છેલ્લી વખત ઉદ્યમપુરથી આવ્યો ત્યારે પ્રેમકુંવરના ઘરમાં પાણી પીવા ગયો હતો, અને ત્યાં દયાકુંવરને મળ્યો હતો; ત્યાં શું શું થયું એ તને ક્યારનું વિદિત છે.

એ વાત પ્રેમકુંવરના પણ જાણવામાં આવી હતી, અને વિદ્યાનંદ અને પોતાની પ્રિય પુત્રી વચ્ચે અસભ્ય પ્રેમ હોવાનો કાંઇક વહેમ તેને આવ્યો હતો. એ વહેમને અહીં પૂરવણી મળતી ગઇ. દયાકુંવર વિદ્યાનંદ તરફ જે જે મનના ભાવ બતાવતી હતી તે તે,

દરેક નજીવી બાબતમાં પણ વિદ્યાનંદ તરફનું તેનું પક્ષપાતપણું, વિદ્યાનંદના તેને જોઇ હસતા મુખમાંથી નીકળતા કંઇપણ વચનનું તેનાથી આજ્ઞાની માફક તરત જ પાલન થવું, વિદ્યાનંદની બરદાસ કરવામાં તેનું અગ્રેસરપણું, તેને નવરાવવામાં અને ધોવરાવવામાં અને તેનું શરીર પોતાને જ હાથે સાફ કરવામાં તેનું ખંતીલાપણું, અને વિદ્યાનંદને દરેક બાબતમાં ખૂશી રાખવાને તલપતું દયાકુંવરનું મન: આ સર્વની સાથે, બંનેનું સમાન વય, ગુણ, રૂપ અને લાંબો પરિચય; આ સઘળું વડીલ વિધવાના ધ્યાનમાં પ્રસંગોપાત ઉતરવા લાગ્યું.

વિદ્યાનંદ પણ ઘણી વખતે દયાકુંવર ભણી સ્નેહ ભરી આંખે લાંબો વખત જોઇ રહેતો હતો, તે પ્રેમકુંવરે સ્પષ્ટ જોયું હતું. કોઇ કોઇ વખત ગૂઢ પરિહાસ કરતાં વિદ્યાનંદે ક્વચિત્ સમયાનુસાર દયાકુંવરનું વિનોદમાં હાસ્ય કરેલું, તે એની પ્રત્યક્ષ નજરમાં ચડયું હતું; અને તેને ઘડીક પણ જોયા વિના, તેના મનને કાંઇ ચેન પણ નથી પડતું, એમ તે જાણી ગઇ હતી. દયાકુંવરના નિર્દોષ અને પવિત્ર મુખ ઉપર સહજ પ્રેમથી છવાઇ રહેતું સ્નેહનું શાસ્ત્ર વડીલ વિધવાની અનુભવી આંખોને વંચાવું મુશ્કેલ ન પડયું. પોતાનું રસિક બાળપણ સાંભરી આવ્યું, અને દયાકુંવરના બાપનો રમતિયાળ પણ શુદ્ધ સ્નેહ યાદ આવ્યો. તેના દિલને કાંઇક ઓછું આવ્યું, અને આંખમાં ઝળઝળીયાં આવ્યાં. પરંતુ જે પ્રેમ પોતાને અનુપમ હતો, તે જ જાતનો પ્રેમ પોતાની વહાલી પુત્રીમાં તેને કઠેકાણે લાગ્યો. દરેક બાબતમાં સુશીલ અને કહ્યાગરી, પણ આ બાબતમાં જ માતાની વૃત્તિને માન નહિ આપનારી પુત્રી ઉપર તેને કાંઇક ખોટું લાગ્યું. પોતાનું ભવિષ્ય પોતે જ શોધી કાઢતી સ્વતંત્ર છોકરી ઉપર તેને કાંઇક રોષ પણ આવ્યો ખરો. પરંતુ એ બાબતમાં નાની વયને લીધે એની અજ્ઞાનતા લેખી, એના મનમાં વસતી આ થએલી ભૂલને આટલેથી જ વગર વિલંબે અટકાવવાનો અને સુધારવાનો તેને હવે વિચાર થવા માંડયો. માબાપે પસંદ કરી આપેલા, અને દૈવયોગે અનુકૂળ આવી ગયેલા પતિ સાથે પોતાને સાચી પ્રીતિ થઇ હતી, એટલે નાના મનમાં પણ પોતાને મનગમતો હીરો પારખવાની શક્તિ રહે છે, એ વાત પ્રેમથી દોરાતી વડીલ વિધવા અત્યારે ભૂલી ગઇ. એના મનમાં ઉછરતી છોકરીની છોકરવાદી સહજ આવી ગઇ; અને એ છોકરવાદીથી નાદાન છોકરી બહુ દુઃખી થશે, એવું કલ્પતા માના પ્રેમાળ મનને સમયાનુસાર કાંઇક

ઉપાય કરવો વાજબી લાગ્યો. નિર્ધનપુર આવ્યાને હવે તેમને આઠ-દશ દિવસ થઇ ગયા હતા, અને વિદ્યાનંદને શરીરે હવે સારૂં થતું આવતું હતું; એનો લાભ લઇ પ્રેમકુંવરે ઉદ્યમપુર જવાની રજા લીધી, અને ઘેર આવવા નીકળ્યાં. આઠ દશ દિવસનું સ્વપ્ન દયાકુંવરને ગૌતમ મુનિની ઇન્દ્રજાળ જેવું લાગ્યું.

---

# પ્રકરણ ૮ મું.

## (અનુસંધાન).

ઉદ્યમપુરમાં કપટરામના ઘરમાં એ પૈસાનો સારીપેઠે જીવ હતો, અને નાતજાતમાં તે પ્રતિષ્ઠિત ગણાતો. તેની સ્ત્રીનું નામ ભોળીબાઇ હતું, અને એને પેટે કાંઇ છોકરૂં નહોતું, એટલે વર્ણસંકર ભાણેજને છોકરાની માફક ઘરમાં રહેવું ઠીક પડતું હતું. વર્ણસંકર અટકચાળો અને બેભાન જેવો હતો. સત્તર અઢાર વરસનો થયો હતો, પણ "બુદ્ધવાર"ના તેનામાં બિલકુલ વાંધા હતા; તેને અને અક્કલને બાર ગાઉનું છેટું હતું. મનમાં આવે તે બકી જાણતો હતો.

કોઇ કોઇ વાર તો વર્ણસંકર મામાની સાથે પણ ઝડકીયાં લેતો હતો; પરંતુ મામાની સાથે બહાર જાય ત્યારે ઘણું કરી મૂંગો રહેતો હતો. ભોળી મામી ઘણીવાર એને સમજાવતી હતી, પણ આ ભાઇના તુંદા મિજાજ આગળ એ બાઇનું કંઇ ચાલતું નહિ; તોપણ તે પ્રસંગોપાત તેને ધમકાવવામાં કાંઈ કચાશ રાખતી નહોતી.

"કેમ! વર્ણસંકર હમણાં તો કાંઇ તારા સાસરાના ખબર બિલકુલ નથી લાવતો!" ભોળીબાઇએ એકવાર વર્ણસંકરને પૂછ્યું.

"ના સાળું! હમણાંથી નથી જવાતું; તે દિવસ મામા સાથે ગયો હતો, તે પછી નથી ગયો. વળી કોઇ દી વાત."

"પણ કહે છે કે તે તો બધાં નિર્ધનપુર ગયાં છે."

"શું કામ?"

"તે તો કોણ જાણે! પણ કોઇ માંદુ છે તેને જોવા ગયાં છે, એમ સાંભળ્યું છે."

"મારી વહુને પણ લઇ ગયાં છે કે શું?"

"લે, લે, શરમાતોય નથી! એને ન લઇ જાય, ત્યારે અહીં તે વળી કોની પાસે મૂકી જાય?"

"હું છઉંને! પણ મામી, એ રૂપાળી તો બહુ છે હો! મેં તો તે દહાડે મામાની સાથે ગયો તે દી મારી આંખે જોઇ. તેનું મોઢું તો જાણે ચીમનીનો ચાંદો, તેનું નાક તો જાણે દિવાની શગ, અને તેની આંખો તો જાણે બિલાડીની હોય ના, એવી!"

"રડયાને બોલતાં શરમ પણ નથી આવતી. બાયલો હોય તે વહુનાં વખાણ ઘડી ઘડી કરે."

"એમાં શું થઇ ગયું? બોલ્યાની પણ બંધી કે શું? નવરે દહાડે પરમેશ્વરે ઘડી હશે, તેમાં એટલી રૂપાળીઃ છે, એમ કીધું તેમાં શું થઇ ગયું?"

"બાયલો બાયલાવેડા કરે છે!"

"જુઓ, મામી! એકવાર કીધું, બીજી વાર કીધું, અને હવે ત્રીજી વાર કહેશો તો નહિ સાંખું, હો! વળી કહેશે કે કીધું નહિ."

"જા, જા! રડયા બાયલા. બાયલો નહિ ત્યારે બીજું શું?"

"બાયલો તમારો વર! મેં કહ્યું કે હવે હું નહિ સાંખું. હવો! બોલજો હવે ફરીને."

"જણુનારી મીઠું જ નાંખવું ભૂલી ગઇ છે તો." ભોળીબાઇ ભૂલી ગઇ કે એમ ન બોલાય. "તારા મામા આવે ત્યારે તારી વાત કહેવા દેજે એમને: એટલે પછી તારી શી વલે થાય છે તે જોજે."

"હું જ નહિ કહું કેઃ મામી મને આમ આમ કહેતી હતી."

આવી ફરિયાદો ઘણી વાર મામા પાસે જતી હતી, અને મામો પણ ભાણેજને વખતો વખત ખૂબ ઝાડી કાઢતો હતો; પણ મૂળથી જ નિર્લજ્જ બનેલું વર્ણસંકરનું મન આને ગણકારતું નહોતું. મામાને પણ છોકરૂં નહોતું; એટલે સૌ થોડી વાર પછી બધું ભૂલી જતા; અને પાછો એમનો ઘરસંસાર કુવા ઉપર ફરતા રેંટની માફક. એમને એમ ચાલ્યો જતો હતો. આજે પણ જે કાંઇ એવો પ્રસંગ પડયો હતો, અને મામીએ ભાણેજને ખૂબ ધમકાવ્યો હતો તે વખતે મામા બહાર ગયા હતા; પણ ઘરમાં આવ્યા કે તરતજ ભાણેજે ભાગવતનું પોથું ઉખાળ્યું, અને મામો બાબત કડવી ફરિયાદ કરી.

"જુઓને મામા ! આ ભોળી મામી જ્યારે ત્યારે મને વઢયાં-જ કરે છે. " મામીનો જ વાંક કાઢી ભાણેજે પહેલી ફરિયાદ માંડી.

" હા, તું બેવકુફ છે, એટલે તેં કાંઇ બેવકૂફી કરી હશે !" મામાએ ભાણેજને જ ઉપાડયો. "નિમાજ પઢતાં મસીદ કોટે વળગી" એવું ભાણેજને થયું.

" તમે પણ એવું બોલો છો કે ? પોતાની વહુનો તો વાંક લેતા જ નથી." બહુ બોલા ભાણેજને બોલતાં શરમ પણ ન આવી.

"બેસ ! બેસ ! મૂરખ ! નાને મોઢે બધું બકી જ જાણે છે કે શું ? આવડો મોટો થયો પણ અક્કલ ન આવી ! વહુને કેવી રીતે સાચવી શકીશ ?" મામાએ પોતાનું ભારેખમપણું જણાવ્યું. પરંતુ એટલી ખબર એને નહોતી કે બધી બાબતમાં ભાણેજ એની જ ચાલ-ચલણનું અનુકરણ કરતો હતો. વહુનું નામ સાંભળી વર્ણસંકર ફુલાઇ ગયો.

" વહુને તો જરાક કહ્યું નહિ કરે તો એવી મારીશ કે તમે પણ જોશો, અને એ પણ જાણશે. " ભાણેજે પોતાનું પરાક્રમ ગાયું.

" અરે ! વાહ રે ! તારી હુશિયારી ? એ ફૂલથી માર ખમાશે કે ? " મામાએ ભાણેજની હાંસી કરી.

"ફુલ બુલ કાંઇ આપણે ન સમજીએ. આપણે તો કહીએ કે આમ કર, તો એણે એમ કરવું જ જોઇએ; નહિ તો માર ખાવાને તૈયાર થવું જોઇએ;" મુછ અમળાવતો ભાણેજ ફુલાશ મારી બોલ્યો; પણ મુછને ઠેકાણે તો કપાળ જેવી જ જગ્યા હતી.

"જા ! જા ! બેવકૂફ ! બહુ ન બોલ ! કોઇ જઇને તારે સાસરે કહેશે તો તને પરણાવશે જ નહિ. આવડો મોટો થયો, પણ કમાવાની કાંઇ ફિકર મળે નહિ, અને ખોટી ખોટી બડાશો હાંકયાં કરે છે !" મામાએ કાંઇક તુચ્છકારી કહ્યું.

" કમાવા ક્યાં જાય ? તમારી પેઠે આપણને કાંઇ ઉંધું ચતું કરી પૈસો લાવતાં ન આવડે; તમારી પેઠે કાળું ધોળું કરતાંએ ન આવડે. "

"ચૂપ રહે ! લુચ્ચા ! ગુલામ ! બહુ બોલે છે કે શું ? એ-માંય હોશિયારી જોઇએ છીએ. ભીખ માગીશ તો તને કોઇ માગ્યું ય નહિ આપે ! "

"મારે ક્યાં ભીખ માગવા જવું પડે એમ છે ? મારી વ્હેનો પૈસો છે તે મારો જ છે ના !" ભાણેજે મામાને ન ગણકારી કહ્યું.

"હા, હા, વાટ જોઇને બેસી રહેજે." મામાએ મ્હેણું માર્યું.

કાકામાં કહેવાપણું નહોતું, અને મામામાં મણા નહોતી. બંને એક એકને આંટે એવા હતા. મામાની પાસે જે થોડો ઘણો પૈસો હતો, તે એણે એવા જ રસ્તાથી મેળવ્યો હતો. પણ પોતાની લુચ્ચાઇને લીધે ગામમાં આબરૂ ટકાવી રાખી હતી. પણ ભાણેજ ઘરનો ઉંદર હતો, અને મામાના બધા રસ્તા જાણતો હતો; અને મામો જ્યારે જ્યારે એને ધમકાવવા જતો ત્યારે એના મુખ ઉપર જ આજ પ્રમાણે ભાણેજ કહી દેતો હતો. નાદાન અને બેવકૂફ ગણી ઘણી વાર કપટરામ એ બોલવું ધ્યાનમાં લેતો નહિ, અને ક્યાંક બહાર જાય અને કાંઇ કાંઇ બોલી નાંખતો, તો એને નાદાનમાં ખપાવી દેવા પ્રયત્ન કરતો હતો.

આ બધી વાત પ્રેમકુંવરના જાણવામાં હતી. અને એટલા માટે જ કપટરામ લગ્ન બાબત ઉતાવળ કરતો હતો. રખેને કોઇ પ્રેમકુંવર પાસે જઇ કાંઇ ઉંધું ચતું ભરાવી દે, અગર કોઇ એવો પ્રસંગ આવી જાય કે પ્રેમકુંવરને બધી માહીતિ મળી જાય, તો હાથમાં આવ્યું રત્ન જાય; અને એમ થાય તો ફરીને વર્ણસંકરને કન્યા મળે એમ નહોતું, એ પણ કપટરામના જાણવામાં હતું. પરંતુ પ્રેમકુંવર, કપટરામ ધારતો હતો તેથી વધારે એ બાબત વિષે જાણતી હતી. વર્ણસંકરની નાદાની અને તોછડાઇથી તે સારી પેઠે વાકેફગાર હતી; અને તેની સાથે એનામાં કોઇ પણ એવો ગુણ પણ નથી કે જેથી સ્વતંત્ર કમાઇ જોગ એ કાંઇ પણ કરી શકે, એ પણ તેના સમજવામાં સારી રીતે હતું. માત્ર કપટરામ ઉપર તેને કાંઇક ભરોસો હતો; અને વર્ણસંકરને સુધારવા ઘણી વાર એને કહેતી હતી, અને પ્રસંગોપાત પોતે પણ સમજાવતી હતી. પરંતુ જડ બુદ્ધિના પથ્થર ઉપર કોઇની કાંઇ અસર થતી નહિ. કપટરામ ભાણેજને સમજાવવા જતો તો ઉલટું પોતે કાંઇક સાંભળતો, અને એને તો "કોઇ ન પહોંચે તેને પેટ પહોંચે" એવું થતું.

મામીનું બોલવું તો 'સરવ ઉપમા જોગ' એવા એ ભાણેજને ધ્યાનમાં જ ઉતરતું નહોતું. એને તો એ ગણકારતો પણ નહિ. તેના

મનને તો સ્ત્રીઓને ગુલામ તરીકે જ ગણવાની હતી. સ્ત્રીઓ તો માત્ર પુરૂષના કહ્યામાં જ રહેવાને સરજાઇ હોય, સ્વચ્છંદ વૃત્તિને વગર વિલંબે, વગર બોલ્યે તાબે જ થવાને નિર્મિત થઇ હોય, દરેક બાબતમાં પોતાની ગમે તેવી મનોવૃત્તિઓનો પણ તેમને માટે ભોગ આપીને સર્વકાળ પુરૂષનું દિલ રાખવાને માટે જ જાણે તેમણે આ દુનિયામાં જન્મ ધર્યો હોય, પુરૂષ ગમે તેમ બોલે-ગમે તેમ ચાલે, પણ તેને તો જાણે કાંઇ બોલવાની પણ સત્તા ન હોય, અને ઉલટું પુરૂષનો વગર ગૂન્હે, મૂંગે મોંયે માર સહન કરવાને માટે જ જાણે તેમને પરમેશ્વરે અવતાર આપ્યો હોય, અને ઘરમાં ગદ્ધાવૈતરૂં અને કુટુંબમાં છોકરાં જણી આપવા સિવાય, તે તો કોઇ બીજા કામની જ ન હોય એમ એના મનને હતું. સ્ત્રીઓની પવિત્ર ફરજોના, વિચારનો આભાસ તેની બુદ્ધિમાં પેસવા જ પામતો નહિ. એની મામી પણ સ્ત્રી હતી, અને એની વહુ કહેવાતી દયાકુંવર પણ સ્ત્રી હતી. પરંતુ એ બેની વચ્ચે એના અણઘડ મનમાં, આસમાન જમીનનો ભેદ હતો. સ્ત્રી સારી હોય તો પુરૂષનું દિલ કેવી રીતે ખૂશી કરી શકે છે, બહારથી શ્રમિત થયેલો સ્વામી ઘરમાં આવતાં તેનો કેવી રીતે હસતે મુખે સત્કાર કરે છે, અને તેના જીવનમાં પોતાનું જીવન ભેળી દેની, કેવી રીતે સ્વામીના સંસારની વિટંબણાની વિસ્મૃતિ કરાવી ઘરમાં આનંદ આનંદ રેલાવી મૂકે છે; એ સિવાય અનેક એવાં કામમાં સ્ત્રી ઉપયોગી થઇ શકે છે, એ વિચાર એની જડબુદ્ધિમાં પેસે જ કયાંથી ?

મામાના ઘરમાં તે બધું ઢંગ ધડા વિનાનું જોતો હતો: ઘરમાં વાસણનું ઠેકાણું મળે નહિ. એક અહીં તો એક અહીં, એમ હરતાં ફરતાં વાસણ ઠેસે આવે, અને એથી વાસણ ઘસાય કે ફુટે અને પગમાં વાગે તે નફામાં-પણ એ ઉપાડીને કોઇને એક કોરે મુકવાનું સુજે જ નહિ. ભોળીબાઇ બિચારી ભોળી જ હતી, પરમેશ્વરનું માણસ હતી; અને વિવેકમાં બિલકુલ સમજતી નહોતી, તેમ અવિવેક કે અપમાનમાં પણ સમજતી નહોતી. તે દિલની ચોખ્ખી હતી, અને જે મનમાં આવ્યું તે સાચું જ હોય તો બેધડક બોલી દેતી હતી; અને એમ કરતાં કોઇને ખોટું લાગશે તેની દરકાર તે કરતી નહિ. એથી કરીને મામી ભાણેજને તડાતડી ઘણી વાર થતી હતી; પણ ભોળીમામી ભોળાં હોવાથી બધું ભૂલી જતી હતી.

આવા સંસાર ઉપરથી વર્ણસંકરના વગર વિણાએલા મન ઉપર સંસારની એવી જ છાપ હતી. કોઇ પણ જાતનો વિવેક તેનામાં નહોતો. સભ્યતાની રીત તો તે જાણતો પણ નહોતો. બસ ! ઘરમાં વહુ આવી કે પ્રથમ તો તેને મારવી જ. વાંક બાંક કાંઇ નહિ. એ તો મારવી જ. મારવાથી સ્ત્રી વશ થાય છે, એમ એના મનને વસી ગયું હતું. "બુધે નાર પાંસરી" એ કહેવત જ એના મનમાં રમ્યાં કરતી હતી, અને વહુને વશ રાખવાનો, એના ઉપર અમલ ચલાવવાનો, અને એના ઉપર શિરજોરી કરવાનો એ જ રસ્તો એના મનને ગોઠી ગયો હતો. પછી પોતાની હુશિયારી જતમંડળમાં ગાવી, એવો તેનો વિચાર હતો. આવે ત્યારે કાંઇ વાંક ન જડે તો કહેવું કે "અહીં બેસ, અહીંથી ઉઠ," અને કહ્યું ન કરે, અગર હુકમ ઉઠાવવામાં જરા વિલંબ લગાડે તો માર. ઘણી વાર વહુ બિચારી શરમાળ હોય, લજ્જાળુ હોય, અને માર ખાવા છતાં શરમના જ કારણથી કશું ન કરે, તોપણ આવા પુરૂષના દિલમાં આંટી ભરાય છે, અને અણસમજમાં પડેલી એ આંટી મોટી ઉમરે ગુન્હાનું રૂપ પકડે છે. લજ્જાળુ અને અજ્ઞાન વહુ એ આંટી દૂર કરી શકતી નથી, અને એથી સ્ત્રી પુરૂષ ઉભયને ખટરાગ થાય છે. ખૂબી એ છે કે એક બીજાને સંબંધ ન હોય એવું ઇચ્છવા છતાં, વ્યવહારિક પ્રસંગ ન હોય છતાં, વડીલોએ નિર્મિત કરી આપેલા સંબંધનો ઢૂંપ રહે છે, અને આવી રીતે ઘણા હીંદુઓના સંસાર વગર કારણે, વગર ગૂન્હે, ખારા ઝેર જેવા થઇ જાય છે:

આર્યો ! સુધરેલાઓ ! ભણેલાઓ ! તમારી વહુ દીકરીઓને આ અન્યાય થોડો છે ? એ બીચારીઓ તમારી પાસે શરમને માર્યે નથી બોલી શકતી, તો તેમણે કાંઇ ગૂન્હો કર્યો ? એમણે તમારા ઉપર વિશ્વાસ રાખીને, પોતાના નસીબ તમારા હાથમાં સોંપી દીધાં તો, તમે એમને તમારા સ્વાર્થના સાધન અર્થે વાપરો છો ! પરંતુ તેનાં પરિણામ જુઓ. ઘણી કુલીન બાળકીઓ ઘણી વખતે કુવા અવાડા પૂરે છે. ઘણીઓ ઝેરથી પોતાની અમૂલ્ય જીંદગી પૂરી કરે છે, અને કુલટાઓ કુચ્છંદે પ્રવર્તે છે. એ સિવાય તેમનો મોટો ભાગ મનમાં ને મનમાં કચવાઇને માબાપ કે વડીલોને બળતે હૈયે શાપ દે છે. ત્યારે આમાં વાંક કોનો ? સ્ત્રીનો, માબાપનો, સાસરીઆંનો કે વરનો ? સૌ પોતપોતાનો સ્વાર્થ સાધે છે, અને તેમાં

નિર્દોષ બાળકીને અન્યાય મળે છે; તેને જ અનર્થ થાય છે. વર્ણસંકર બરાબર આ માંહેલો જ વર હતો; અને સ્ત્રી અને સંસાર બાબત તેના બીનકેળવાએલા મગજમાં આવા જ વિચાર ભરાયા હતા. પરણ્યા પહેલાં અગાઉથી જ એણે કાંઇ કાંઇ ઉપાયો યોજી મૂકયા હતા; કાંઇ કાંઇ રસ્તા શોધી રાખ્યા હતા; અને શાણી કેળવાએલી અને રસિક દયાકુંવરનું નસીબ એ રસ્તાઓ સાથે જોડાતું હતું; જુઓ ! પ્રભુની કૃતિ કેવી છે !

આટલું છતાં પણ પ્રેમકુંવરના દીલને દયાકુંવરના વીવાહ કરી નાખવાની આવશયકતા લાગી. તે સંબંધી કાંઇક ત્વરાથી કરવું તેને વાજબી લાગ્યું. દયાકુંવર હવે યુવાવસ્થાના ઉજાસ પડતા મળસ્કામાં આવતી હતી. નાનપણની નીર્દોષતા અને અજ્ઞાનતા ખસી, હવે તેના વિકસતા મુખ ઉપર ચંચળાઇ અને ગંભીરતાની છાપ પડતી હતી. મદનાંકુરિત અવયવોને લાજથી કોઇ કોઇ વાર વસ્ત્રો વડે સંકોડતી કોઇ કોઇ વખત ખીલતી ચંપા કળીની માફક મંદ હાસ્ય કરતી, પણ તુરત પાછી શરમાઇ જતી, માની સાથે ઘર-કામમાં કોઇ કોઇ વખત યુવાવસ્થાના મદથી મદમત્ત બની બોલવા ચાલવામાં સરસાઇ ભોગવતી, યુવાવસ્થાની નીસરણીને પહેલે પગથિયે ચડતી, પોતાના અનુપમ રૂપમાં કોઇ કોઇ વખત રૂપગર્વિતા બનતી અને સખીઓમાં એથી સરસાઇ ભોગવતી, ચડતા લોહીનો ધમધમાટ અને તેની સાથે નાનપણના રમતીઆળપણાનો અભાવ દર્શાવતી—આ સઘળું અનુભવી પ્રેમકુંવરના અંતઃકરણમાં પ્રાતઃકાળના સૂર્યના કીરણની માફક ધીમે ધીમે પ્રવેશ કરવા લાગ્યું. અને વિદ્યાનંદની બાબતથી મનમાં કાંઇક કલેશ પામતી માતાએ પોતાની પુત્રીના સુખ અર્થે વિવાહ જલદી કરી નાખવાની જરૂર જોઇ. ઉધમપુર આવ્યા પછી આ વાત તેના ધ્યાનમાં જ રમતી હતી; અને કપટરામને એ વાત જણાવી પણ ચુકી હતી. "ભાવતું હતું અને વૈદ્યે બતાવ્યું" એ વાળી વાત કપટરામને થઇ. આપણે કહી ગયા છીએ તેવા કારણોને લીધે એને તો જેમ બને તેમ લગ્ન વહેલા કરી નાખવાની મરજીજ હતી. એટલે પ્રેમકુંવરની આ ઇચ્છાનુસાર વરતવામાં તે તો ઘણો ખૂશી હતો. લગ્ન લેવાયાં અને સ્વભાવિક મુદ્દતે લખાયાં. આવડી ઉતાવળ હજી સુધી દયાકુંવરથી છાની રહી.

નિર્ધનપુરમાં હવે વિદ્યાનંદનું શરીર દિવસે દિવસે સુધરતું જતું હતું, અને થોડા દિવસમાં તો તદ્દન તેને આરામ થઇ ગયો. સહુ-જસાજ નબળાઇ માત્ર હતી, અને તે પણ ઉગતી વયના યુવાન લોહી આગળ અદૃશ્ય થઇ ગઇ. સાજો થયો એટલે એને ઉદ્યમપુર આવવાની ચટપટી થઇ. દયાકુંવરની પ્રીતિમાં એનું મન તલ્લીન થઇ ગયું હતું, એટલે દયાકુંવરની પ્રીતિના ચંદ્ર-કિરણો, તેની હૃદય સરિતામાં શાંત પણ આનંદમય અજવાળું પાછાં પ્રસરાવવા લાગ્યાં.

"ચંદ્ર તણે કિરણે જળમાં પડી જોયું હૃદય સરિતાનું"*
અને પોતાના મિત્ર ચતુરદાસને મળવાને બહાને ઉદ્યમપુર આવ્યો.

હજી સુધી બીનઅંદેશે રહેલા વિદ્યાનંદે પ્રેમકુંવરને ત્યાં જ ઉતારો રાખ્યો. માદીકરી ઘરના આગલા ભાગમાં બેઠાં હતાં, અને હમેશની માફક વિદ્યાનંદને સહજ સત્કાર ન મળ્યો. કાંઇ પણ કારણ કલ્પી નહિ શકતો વિદ્યાનંદ બેઠો; એ જોઇ સગાઇના સંબંધે છેક અપમાન નહિ પહોંચાડવાના હેતુથી પ્રેમકુંવરે ઉપલક મુખનો આવકાર આપ્યો. પ્રીતિના આવેશમાં–જેના માટે આટલું થતું હતું તેને મળવાની ઇચ્છાના આનંદમાં, માન અપમાન નહિ સમજતા વિદ્યાનંદને પણ કાંઇ વિપરીતતા લાગી નહિ. તે બેઠો, અને સૌ એક બીજાના સામું જોવા લાગ્યાં. વાત કાઢવી કોઇને સૂઝી નહિ. પ્રેમકુંવરનું મોઢું ચડેલું જણાયું, પણ કારણ કલ્પાયું નહિ.

"મંદવાડ પછી આ પહેલી જ વખત આવ્યો, નહિ, પ્રેમકુંવર બાઇ ?" વિદ્યાનંદે સૌના મૂંગા વહેવારને સચેત કરવાનો પ્રયત્ન કર્યો.

"હા, એમ થયું ખરૂં." પ્રેમકુંવરે ટુંકાક્ષરી જવાબ વાળ્યો.

"આજ કાલ મહેમાનનો બહુ ભરાવો રહે છે, વારૂ ?" વિદ્યાનંદે સવાલ કર્યો.

"જાણે આ ગામ મૂકીને જ જતા રહીએ, એવું થાય છે; પણ શું કરીએ ? આંગણે આવે તેને આવકાર આપ્યા વિના ચાલે છે?", પ્રેમકુંવરે જવાબ વાળ્યો.

"હારતો. અતિથિની સેવા કરવાનો ધર્મ જાણવો, એ આર્ય ગૃહસ્થાશ્રમમાં એક અગત્યની વાત છે; એ ઇશ્વરને ગમતી વાત છે."

---

* રા. રા. ગોવરધનરામ ત્રિપાઠીના સ્નેહ મુદ્રા કાવ્યમાંથી.

વિદ્યાનંદે પ્રત્યુત્તર વાળ્યો.

"એતો ઠીક!"

"દયાકુંવર તો હવે ઓળખતાંએ નથી!" જરીક હસીને, મોં મલકાવીને અને મનમાં બીજું છે, પણ મુખેજ આમ બોલું છું, એમ જાણે કહેતો હોય તેમ જણાવતો વિદ્યાનંદ બોલ્યો.

નાજુક આંખોએ માના મુખસામું જોયું, અને બીજી પળે એ આંખો વિદ્યાનંદના મુખ ઉપર ગઇ. જાણે કે થોડી વારમાં જ કાંઈ સમજી ગઇ હોય, તેમ તુરત પાછી ફરી અને જમીન ઉપર પડી.

"ના! એમ નહિ! શરમને માર્યે સાધારણ વિનયમાંથી પણ જવાયું." પોતાના હાથના નખવતે જમીન ખોતરતી, નીચું જ જોઇ રહેલી, પરંતુ અંતઃકરણમાં કાંઇ કાંઇ આવિર્ભાવ અનુભવતી, મધુર અક્ષરે મનમોહન દયાકુંવર બોલી. પ્રેમકુંવરના કાળજામાં તેલ રેડાયું અને વિદ્યાનંદને અમૃત વરસ્યું. એક જ કામથી બે માણસને જૂદી જૂદી અસર થઇ.

"બેટા! ગમે તેમ પણ પર પુરૂષની સાથે આટલી છૂટથી ન બોલીએ." કાંઇક ઠપકો આપતી આંખે જોતી, વિદ્યાનંદને પોતાના મનમાં જાણે તુચ્છ ગણતી હોય એમ, અને જાણે કે વહાલમાં પુત્રીને શિખામણ આપતી હોય એમ પ્રેમકુંવર બોલી. પરંતુ પુત્રીને એ શિખામણ રૂચી નહિ, તેના મનને એ શિખામણની જરૂર પણ ન લાગી; તો પણ માતાની આમન્યા તોડવા જેટલી બાહોશ તેનામાં નહોતી; છતાં પ્રેમકુંવરને એટલું તો સ્પષ્ટ જણાયું કે વિદ્યાનંદની હજુરમાં એ પોતાની હાજરી ભૂલી જતી હતી, અને એ જોઇ મનમાં કાંઇક ખિન્ન થઇ. અંતે મનનું મનમાં તે રાખી શકી નહિ.

"વિદ્યાનંદ! તમારે ઉદયપુર જવા આવવાનું હમેશનું થયું. દયાકુંવરનાં લગ્ન લીધાં છે, અને હવે અમે કામમાં રોકાશું એટલે તમારી બરદાસમાં વાંધો આવશે." પ્રેમકુંવરે કહી દીધું.

એ બોલવાથી તેની દીકરીને ખોટું લાગ્યું; સ્તબ્ધ બની તેના સામું તે જોઇ રહી; અને પોતાની પૂજ્ય માતુઃશ્રી તરફથી જ પોતાના પ્રિયને આવો વિવેક મળતો જોઇ મનમાં ઘણી ખેદ પામી. પણ તેનો ઉપાય તેનાથી બની શકે એમ નહોતો. વિદ્યાનંદ પણ, પ્રીતિની ઘેલછાને લીધે, કળી શક્યો નહિ કે એ પોતાને રજા આપવાનો વિવેકી રસ્તો હતો.

"કાંઇ ફિકર નહિ. હું પરોણો ન ગણાઉં, એટલે કશા પણ વિવેકની જરૂર નથી." વિદ્યાનંદે વિવેક કરી ધારણા દેવાનો પ્રયત્ન કર્યો. પોતાની સ્થિતિ એ જાણતો નહોતો. પોતાના વિષે પ્રેમકુંવર અત્યારે શું શું ધારતી હતી, તે એને કેવળ અજાણ્યું રહ્યું હતું.

"એ વાત ખરી ! પણ તમે સગા પડયા, એટલે ઉતારો બીજે શોધી લ્યો તો ?" પ્રેમકુંવરે છેલ્લું કહી નાખ્યું. વિદ્યાનંદ આટલે સુધી પણ સમજી ન શકે એમ નહોતું. તે ચતુર હતો; અને પ્રીતિના પક્ષપાતમાં દોરાયો ન હોત તો, એ પેહેલેથી જ સમજી જાત.

તેના હ્રદયમાં હવે ઘા લાગ્યો.–દયાકુંવરનાં લગ્ન લીધાં હતાં–એ વાત ખરી ? તે પોતાના મનમાં ગણગણવા લાગ્યો.—ત્યારે પોતાના મનની તો મનમાં જ.—દયાકુંવરનું દિલ તો તે જાણતો હતો, પણ બે નદીઓના પ્રવાહને જૂદા કરતા મોટા પહાડની માફક તેની અને પોતાની પ્રીતિની વચ્ચે પ્રેમકુંવરની આડ જબરી હતી. એ આડ દૈવના યોગ વિના કોઇ કાળે તૂટે એમ પણ ન લાગ્યું. મનમાં અત્યંત તે ખિન્ન થયો, અને ભર દરિયે ભાગેલા વહાણની માફક, એક પછી એક તેની આશાના પાટીયાં સરવાં લાગ્યાં, અને નિરાશાના અદ્દશ્ય તળીએ એકદમ પહોંચી ગયાં. કંઇ કંઇ આનંદમય કલ્પના કલ્પતા, અને સરોવરની લહરીઓની માફક કંઇ કંઇ તરંગ લાવતા, તેના મનનો સૂર્ય ઉગતો જ આથમતો જણાયો; અને પશ્ચિમ દિશાએ આથમતા તેજહીન સૂર્યની માફક તેના નિસ્તેજ ચહેરા ઉપર નિરાશ થતા હ્રદયનું પ્રતિબિંબ પડી રહ્યું. પરંતુ તે અધીરો થવા લાગ્યો અને છેલ્લો પણ પ્રશ્ન પુછયા વિના તેનાથી રહેવાયું નહિ.

"વારૂ ! એ ગોઠવણ તો હું કરી લઇશ. પણ દયાકુંવરનાં લગ્ન કરવાની આટલી ઉતાવળ—" વિદ્યાનંદ બોલતો હતો, પણ પ્રેમકુંવરે આગળ બોલતાં અટકાવ્યો. વહેલો છેડો લાવવાની ઉતાવળમાં વિવેક તદ્દન ભૂલી ગઇ. ક્રોધને લીધે તેનાથી મનુષ્યત્વ વિસરાઇ જવાયું.

"હવે એ બધું પૂછવાની તમારે શી જરૂર ? અમને અનુકૂળ આવતું અમે કરીએ તેમાં તમારે શું ? સો સોના બરનું સો મુખત્યાર." પ્રેમકુંવર તોછડાઇથી ગાજી ઉઠી. વિદ્યાનંદને વધારે બોલવાનો અવકાશ તેણે રહેવા ન દીધો. વિદ્યાનંદનું અંતઃકરણ અંદરથી

ભીંજાએલી વાદળીની માફક દ્રવવા લાગ્યું. તે મનમાં બહુ દિલગીર થઇ ગયો, અને તેનો ચહેરો ઉદાસી થઇ ગયો. ઘડીક તો પ્રેમકુંવરના સામું તે જોઈ રહ્યો. મહિષાસુરનો વધ કરતી ચંડિકાના જેવી તેની આંખો અત્યારે ક્રોધથી રાતી થઇ ગઇ હતી; અને આવું કરવાને શક્તિમાન નહિ હોય, એમ પ્રેમકુંવરને અત્યાર સુધી ધારતો વિદ્યાનંદ કેવળ સ્તબ્ધ બની ગયો; પરંતુ પ્રલ્હાદજીના પિતાને ખોળામાં લઇ વધારેલા નખવડે પેટ ચીરી નાખતા નરસિંહાવતારના જેવી પ્રેમકુંવરની મુખાકૃતિની કઠિનતા સ્પષ્ટ હતી. હવે ત્યાં ઉભું રહેવું તેને ગેરવાજબી લાગ્યું. તે ઉઠયો; વગર બોલ્યે પોતાનું પાકીટ ઉપાડી ચાલ્યો. દયાકુંવરનું મન, જરા પણ વેગળા નહિ પડતા પડછાયાની માફક, તેની પછવાડે પછવાડે ચાલ્યું, અને આજથી એને લોઢાને પાગે પનોતી બેઠી.

વિદ્યાનંદ ઉઠયો અને ચાલ્યો, પણ કયાં જવું તે તેને સુઝયું નહિ. જેમ જેમ ચાલતો ગયો, તેમ તેમ પ્રીતિથી ખેંચાતું તેનું દિલ પાછું હઠતું ગયું. પ્રીતિનો તંત્ર હવે તણાઇ તણાઇને ચીકટ થયો હતો અને તાણ્યો તુટે એમ નહોતો. ફરી ફરીને તેનું નિર્લજ્જ મન પ્રેમકુંવરબાઇના ઘરમાં જ પેસતું હતું. એક હાથ ઢીચણ ઉપર ટેકવી લમણે મૂકી, બીજો હાથ અર્ધ વાળેલી પલાંઠી ઉપર ધુમકેતુની પૂંછડીની માફક, રાતાં, સાદાં વસ્ત્રો ઉપર સુશોભિત શ્વેત લાગે એવી દિલગીરીની દશામાં બેઠેલી, ખિન્નવદને દયાકુંવર વગર અવાજે આંખમાંથી ગરગર આંસુ સારતી હોય એવું ચિત્ર તેની દૃષ્ટિમાં ભમવા લાગ્યું. "મારી માના બોલ્યા સામું જોશો તો મારી શી વલે થશે એ વિચારજો" એમ કહેતી કહેતી જાણે દયાકુંવર વિનવી વિનવીને તેને રોકી રાખવા પ્રયત્ન કરતી હોય એમ તેને જણાયું. "તમારી પ્રીતિ આગળ મારી મા કાંઇ નથી. આપણી પ્રીતિમાં મારી માને કાંઇ સંબંધ નથી," એમ કહેતી કહેતી જાણે આપેલું અપમાન કાંઇ ન હોય, એમ સૂચવવા લાગી. "પુરૂષનું દિલ એક માર્ગી હોય છે, પણ મારો અપરાધ નથી, એટલે મારા ઉપર રોષ ન લાવી, છે તેવીજ કૃપા નિભાવજો એટલે થયું," એમ છેલ્લું કહી જાણે જવાની રજા માગતી હોય એમ દયાકુંવરના કંઇ કંઇ ભૂતો પોતાના મનમાં, પોતાની કલ્પના શક્તિના બળે કલ્પતો અને મન—ચક્ષુવડે જોતો, શેહેરમાં કોઇ પણ ઠેકાણે જવાના નિર્ણય વિનાનો વિદ્યા-

નંદ ચાલતાં ચાલતાં સાક્ષાત્ તેનો અનુભવ લેતો હતો. શોકસાગરમાં તરવાના કેવળ જ્ઞાન રહિત, મનોવૃત્તિઓના મોજાએ ચડેલા હૃદય-મછવા સહિત, ચાલતાં ચાલતાં પણ ડોલાં ખાતો હતો. જાણે માજમ કે મદ્દર ખાઇ તે બહાર નીકળ્યો હોય, તેમ દિલગીરીના ઘેનમાં ઘેરાતો, ભાન વિનાનો તદ્દન બેભાન જેવી અવસ્થામાં શેહેર વચ્ચોવચ થઇને ચાલ્યો જતો હતો. જાણે કે, અંતઃકરણમાં ઉછળતી આ દિલગીરીનો અસહ્ય બોજો તેના પગને જ ઉપાડવો પડતો હોય, અને જાણે કે પ્રીતિની વજનદાર સાંકળો તેણે પગમાં પહેરેલી હોય, તેમ તેના પગ ભારે સીસા જેવા થઇ ગયા હતા, અને મહા મહેનતે આગળ એકાદ ડગલું ભરતા હતા. તેને દિલાસો દેવાને તેની વિદ્યા અત્યારે અશક્ત નીવડી, તેને શાંત કરવાને તેનું ડહાપણ કેવળ નકામું થયું. તેની ચતુરાઇ, અનુભવ અને હુશિયારી પ્રીતિના સબળ પ્રવાહ આગળ દબાઇ ગયાં. માબાપનો સ્નેહ આ માનસિક સ્નેહ આગળ કાંઇ બિસાતમાં તેને ન લાગ્યો. અને એક વસ્તુના ગયે, માત્ર હૃદયને પૂજ્ય એવી પ્રિયાનું હવે દર્શન દુર્લભ થયે, આ દુનિયામાં પોતાનું કોઇ જ ન રહ્યું હોય–તેમ કલ્પનો વિદ્યાનંદ આ બહોળા સંસારમાં પોતાને એકલો નિરાધાર માનવા લાગ્યો. પ્રીતિ, પ્રેમ કે પ્યાર કહો, પણ એમાં ભાવિ નિષ્ફળતાની દશા વિપરીત છે. અનુભવ વિના એની ખાત્રી નથી થતી. એ જીવ-લેણુ અનુભવ વિના બીજાની મશ્કરી કરવાનું પણ મન થાય છે. પણ એ દશા ભયંકર છે. એ દશા કોઇને નહોજો !

સંસારમાં કોઇનો પણ ટેકો નહિ સ્વીકારતું વિદ્યાનંદનું મન ગળગળું થઇ ગયું, અને અખંડ સ્નેહના પ્રવાહમાં દ્રવવા લાગ્યું. સંસાર હવે અસાર જેવો એને લાગવા માંડયો, તેને માટે સંસારમાં હવે કાંઇ પણ મોહિની ન રહી. સર્વ સુનકાર જેવું એને હવે ભાસવા લાગ્યું; અને ભરવસ્તીવાળા શહેરમાં, જાણે માણસ વિનાના વેરાન જંગલમાં ચાલ્યો જતો હોય, એમ તે માનવા લાગ્યો. ચાલતાં ચાલતાં ચતુરદાસ મિત્રને ત્યાં ગયો. બનેલી બીનાથી તેને વાકેફ કર્યો. સ્નેહી મિત્રે દિલાસો આપ્યો અને તેનું સાંત્વન કર્યું.

આણી તરફ દયાકુંવરે પોતાના લગ્નની વાત, પોતાની માતુશ્રીને મોંહે જ નીકળતાં આ પહેલી વખત સાંભળી. સુકુમાર કોળ ઉપર

કુવાડાનો ઘા પડે, તેમ એ નાજુક બાળા ઉપર એ ઘા વસમો પડ્યો; અને એ ઘાથી એનું હૃદય ચોરાવા લાગ્યું. પોતાની માતુઃશ્રીના મુખમાંથી એ વચન સાંભળતાં,

૧ " ખળખળ ધારા તેમને નેત્ર ચાલી,
" નીચું ઘણુંક નીહાળી, દીર્ઘ નિઃશ્વાસ મુકી,
" કર દઇજ લલાટે;—"

પરંતુ પૂજ્ય માતા આગળ શું થાય? તેની આગળ સ્ત્રીને સ્વાભાવિક લજ્જાનો પડદો કેમ ઉંચો કરી શકાય? વર્ણસંકર વરને નહિ પરણું એમ બેધડક માતુઃશ્રી પાસે બોલાવાનો બેશરમ વિચાર આ તરૂણ પણ સદ્ગુણમાં રમતી છોકરીમાં કયાંથી આવે? મનમાં ને મનમાં શોષાતી આ કિશોરીનો મુખચંદ્ર શુકલપક્ષની પાછલી રાત્રીના ચંદ્રની માફક દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યો. તેના મુખ ઉપરની તેજી, વાદળાથી ઢંકાઇ જતા ચંદ્રની માફક ઓછી થવા લાગી. ગૌર-રંગને બદલે વિપત્તિ જેવી જ શ્યામતા, તેના શરીર ઉપર આવવા લાગી. તેની માતુઃશ્રીના ક્રોધ જેવી તેના હોઠની અલક્તક-રસ જેવી રતાશ જતી રહી; અને તેને બદલે વિધાનંદની ચિંતા જેવી, ધોળી પુણીઓની માફક ફિક્કાશે તેમના ઉપર પોતાની સત્તા સ્થાપી. આંખમાં ઉંડા ખાડા પડવા લાગ્યા, અને કાટથી ખવાઇ જતા લોહની માફક, તેનું શરીર દિવસે દિવસે ગળવા લાગ્યું. શોકનું સહજ વાદળું તેના મુખ ઉપર છવાઇ રહ્યું. ઘણીવાર તો તે પોતાનું ભાન પણ ભૂલી જતી હતી. સ્નેહી સખીમંડળ વચ્ચે જાણે બહેરી હોય, મૂંગી હોય, તેમ જડવત્ તે બેસી રહેતી—ઘૂવડની માફક તેમના સામું જોઇ રહેતી, અને બે ચાર વાર પૂછે ત્યારે એકાદવાર તેમને જવાબ દેતી હતી. તેની આગલી ચંચળાઇ કોણ જાણે કયાં જતી રહી? તેની આગલી સ્ફૂરતા કોણ જાણે કયાં સંતાઇ ગઇ? તેના વદનપર હમેશ રહેતું હાસ્ય જાણે મૂળથી ત્યાં ન જ હોય, તેમ કેવળ અદૃશ્ય થઇ ગયું, અને દિવસે દિવસે તે પોતે પણ વધુ ને વધુ શૂન્યવત બનતી હોય એમ દેખાયું.

સ્નેહી સખીઓનું બોલવું ચાલવું પણ એને ઘણી વખત ગમતું નહિ. તેઓની હાજરી ઘણીવાર તો તે ઇચ્છતી નહિ. અને

૧ રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સ્નેહ મુદ્રાકાવ્યમાંથી

એકાંતને સ્નેહી સખીઓ કરતાં પણ વધારે ચહાવા લાગી. માત્ર શોક-તિમિરમાં અથડાતું તેનું મન, માંડમાંડ બળતા, પ્રકાશ વિનાના દીવાની માફક, અંતરના અંતર ભાગમાં બળ્યાં કરતું હતું. બધી આશા હવે તેને મન નિરાશા લાગી; અને એ નિરાશાના અંધકારમાં રખડતા મનને રસ્તો પણ કોઇ ન સૂઝયો. ચકમકમાંથી ખરતા તનખાની માફક, બંને વચ્ચે ઉત્પન્ન થયેલા આ સ્નેહથી બળતા તેના અંતઃકરણમાં, કંઇ કંઇ વેદનાઓ થવા લાગી, અને પૂજ્ય માતુઃશ્રીને પણ કોઇ કોઇ વખત તે નિર્દય કલ્પવા લાગી.

સ્નેહી સખીઓ એની આ વિપરીત દશા કળી જતી હતી, અને પહેલાં તો એને હસી કાઢી, ટોળી કાઢતી, અને પાછળથી એને ખુશી કરવાનો પ્રયત્ન કરવા લાગતી હતી. પરંતુ એ જ પ્રયત્નથી એનું લાગણીવાળું અંતઃકરણ વધારે વધારે રીબાતું હતું; અને સર્વ જાણે વેરી થયાં હોય, એમ પોતાનું મન પોતાની પાસે જ રાખતી, તરૂણ બાળા સર્વને નિર્દય લેખતી હતી. મુખે તે કાંઇ કોઇ વખત બોલતી નહિ, પણ મનમાં ને મનમાં વારંવાર ગણગણતી કેઃ—

[1] "પીડા ઘો છો શીદ ? હું પડી છું પૂરા કલેશમાં"

અને મારે મન બધું વેરાન છે. મારે મન તમે જાણે કોઇ જ નથી એમ છો. એની પછી તમે બધાં છો. એ હોય તો તમે સારાં લાગો છો, એમ મનમાં જ બોલતી હતી.

આવા સંસારમાં લપટાયલી, અને પોતાની માતાના શુદ્ધ પણ કઠોરા પ્રેમનો ભોગ થઇ પડેલીને આશાનું નિમિત્ત ન જ જડયું. શાંત થવાને જેમ જેમ તે પ્રયત્ન કરવા લાગી, તેમ તેમ એ જ પ્રયત્નથી તેના મનને વધારે વધારે ઓછું આવવા લાગ્યું. માતુઃશ્રી તરફથી તેને દુઃખ મળે છે એ વાત સખીઓ આગળ પણ તે કરી શકી નહિ. એટલો પણ માતુશ્રીનો વાંક સખીઓ આગળ કાઢવાની તેની હિંમત ચાલી નહિ. તેના સદ્દગુણી મનને એ વાત રૂચતી જ નહોતી.

પવિત્ર દયાકુંવર ! નિર્દોષ, શુદ્ધ કિશોરી ! માતાના અસ્વભાવિક સ્નેહમાં કચડાતી, રીબાતી, મોટા મનવાળી ? વિદ્યાનંદ ઉપર તારો સ્નેહ અનિવાર્ય છે ! એને માટે તું ગમે તે કરવા તૈયાર થાય એવી છે ! તારો સ્નેહ શુદ્ધ, અનુપમ છે ! એ અનુપમ સ્નેહની વિપરીત

---

[1] વાંકાનેર નિવાસી રા. રા. નથુરામ સુંદરજીના ઋતુવર્ણનમાંથી.

દશા છતાં, સંસારમાં સર્વ ઉપર સમભાવતા ! એ પ્રીતિની અસહ્ય વેદનાથી, ચાળણીની માફક સ્થળે સ્થળે વિંધાઇ ગયેલું તારૂં મન પણ કોઇને દુશ્મન નથી ગણતું ! ! આ સર્વ કૃતિનું કારણ તારી માતા ઉપર આટલું છતાં પણ તને સ્નેહ જ ઉપજે છે ! એની ઇચ્છાને જ તાબે રહેવાને, તારા જીવના જોખમે પણ, તારૂં મન તૈયાર છે! મોટા મુનિઓ પણ આથી વધારે શું કરતા હશે ? ! સ્ત્રીની પવિત્રતાનો પ્રભાવ શું ઓછો છે ? એ પ્રભાવ આગળ મુનિઓના હજારો વર્ષનું તપ પાણી ભરે ! એ પ્રભાવ આગળ સર્વ નષ્ટ થાય છે! એ પ્રભાવ આગળ સર્વ નાચે છે! પવિત્રતાનો પ્રતાપ, પોતાના સ્વામીને મરણ પથારીમાંથી પણ ઉગારી લે છે ! કુળનો પણ ઉદ્ધાર કરી શકે છે! દેવદાનવો કરતાં પણ એ પ્રભાવની અસર વધારે તીક્ષ્ણ છે. ત્યારે એવી સ્ત્રીઓ પૂજનિય નથી શું ? જેના ઉદરમાં રામ જેવું રત્ન પાક્યું, જેની ઉદર ખાણમાંથી હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી, રાજામાં શિરોમણી, એવો હીરો નીકળ્યો, જેના ગર્ભાશયમાંથી કળી જેવા પ્રચંડ શત્રુનો નાશ કરનાર રાજા રાજેન્દ્ર નગરાજા પેદા થયો, અને જેના પેટમાંથી પ્રતાપી અસંખ્ય વીરો—કે જેને લીધે આ આર્યાવર્ત્ત પંકાઇ ગયો, જેના બાહુ બળને સિકંદર જેવા સમર્થ પૃથ્વી જીતનારને પણ માન આપવું પડ્યું, અને જેના પરાક્રમો દેશેદેશમાં ગવાઇ રહ્યા છે, જેનાથી તરકડાઓ પણ ડરતા હતા—જેનાથી યવનો પણ ડરે છે, એવા એવાઓને જન્મ આપનારી આર્યમાતાઓ પુરૂષોના અસીમ માનને યોગ્ય નથી શું ? અને એ પદને પામવા યોગ્ય દયાકુંવર પણ નથી શું ? પોતાનો સ્વાર્થ જરી પણ ધ્યાનમાં નહિ લેનારૂં મન, એ જ સ્વાર્થના દુઃખે ગમે તેટલું રીબાતાં છતાં પણ, ગમે તેવા ક્રોધને દાબી શકે, મારી શકે, અને તેની સાથે સર્વ ઉપર સમાન ભાવ રાખી શકે, એ વૃત્તિ આર્યને જ સહજ છે ! એ વૃત્તિનો જય થાઓ ! ! ! એ વૃત્તિનો લાભ લઇને જ રાજ્યકર્ત્તાઓ પોતાનું સામર્થ્ય જણાવતા આવ્યા છે. પણ, દયાકુંવર ! તું નાની નથી; તું મોટી છે ! નાની વયમાં મોટી દશા ભોગવતી નાની કયમ કહેવાય ? કેમકે

**गूणाः पुजास्थानं गूणिषु नच लिङ्गं नच वयः ॥**

તારાં જેવાં રત્નો, આ અધમ સ્થિતિમાં આવી પડેલા આર્યાવર્ત્તમાં, સ્થળે સ્થળે, ઘેર ઘેર, ઉત્પન્ન થાય અને એવાં રત્નોની સં-

બાળ લે એવા વીર પુરુષોથી આ ભૂમિ પાછી ભરાઇ રહે ! આહા! એ દહાડો જોવાનો વારો કયારે આવશે ? જ્યાં,

* જવાય નહિ પરદેશ, ભ્રષ્ટ થાવાને બ્હાને,
કર્યાં સ્વાર્થી શાસ્ત્ર બીકણે ને નાદાને,
*　　*　　*　　*
બાળપણામાં લગ્ન, થાય છૈયા છોડીનાં,
જનમ્યાં પહેલાં કોઇ, કરે સાટાં વીવાનાં.
ઘણે ઘેર નહિ સંપ, દીસે કહું નરનારીમાં,
જોર જુલમનાં લગ્ન, પ્રીત કેવી રહે તેમાં.
પ્રેમ પરસ્પર લેઇ, પરણતાં હોયે બંને,
એક દિલથી રહે, ટેકમાં સમજૂ થઇને.

ખરેખર ! દયાકુંવર ! તારા જેવું રત્ન ભાગ્યશાળીના જ નસીબમાં હોય ! વિદ્યાનંદનું નસીબ તેવું હશે તો તેનો જય થશે ! શું કુદરતનો મહિમા છે ! !

# પ્રકરણ ૯ મું.

## ( અનુસંધાન )

દુનિયા કંઇ દેખે નહિ, દિલડું થાયે ખાખ;
ભરભર ભૂકો ચોળતાં, એ તો અંતે બની જશે રાખ,
　　　　સ્નેહી વિણ દિલ ગભરાયે.

દયાકુંવર દિવસે દિવસે હવે શોકમય બનવા લાગી. પ્રીતિના દુઃખથી રીબાતા અંતઃકરણમાંથી કોઇ કોઇ વાર નેત્ર દ્વારા આંસુ બહાર આવતાં હતાં, અને વિશાળ જ્વાળામુખી પર્વતમાંથી ગડગડતા પથ્થરની માફક હૃદયના ઉંડાણમાંથી નિશ્વાસ નીકળતા હતા. સ્નેહી સખીઓનાં નેત્રો તેના હૃદયમાં પેસી જોતાં હતાં, અને નિરાશાના અંધકારથી પથરાઇ ગયેલા તેના અંતઃકરણમાં સ્નેહનું તેલ ગમે તેટલું રેડતાં, તોપણ આશાનો ઓલાઇ જતો દીવો તેમને દેખાતો નહિ. આશા વિનાના ઉજ્જડ પડેલા સહિયરના દિલનું સ્નેહથી સાંત્વન કરવા જતાં, અજાણપણામાં સખીઓ છૂપી રહેલી

---

* નર્મ કવિતામાંથી.

મનોવૃત્તિઓને સચેત કરી સળગાવતી હતી, અને તેનાં અદૃશ્ય અંગારામાં નિર્દોષ દયાકુંવર ઉડી જતા "સ્પિરિટ" ની માફક બળ્યાં કરતી હતી.

કુલીન બાળકી સખીઓ આગળ પણ છૂટે મને બોલી શકી નહિ. સખીઓની આગળ પણ તેનું હૃદયસરોવર મર્યાદાની પાળથી બંધાએલું જ રહ્યું, અને એ સરોવરમાં માછલીની માફક કંઇ કંઇ તરંગો ચટકા ભરવા લાગ્યા; પરંતુ તેની વેદના બહાર દેખાવા પામતી નહિ. સ્નેહની તીવ્ર આંખે જોનારી, અને લાંબા પરિચયના બળે જ તેની સ્નેહી સખીઓ એ જાણી શકતી હતી. પરભાર્યા માણસને ચહેરામાં વિચિત્રતા લાગે એમ નહોતું; તો પણ તેના શરીરની દેખાઇ આવતી દુર્બળતા, કોઇ પણ માણસની સાધારણ નજરે તરી આવતી હતી. વિદ્યાનંદ અને દયાકુંવર વચ્ચે પ્રીતિનો સંબંધ છે, એમ સખીઓના જાણવામાં હતું. અને મૂળ કારણ હાથમાં આવતાં કાંઇક અનુમાનથી અને કાંઇક ચતુરાઇથી સ્નેહી સખીઓ પૂરેપૂરી તેની પાસેથી વાત કઢાવી લેતી હતી. પરંતુ કોઇને ઉપાય સૂઝતો નહિ. વિચાર સૂઝતા તે દયાકુંવરના સદ્ગુણી વિચારોને પોસાતા નહિ.

"બેહેન કમળા ! તું તો સાસરે ગઇ એટલે અમને તો જાણે ભૂલી જ ગઇ !" મંગળા બોલી.

મંગળા ડાહી અને ચતુર હતી, પણ સમય વરતી જાણતી નહિ. આવી વાત તાજી કરવાથી પોતાની સખીને કેટલું દુઃખ થશે તેનું એને ભાન રહ્યું નહિ. સાસરાના નામથી દયાકુંવરને શેરડા પડયા. આંખમાં ઝળઝળીયાં આવ્યાં, પણ આડું જોઇ મુખ ઉપર હાથ ફેરવી દીધો, અને ઉંડો નિશ્વાસ નાખ્યો.

"બહેન ! તું અને પ્રિય સખી દયાકુંવર કાંઇ વિસરાઓ એવાં છો ? સાસરાના સુખમાં તો સ્નેહી સખીઓ વધારે સાંભરે છે." કમળાએ જવાબ વાળ્યો.

"એમ કે ?! એની મને ખબર નહિ ! એ તો ઠીક, પણ સાસરેથી નવું શું સુખ જાણી આવી, એ તો કહે ?" મંગળા બોલી.

એને બિચારીને ખબર નહોતી પડતી કે એ સાંભળતી વખતે દયાકુંવરનું દિલ ચીરાતું હતું. દયાકુંવરે નિશ્વાસ ઉપર નિશ્વાસ નાખવા માંડયા. મંગળાના હાથમાંથી હાથ છોડાવી આડું જોતી આઘે જઇ તે ઉભી રહી. તેના મનને ઓછું આવ્યું.

"એમાં કહેવાનું શું છે? તું જઇશ એટલે તું પણ જાણીશ." કમળાએ હસીને જવાબ વાળ્યો.

"પણ કહે છે કે હું કાંઇ ન કહું! કથ્યા વિના જાણવાની શક્તિ મનુષ્યમાં હોય તો પછી જોઇએ શું?! આવી એકલપેટી સાસરે જઇને થઇ આવી! પહેલાં તો નહોતી." મંગળાએ હસીને મહેણું માર્યું.

"પણ શબ્દના જેવું એને શરીર હોય તો ને!!" કમળાનું મોં મલકાયું.

"એટલે એ કાંઇ ખાવાનું છે કે શું? એવું હોય તો લાવને, તું ને હું બંને ખાયાં જ કરીએ, એટલે તારે અને મારે બંનેને સાસરે જવું ન પડે, અને આપણે સાથે જ રહીએ." મંગળાએ હસીને દયાકુંવરના સામું જોયું.

દયાકુંવરનું દિલ તો સૂડી વચે આવેલી સોપારીની પેઠે કટકા થતું હતું, અને અજાણપણે, ઇરાદા વિના, ઉલટું સારૂં ધારીને મંગળા એ દિલનો ચુરો કરતી હતી.

"તું પહેલાં એક વાર સાસરે જઇ આવ, અને પછી આપણે એ બાબતનો નિર્ણય કરશું." મંગળા સામું જોઇ ડોકું હલાવી કમળા જરીક હસી.

"પછી તો નિર્ણય કરવાનો મારો વખત આવશે." મંગળા બોલી.

"તે હું કબુલ કરીશ." કમળાએ પ્રત્યુત્તર કર્યો.

સખીઓના સંવાદથી દયાકુંવરનું મુખ લેવાઇ ગયું. એક સખી સાસરે જઇ સુખ માણતી હતી; બીજીને તેવા જ સુખની વહેલી મોડી આશા હતી; પણ પોતાને એ માંહેલું અત્યારે કાંઇ નહોતું; જે કાંઇ આશા હતી, તે આશા હવે ભુતકાળની વાત થઇ ગઇ.

જીવ જીવે આશા તણે, આશા તો દૂર જાય;
આશ નિરાશ તણી હવે, હાય હાય શું થાય.

નિરાશ થતા દિલમાં ઓછું આવ્યું, અને સંસાર અગમ્ય લાગવા માંડયો. પણ નિર્દોષ સ્નેહી સખીઓ ઉપર ઇર્ષ્યામાં કાંઇક વધારે વહાલ આવ્યું. એનું મન દુભાવા લાગ્યું—ખરી વાત! હું દુર્ભાગ્યણીએ એવાં તે કયાંથી પુણ્ય કર્યાં હોય, કે વિદ્યાનંદ જેવા

વર સાથે એમના કલ્લામાં રહી એમનું મન પ્રસન્ન કરૂં. એ તો સ્વપ્નાં જ—કોણ જાણે કયાએ ભવનાં પાપ આમ નડતાં હશે તે એનાથી કલ્પાયું નહિ. તે મનમાં ગણગણવા લાગી કે,

* * * *

૧ "પૂરણ પુણ્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે સુખ,
સુખ આપણને કયાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા.
નથી સંતોષ્યા જોગી જતી, તપ તીરથ વ્રત કીધાં નથી. જે જે.
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન"

અંતરના ઉંડા ભાગમાંથી નિશ્વાસ નાખતી, રૂવે રૂવે દિલગીર થતી બાળાની આંખમાંથી કૂવામાં પડતી પાણીની સેરની માફક, મોતીની સેર જેવી, આંસુની ધાર નીકળી. કમળાની નજરે પડી, તેણે તે જોઇ.

"બહેન મંગળા! જો તો ખરી! આ આંસુની ધાર ઉપરથી દયાકુંવરના મનમાં શું થતું હશે તેની કાંઇક સમજણ પડે છે. બહેન! બહુ ઓછું ન લાવીએ!" કમળાએ વહાલથી દયાકુંવરને ધીરજ આપી. આશા વિનાંના અંતરમાં એ ધીરજ પેસવા પામી, પણ તુરત પાછી પારાની માફક સરી ગઇ, સ્થાયી ન રહી.

"હા! એને પણ હમણાં એવું કાંઇ ચેટક થઇ આવે છે. કોણ જાણે એને પણ હમણાંથી કાંઇ તારા જેવું ભૂત ભરાયું છે."

"પાસે તો તું રહે છે, એટલે જાણતી નહિ હો કે શું ભૂત ભરાયું છે?"

"હું જાણું છું ત્યારે જ કહુંછું તો! મારૂં તો એને વારંવાર કહેવું છે કે પ્રીતિ એ ફૂલ છે. સુગંધ વિનાનું ફૂલ નકામું (આકડાના ફૂલની પેઠે), તેમ મન વિનાની પ્રીતિ શા ઉપયોગની!"

"આકડાનું ફુલ નકામું કેમ કહેવાય? તે તો દેવને ચડેછે."

"પણ તે દેવ દુનિયામાં કાંઇ છે? સંસારની બહાર રહેનારા જોગીઓને ગમે તેમ થાય તેમાં આપણે શું?"

"આટલી બધી પ્રવીણ શું વાંચ્યે થઇ?" કમળાએ સામું જોઇ મર્મમાં જવાબ માગ્યો.

"સ્નેહશાસ્ત્ર—" મંગળાએ હાજર જવાબ વાળ્યો, અને હસીને તેનો હાથ ઝાલ્યો.

---

૧ કાળીદાસના ધ્રુવાખ્યાનમાંથી.

"બહેન! તારૂં એ સ્નેહશાસ્ત્ર તારી જ પાસે રહેવા દે." દયાકુંવરથી ન રહેવાયુ અને વચમાં બોલી ઉઠી. "તું જ એનો અર્થ સમજી ઉપયોગ કર, એટલે થયું. મારે એ નથી જોઇતું. એ મારા હૈયાના હારનો મારે તો સ્નેહ જ જોઇએ, અને એ સ્નેહ જ મને વિશ્રાંતિરૂપ છે."

"એની તો હુંયે ના નથી કહેતી; પણ આપણાં નસીબ જ્યારે અવળાં હોય, દૈવ જ જ્યારે આપણા ઉપર ઋણાનુબંધે કરીને રૂઠ્યો હોય, ત્યારે મળતી ચીજમાં સંતોષ ન માનવો એ મૂર્ખાઇ." મંગળાએ જરા ગંભીરાઇથી કહ્યું.

"એટલા માટે જ માતુઃશ્રીની ઇચ્છાને તાબે થવું પડે છે. પરંતુ મારૂં મન પણ મારૂં નથી, મારૂં અંતઃકરણ પણ મારા હાથમાંથી હવે ગયું છે, એટલે એના ઉપર હવે હું સત્તાનો દોર ભોગવી શકતી નથી; અને એનું પરિણામ પણ વિપરીત થવા સંભવ છે."

દયાકુંવર બોલતાં બોલતાં ગભરાઇ ગઇ. બાંધેલા સરોવરની જામેલી શેવાળમાં નાનાં માછલાંઓ ગુંચવાઇ જાય, તેમ શબ્દો તેના ગળામાંથી નીકળતાં નીકળતાં થરથરવા લાગ્યા, અને હમેશ કરતાં સહેજ જાડો, રોવા જેવો, અવાજ નીકળ્યો. વધારે ખમવાની હવે તેની સત્તા નહોતી, એટલે વગર બોલ્યે તે ત્યાંથી ચાલી ગઇ.

ચતુર સખીઓના સંવાદથી દયાકુંવર હળવે હળવે બોલવામાં વધી હતી. ધીમે ધીમે, સખીઓએ એવી રીતે વાત શરૂ કરી, કે અંતે તેને બોલવું જ પડે, અને છેવટે એણે પોતાનું મન પણ જણાવી દીધું. વિદ્યાનંદની પ્રીતિની અસરની હદ, તેના મૃત્યુ સુધી પણ હતી, એમ સખીઓના જાણવામાં આવી ગયું.

"બહેન મંગળા! પ્રેમકુંવર કાકીને આ વાત આપણે કરવી જોઇએ. શરમને લીધે દયાકુંવર બોલી શકે એમ નથી, પણ આપણે વિચારવું જોઇએ." કમળાએ દયાકુંવરના ગયા પછી સૂચના કરી.

"બહેન! એ વાત કાંઇ હવે છેડવા જેવી જ નથી. કાકીના મનને જ એમ કાંઇ આવ્યું છે કે વિદ્યાનંદ નહિ, અને વર્ણસંકર ખરો. થોડા દિવસ પહેલાં જ એને પોતાને ઘેરથી અપમાન આપી રજા આપી."

દયાકુંવરના ગયા પછી મંગળાએ બધી વાત કમળાને કહી હતી. દયાકુંવરની વિદ્યાનંદ સાથે કેવી રીતે આવતાં જતાં પ્રીતિ થઇ,

કેવી રીતે દયાકુંવરને અને વિદ્યાનંદને એક બીજાની પ્રીતિની ખબર પડી, વિદ્યાનંદ તેને લીધે કેવા ભયંકર મંદવાડમાંથી દયાકુંવરને લીધે ઉઠવા પામ્યો હતો, અને છેવટે ઉદ્યમપુર આવ્યો ત્યારે પ્રેમકુંવરે એને કેવી રીતે અપમાન આપી પોતાને ત્યાં આવવા ના કહી, એ સઘળું એણે સમજાવ્યું હતું.

“બહુ ખરાબ ! પણ તેનું કાંઇ કારણ કે અમસ્થુ જ. પ્રેમકુંવર કાકી એવાં નથી.” કમળા બોલી;

“ હા; પણ આ બાબતમાં કોણ જાણે શા કારણથી તે આમ કરે છે ! બાકી વિદ્યાનંદ તરફથી તેમને આ પ્રીતિ છે તે સિવાય કાંઇ કારણ મળ્યું નથી, એમ મેં દયાકુંવર પાસેથી જાણી લીધું છે. ” મંગળાએ જવાબ વાળ્યો.

“કોણ જાણે ! પણ કાકી શું વિદ્યાનંદને અયોગ્ય ધારે છે ! અથવા તો એનાથી એને દુઃખ થશે એમ એમના મનમાં છે ? જ્યારે એક બીજાનાં આવી રીતે મન મળ્યાં છે, અને સ્થળ અયોગ્ય ન હોય તો પછી તેમને શું હરકત હોય એ મને સમજાતું નથી.”

“એ તો ઉલટાં ધારે છે કે વર્ણસંકરને પરણી દયાકુંવર સુખી થાય કે ન થાય, પણ વિદ્યાનંદને પરણી એ સુખી થશે એમ તો એમને ખાત્રી છે. પણ વિદ્યાનંદ ગરીબ છે.”

“બળ્યો એ પૈસો, બહેન ! દયાકુંવરના પિતા હોય તો, તે કદાચ ન સમજે, પણ કાકી તો સમજે છે, છતાં આગ શું કરવા કરે છે?” કમળાએ પ્રશ્ન કર્યો.

“એ તો કોણ જાણે ! હું ધારૂં છું કે કાંઇક પૈસાને મોહ્યાં હશે ખરાં!”

“એ તો બહાનું છે. પૈસાને મોહીને પણ એટલું બધુ કરવું કોને માટે ? દીકરીને માટે કે નહિ ? ના, ના, પ્રેમકુંવર કાકી ખરેખરા સુખ આગળ આ નજીવી બાબત ધ્યાનમાં લે એવાં નથી. પણ એમ કહો કે એ મમતે ભરાયાં છે!”

“પણ, બહેન ! દીકરી ઉપર પણ મમત ! પોતાની વહાલામાં વહાલી અને સર્વસ્વ દીકરીના સુખનો વિચાર હોય, ત્યારે પણ મમતને ન છોડાય ?”

“મમત એ ચીજ જ એવી છે!” કમળાએ નિશ્વાસ મૂક્યો.

સખીઓએ નિશ્વાસ નાખ્યા; પરંતુ પ્રસંગોપાત સઘળી વાત

તેઓ પ્રેમકુંવર પાસે કરવા ચૂકી નહિ. પણ પોતાની પુત્રીનું દિલ જાણવા પોતાના કરતાં કોઇને વધારે અધિકાર નથી એમ મૂળથી જ આડે રસ્તે દોરાએલી માતાના મનમાં આવ્યું. વિદ્યાનંદની પ્રીતિની મધુર મોરલીથી દયાકુંવરનો હૃદયસર્પ ડોલતો હતો, એ તેના ધ્યાનમાંથી અત્યારે ખસી ગયું. એનું વિષ એને અંગે અંગે વ્યાપી ગયું છે, એ એના જાણવામાં પણ બરોબર અત્યારે ન આવ્યું. એ વિષના ઘેનમાં એની મનોવૃત્તિઓ અત્યારે નિર્બળ બની ઝોકાં ખાતી હતી, તે એને માલમ પણ ન પડયું. આથી કરીને, એની સખીઓને, વગર પૂછયે; વચમાં બોલવાને માટે કોઇ કોઇ વાર તે ધમકાવતી હતી. દયાકુંવરનો દેખાઇ આવતો શરીરનો ફેરફાર માતાની નજરમાં આવ્યો હતો. પણ દુઃખનું ઓસડ દહાડા નીવડશે એમ તેના મનને હતું. અને વખત ગયે સૌ વિસરાઇ જવાશે. એમ માતાને પક્કી ખાત્રી હતી. આ બાબતમાં એ ખરી હતી કે કેમ તે પરિણામે જોવાનું છે. હાલ તો દયાકુંવરના શોકસાગરને સીમા નહોતી.

વિદ્યાનંદની સ્થિતિ પણ વિચત્ર હતી. દયાકુંવરના વર્ણસંકર સાથે વિવાહ એ વાત સાચી છતાં તેનાથી મનાઇ નહિ. "નહિ ! નહિ! એ તો પ્રેમકુંવર બાઇ મશ્કરી કરતાં હશે. પોતાની છોકરીને જાણી જોઇને ઉપાડીને કૂવામાં નાખે એવી એ માતા તો નથી. પણ ત્યારે મને એમ શું કરવા કહ્યું? કેવી આશા ! ચોખેચોખ્ખી વાત છે, છતાં ભ્રમિત મગજ કબુલ જ કરતું નથી." મનમાં આમ બોલતાં બોલતાં તે કાંઇક પોતાની મૂર્ખાઇ પર હસ્યો. "પણ એ વાત સંભવિત છે? અને એવી છે? વાહ ! એ પણ એક મૂર્ખાઇજના ! કુદરતની આગળ એ સવાલ જ થાય ? દ્રોપદીને પરણવા માટે જ પાંડવો સ્વયંવરમાં કયાં આવ્યા હતા ?! ત્યારે? ત્યારે શું ! એતો વર્ણસંકર સાથે પરણવાની. પણ એની મરજી નથી ને ! પણ એની માની મરજી છે ને ?! એની મરજી હોય કે ન હોય, પણ એની માની મરજી છે એટલે એને છૂટકો નથી. પોતાને મન ગમતુ કરે એવાં તો પેલી ગોરી ચામડીવાળાં છોકરાં !! આપણા બીકણુ હિંદુ નહિ. મ્હોંના વાઘ પણ પેટના બકરી. ગમે તેમ થાય, પણ, દયાકુંવર ! વહાલી દયાકુંવર ! તારી તો અવદશા થાય છે. તારી માતાના જેવા કઠોરા હાથે ચડી, તારી તો કેવળ અવદશા ? કયાં તું અને કયાં વર્ણસંકર ! કયાં કમળ અને કયાં કાગ ! વય, ગુણ, રૂપ, અને સ્વભાવ, આ બધું ઉત્તર દક્ષિણ

ધ્રુવની માફક એક બીજાથી ઉલટું, તારો સરળ, સુશીલ સ્વભાવ, તો એ અભિમાની અને ગુમાની ? તું ગરીબ ગાય જેવી અને તારી રસિકતા શુદ્ધ અને ઉંચી, તો એ બેડોળ, આંકેલા આખલા જેવો અને પશુ ! વહાલી ! તારી કેવી વિપરીત દશા થશે, એ કલ્પનાથી મારૂં મન કંપે છે ! મારા કરતાં મને તારી દયા વિશેષ આવે છે. મારો ને તારો સંબંધ સુખી નીવડત કે નહિ એ વાત જૂદી છે. પણ તારો આ સંબંધ તારૂં કુમળું કાળજું કાપી નાખશે. બેડોળ, બેભાન, ગુમાની વર્ણસંકર તારા જેવા નાજુક ફૂલની સંભાળ શું લઇ શકશે ?

ડંસે મધુકર કમળને, તોય સુખી તે થશે મનોમનથી,
હસરો ભેંસ બીજું, તદપિ તે કરમાઇ જશે તનથી.

અંતરના ઉંડા ભાગમાંથી ખિન્ન થતો, તે ઉંડા નિશ્વાસ નાખવા લાગ્યો. જાણે કે કોઇ ઉંડા વિચારમાં પડયો હોય, તેમ તેની આંખો તેના અંતરમાં જવા લાગી. અને પૂજ્યભાવથી સ્થાપિત કરેલી દયાકુંવરની મૂર્ત્તિને તે અભિનન્દવા લાગી. જાણે કે તેનું પૂજન થતું હોય, અને પોતે પ્રીતિનો દીવો હાથમાં લઈ તેની આરતી ઉતારતો હોય, તેમ તેના હૃદયમાંથી ગાન નીકળવા લાગ્યું. હૃદયમાં રહેલા, કરોળિયાની જાળનાં જેવાં બંધાયલા પ્રીતિના અનુપમ તંત્રો કંપિત થવા લાગ્યા, અને બહાર આવી તે ગાન શબ્દવત્ બનવા લાગ્યું.

દુઃખતો દીઠું છે સંસારમાં, પણ અવધિ છે આની;
સુખતો નહિ કંઇ સંસારમાં, પણ આ વાત ન નાની (ટેક)
હંસ હંસી સરવર તીરે જે ફરતાં, જળપાન કરી મોતી ચારો ત્યાં ચરતાં;
વાત વિનોદની જાણી. પણ આ વાત ન નાની.
ગોષ્ટી કરી આપ સુખ દુઃખ લેતાં, માન તજી નીજ મન પણ કે'તાં;
વાત ન રહી છેક છાની. પણ આ વાત ન નાની.
સર્વોપરી સર્વ હંસોમાં તોયે, વિનય થકી વાણી તદપિ શું નો'યે ?
ધર્મ ઉપર ધરી પાની. પણ આ વાત ન નાની.
એજ હંસી શું તૃણ પણ ખાયે, સરવર તજીને ઉકરડે શું જાયે ?
અહા ! વાત ન જાયે એ મોની. પણ આ વાત ન નાની.

હૃદયમાંથી નીકળતા સ્વર હૃદયમાં જ લીન થવા લાગ્યા. હૃદયમાં રહેલીના દુઃખની કલ્પનાએ તેને હદથી જ્યારે શોકમય કર્યો. એક હાથ છાતી ઉપર મૂકી, બીજો હાથ લમણે દઇ, વાળેલી પલાંઠીના

હીંચણ ઉપર ટેકવી, તે ઘડીક હૃદયશુન્ય થઇ ગયો. જોજો ! એ વિદ્વાન રસિકની દશા ! બેઠેલી સ્થિતિમાં જ હૃદયની પ્રેરણાથી આંખમાં આંસુ આવ્યાં. એ આંસુની સાથે જાણે હૃદયમાંથી દયાકુંવર બહાર આવી હોય, તેમ તેની આંખ આગળ નાચવા લાગી, અને એકાંત અનુભવતો, તે ઘડીક પોતાના મિત્રના ઘરમાં મન મૂકીને રોયો. પરંતુ એ અવકાશ એને ઝાઝો ન મળ્યો. પોતાના મિત્રની બિનાથી વાકેફ ચતુરદાસ ઘણું કરીને આવે પ્રસંગે વિદ્યાનંદને વિલો મૂકતો નહિ ! તે પ્રેમાળ, સ્નેહી, અને શાણો હતો. પોતાના મિત્રની શુદ્ધ રસિકતા અને વિદ્વતા એ જાણતો અને વખાણતો હતો: અને એને ખરા ઉમળકાથી ચહાતો હતો. એ કાંઇ કામમાં રોકાયો હતો, દરમ્યાન આ એકાંત વિદ્યાનંદને મળી ગઇ હતી. પરંતુ થોડી વારમાં તે પાછો આવ્યો, અને મિત્રની ઉદાસ વૃત્તિથી તેના મનની સ્થિતિને તુરત કળી ગયો.

"એ શું ? ! એ જ વાતની હમેશાં દિલગીરી ! ઘણાં માણસોને તમારી પેઠે બનતું હશે, પણ આમ તમારી પેઠે ઘેલાં તો કોઇક જ કાઢતું હશે." ચતુરદાસે મિત્રને દિલાસો દેવા કહ્યું.

"ઘણાને બનતું હશે! પણ ઘણાંને મારી પેઠે નહિ થતું હોય." દીન વદને વિદ્યાનંદે જવાબ વાળ્યો.

"એટલે ? જેવી તમને તમારી ચીજ વહાલી, તેવી સૌને સૌની. તમારે માટે શું વિશેષતા છે એ મને સમજાતું નથી."

"સમજાતું નથી એ જ સારૂં છે, નહિ તો મારી પેઠે વિપરીત દશા ભોગવવાનો વખત આવે."

"તમારૂં મન તમે હાથમાં રાખવાનો પ્રયત્ન જ કરતા નથી. તમારા જેવા વિદ્વાન અને રસિકને આટલે દરજ્જે આવી વાત શોભે નહિ." કાંઇક પોતાના પ્રયત્નમાં પાછા હઠતાં ચતુરદાસે કહ્યું.

"ચતુરદાસ ! એ વાત તને હજી વીતી નથી, ત્યાં સુધી તને એના અનુભવની ખબર નહિ પડે. તું મને ગમે તેમ સમજાવીશ, પણ મારૂં મન નહિ સમજે. હું પણ મારૂં મન ઘણું વાળું છું પણ વળતું નથી. તાળવે ચોંટેલી ચીજ ઉપર જેમ જીભ વારંવાર જાય, તેમ મારૂં નમેરૂં મન પણ વારંવાર ત્યાં જ જાય છે."

"પણ તમે જાણો છો કે નવાણું ટકા હવે તેમાં તમારૂં કાંઇ વળે તેમ નથી."

"તો ભલે ! મનનો સ્નેહ મનમાં જ યોગ્ય છે. એ સ્ત્રી છે અને પરતંત્ર છે, પણ હું પુરૂષ તો સ્વતંત્ર છું. મારે મનગમતું કરવાને હું મુખત્યાર છું," વિદ્યાનંદ ભભુકી ઉઠયો. તેની મનોવૃત્તિઓ ઉશ્કેરાઇ ગઇ, અને આવેશમાં આવતાં એટલું બોલી ગયો.

"વિદ્યાનંદ! તમારી વિદ્વતા બધી ક્યાં ગઇ ? આટલી વિદ્વતાએ એક સ્ત્રીમાં જ સંસાર સંપૂર્ણ કરવાનો વખત આવ્યો ?"

"એ મેં કહ્યું નથી. સ્ત્રી વિના જેટલો સંસાર છે એટલો મારે માન્ય છે. પણ બીજી સ્ત્રી મારા સંસારમાં હવે નહિ થાય."

"એટલું પણ કરવામાં શું ફાયદો ?" ચતુરદાસે બોલવામાં હિંમત વાપરી.

"ભાઇ ! નકામી માથાફોડ છોડી દે ! સંસારમાં જડ બુદ્ધિવાળાને જે કામ યોગ્ય, તે મારાથી નહિ થાય. પશુવૃત્તિમાં મગ્ન રહેનારાને એ છાજે, મારાથી એમ નહિ બને."

"તો જેના વિના તમારે ચાલે તેમ નથી તેને મેળવવા તમે પ્રયત્ન કરો."

"જરા વધારે ખુલાસાથી બોલ ! મારૂં મગજ ગુંચવાઇ ગયું છે."

"મારૂં કહેવું એમ છે કે તમારૂં દિલ કેટલે દરજ્જે હેરાનગતિ ભોગવે છે, એ બીનાથી તમે એને વાકેફ કરો, અને છેવટના શ્રેય અર્થે કાંઇ સંકેત ઉપર આવો."

વિદ્યાનંદને એ સૂચનામાં કાંઇક વાજબીપણું લાગ્યું. દયાકુંવરનું દિલ તો એ સારી પેઠે જાણતો હતો. પરંતુ તેની માતુઃશ્રી આગળ તેનું કાંઇ ચાલશે નહિ એમ પણ તે સારી રીતે જાણતો હતો. તેના પોતાથી તો ત્યાં જવાય એમ હવે નહોતું; અને છેવટ દયાકુંવરના મનમાં શું છે, એ જણાય તો ઠીક,—આમ વિદ્યાનંદના મનને આવવા લાગ્યું. દયાકુંવર પોતાના મનની વૃત્તિનો ભોગ આપીને પણ તેની માતાની આજ્ઞા પાળે છે કે કેમ એ જાણવાનું વિદ્યાનંદને મન થયું. વર્ણસંકર સાથે લગ્ન કરવામાં દયાકુંવર તો કેવળ પ્રતિકૂળ ઇચ્છા જણાવે છે, એ વાત પ્રેમની આંખે જોનારા વિદ્યાનંદને સ્પષ્ટ હતી. પરંતુ એ વાત જણાય કેમ ? એ વાત જાણવાને માટે રસ્તો શો શોધવો ? પત્ર લખ્યો હોય તો કેમ ? હા, એ વાત ઠીક છે,

પણ પત્ર પહોંચાડે કોણ? ચતુરદાસ મિત્ર અને સ્નેહી હતો; અને વિદ્યાનંદ જ્યારે પહેલાં પ્રેમકુંવરને ત્યાં ઉતરતો હતો, ત્યારે ઘણીવાર એને ત્યાં વિદ્યાનંદને મળવા જતો હતો. આથી કરીને પ્રેમકુંવર બાઇની તેને આડ નહોતી; અને તરૂણ દયાકુંવર પણ એને સારી પેઠે ઓળખતી હતી; પણ જવું શા બહાનાથી? ત્યાં જઇને પ્રેમકુંવરબાઇ હોય તો કહેવું શું? આ બાબતનો મોટો વિચાર પડયો. ગમે ત્યારે પણ પ્રેમકુંવર તો હોય, ત્યારે કરવું કેમ?

આ બાબતનો ગુંચવારો હતો. ચતુરદાસ તે સમજી ગયો, અને શું શું ગુંચવણ હતી, તે બાબત પૂછયું. વિદ્યાનંદે પોતાના ગુંચવારાની સર્વ હકિકત કહી. છેવટે ઠર્યું કે વિદ્યાનંદે ચતુરદાસને કાગળ લખી આપવો. એ કાગળ ગમે તેમ કરીને દયાકુંવરને પહોંચાડવાનું અને તેનો જવાબ લાવી આપવાનું કામ ચતુરદાસે માથે લીધું. વિદ્યાનંદે કાગળ લખી આપ્યો, અને ચતુરદાસ મિત્રનું કામ કરવાને ઉમંગથી નીકળ્યો.

મિત્રના મન વ્યાધિથી ચિંતાતુર થતા મનને સાથે લઇ, ચતુરદાસ પ્રેમકુંવરને ઘેર જવા નીકળ્યો. પોતાના મિત્ર જેવી જ દયાકુંવરની સ્થિતિ હશે કે નહિ, એ જોવાના કુતૂહળથી તેનું મન ઉત્કંઠિત બન્યું. પોતાના મિત્રની દશા જોઇ મનમાં તે દયા ખાવા લાગ્યો; પણ તેનો અનુપમ સ્નેહ જોઇ, જેમ જેમ ચાલતો ગયો, તેમ તેમ તે સાનંદાશ્ચર્યની ખીણમાં ઉતરતો ગયો. એ ખીણના અંધકારમાં, આટલું છતાં પણ, આટલું આટલું સંકટ એક બીજાને પડવા છતાં પણ, એ અનુપમ સ્નેહની જાળવણીનું કારણ શોધવા લાગ્યો. ઘણી મહેનતથી અંધારામાં અટવાવા લાગ્યો. પણ માનસિક પ્રેરણા સિવાય, તેનું કશું પણ કારણ તેને મળ્યું નહિ. સ્નેહથી દ્રવિત થતા અંતઃકરણમાં મિત્રનો એ ગુણ પૂજ્ય લાગ્યો; મનમાં તેની પુજા કરવા લાગ્યો; અને દયાકુંવરને ભાગ્યશાળી ગણવા લાગ્યો.

પ્રેમકુંવરને ઘેર આવ્યો તો પ્રેમકુંવર પરશાળમાં બેઠી હતી. પાસે બેઠી બેઠી તરૂણ દયાકુંવર માતુઃશ્રીને રામાયણ વાંચી સંભળાવતી હતી. પરંતુ એ દેખીતા આનંદ નીચે, નહિ કળી શકાતા સમુદ્રના ઉંડાણની માફક, તેની પ્રબળ, લાગણીવાળી મનોવૃત્તિઓનું ઉંડાણ કળી શકાતું નહોતું. મનુષ્યની વૃત્તિ જેમ જેમ રસિક થતી

જાય છે, તેમ તેમ તેનાં મર્મસ્થળ કોમળ થતાં જાય છે; અને ખરૂં ખોટું જાણવાની શક્તિ જેમ જેમ મનુષ્યમાં વધતી જાય છે, તેમ તેમ તેની મનોવૃત્તિઓની ધાર પણ અણીઆળી થતી જાય છે. મનની કેળવણી દરેક મનુષ્યમાં આ અસર ઉત્પન્ન કરી શકે છે. સર્વ વિદ્વાનોમાં કાંઇક ઇશ્વરી અંશ તો હોય છે જ. કુદરતી શક્તિ વિના તો કાંઇ બની શકતું નથી. પણ જ્યાં ખરા ખોટાની તુલના થઇ શકે છે એ અંતઃકરણને મનની કેળવણી ઘણે દરજ્જે સુધારી શકે છે. કેળવણીનો આ ફાયદો જેવો તેવો નથી ! !

દેખીતા આનંદ નીચે દયાકુંવરનું મન કાદવમાં પડેલા કીડાની માફક ખૂબ રગદોળાતું હતું. તેના હૃદયઅગ્નિમાં પ્રીતિના ઉકળતા પાણીમાં તીક્ષ્ણ બનેલી મનોવૃત્તિઓની ઉષ્ણતા તેને ઠેકાણે ઠેકાણે બાળી દઝાડી મૂકતી હતી, અને એ મનોવૃત્તિઓના મોજાએ ચડેલા મનમાં, કાંઇ કાંઇ ફીણો આવી પાછાં હૃદય સમુદ્રમાં સમાઇ જતાં હતાં. બળવાન બાળકી ! વિશુદ્ધ પવિત્ર સુંદરી ! ધન્ય છે તને ! તારા જેવું રત્ન જેની કૂખમાં રોળાયું છે, તે માતાને પણ ધન્ય છે ! પણ ખરેખરો ભાગ્યશાળી તો વિદ્યાનંદ, કે તારા જેવી સદ્દગુણી પ્રેમાળ બાળાના હૃદયમાં એની મૂર્તિ ખડી છે. આવા વિચાર ચતુરદાસના મનમાં એને જોઇ આવવા લાગ્યા.

પ્રેમકુંવર ચતુરદાસને ઓળખતી હતી, એટલે આવકાર આપી એને બેસવા કહ્યું. તેના આવવાનું કારણ કાંઇક વિદ્યાનંદ સંબંધી હશે એમ તે કલ્પવા લાગી. નાજુક દયાકુંવરે એના સામું જોયું. એના આવવાથી આશાનું અમૃત એના દિલમાં કાંઇક રેડાયું. પણ પ્રેમકુંવરની હાજરીમાં ચતુરદાસથી કાંઇ બની શકે એમ નહોતું. તેની હાજરીમાં દયાકુંવર સાથે તેનાથી વાત થાય નહિ, તેમ તેને કાગળ પણ અપાય નહિ. આ સંભવિત બનાવ પહેલેથી જ તેના ધ્યાનમાં હતો; અને તેને માટે તેનું મન પણ તૈયાર હતું. તે વિષે તેના દિલમાં યોજના ક્યારની ઘડાઇ ગઇ હતી, અને તેને અમલમાં મૂકવાની હવે ખોટી હતી.

“ પ્રેમકુંવરબાઇ ! મારા મિત્ર વિદ્યાનંદના કયા દોષથી એ આટલે દરજ્જે તમારી અવકૃપાનું પાત્ર થયો છે, એ જો તમને હરકત ન હોય તો, હું જાણવા માગું છું. બીજું કહેવાનું એ છે કે, તમારા ઘરમાં પોતાની એ કાંઇ ચીજ વિસરી ગયો છે, એ

શોધી મળે તો પાછી મને આપો." ચતુરદાસે ચતુરાઇ કરી. પ્રેમકુંવરના ધ્યાનમાં એ ન ઉતરી.

"ચતુરદાસ! તમે એમના મિત્ર છો એ હું સારી રીતે જાણું છું. મારા પોતાના કોઇક કારણને લીધે, બનેલું પરિણામ લાવવાની મારે એ બાબતમાં જરૂર હતી; પરંતુ હવે મને અતિશય પસ્તાવો થાય છે કે એનું એ જ પરિણામ સારી રીતે પણ લાવી શકાત. એ વિવેક એ વખતે મારાથી ન બની શકયો, એટલા માટે મને હવે અત્યંત દિલગીરી થાય છે. એટલી ખામીને માટે હું દોષિત છું, અને તમારી મારફત હું એમની ક્ષમા ચાહું છું તેમની ખોવાએલી વસ્તુ શી છે તે જણાવશો તો મારા ઘરમાં હશે તો શોધી આપીશ, નહિ તો તેની કિંમત ભરી આપવા ખૂશી છું." પ્રેમકુંવરે જવાબ વાળ્યો. આ વખતે વિવેક વિસરી ન ગઇ.

"હું બહુ દિલગીર છું કે એ ચીજનું નામ મને હમણાં યાદ નથી. તેણે તો મને સ્પષ્ટ એ ચીજનું નામ આપ્યું હતું, પણ મારી સ્મૃતિમાંથી એ અત્યારે બિલકુલ સરી ગયું છે. તમારા ઘરમાં સંભાળથી તમે જુઓ, અને એની લાગતી કાંઇ ચીજ તમારા ધ્યાનમાં ઉતરે તો, મને આપશો તો ફિકર નથી." ચતુરદાસે ફરી કહ્યું.

"વારૂ! તમારો આંટો અફળ ન જાય, એટલા માટે જોઉં તો ખરી!" કહી પ્રેમકુંવર ઉઠી.

ઘરમાં દરેક ચીજ તે શોધવા લાગી. જે જે ઠેકાણે વસ્તુ રાખવાની ટેવ હતી, તે તે ઠેકાણાં જોયાં. આ યુક્તિથી ચતુરદાસને ધારેલો વખત મળ્યો.

માના ગયા પછી દયાકુંવર બેઠેલી જ રહી. ચતુરદાસ પણ ત્રણ ચાર હાથને છેટે પડેલા ચાકળા ઉપર બેઠેલો જ રહ્યો. દયાકુંવર તેના સામું જોવા લાગી. સમયની અનુકૂળતા જોઇ ચતુરદાસે વખત ન ખોયો, અને તુરત જ બોલવું શરૂ કર્યું. ઓળખાણ એમને આગળથી જ હતી, એટલે હવે પાડવાની જરૂર નહોતી.

"બહેન દયાકુંવર! તમે મારાં બહેન થાઓ, એટલા માટે તમારે શરમ મારી પાસે ન રાખવી. તમારી માતુઃશ્રી તો એ ખોવાએલી ચીજ ઘરમાં શોધે છે, પણ તમને માઠું ન લાગે તો કહું. એ ચીજ તો તમારી પાસે જ છે. મારે કહેવું ન ઘટે, પણ સમય એવો આવ્યો છે એટલે, અને વળી દુર્ભાગ્યના પાસે ચડેલા મારા

મિત્ર વિધાનંદની પ્રેરણાથી બોલવું પડે છે કે, એના એકના એક મનની ચોરી તમે કરી છે. એ ભૂલી પણ ગયો હોય, પણ એ ચોરી તમને ન ઘટે; તમારા જેવાં શાણાને એ વાત ન શોભે; અને હવે જ્યારે એ ચોરી જણાઇ ગઇ છે, એટલે એ ચીજને સંપૂર્ણ રીતે સાચવવાની શક્તિ તમારામાં ન હોય, તો એ ચીજ વેળાસર એને પાછી સોંપી દેશો, એમ પણ એણે મારી પાસે માગણી કરાવી છે. મારે મ્હોંએ કહેવાનું એટલું જ છે. પણ જો હું ભૂલતો ન હોઉં તો આ કાગળ વધારે ખુલાસો કરશે.” ચતુરદાસે અંગુઠો અને તેની પાસે આવેલી આંગળી વચ્ચે કાગળ ભરાવી હાથ લાંબો કર્યો. દયાકુંવરે કેળના પાતરાની વચલી દાંડી જેવો નાજુક હાથ લાંબો કરી તે લઇ લીધો. ચતુરદાસ બોલી રહ્યા; પરંતુ તે જેમ જેમ બોલતો ગયો, તેમ તેમ દયાકુંવરની જૂદી જૂદી મનોવૃત્તિઓ ઉસ્કેરાતી ગઇ. હર્ષ, શોક અને દિલગીરીની છાપ, વારા ફરતી તેના મુખ ઉપર સ્પષ્ટ પડતી ગઇ. અને ચતુરદાસને એ મુખ છેક અજાણ્યું ન રહ્યું. મુખ ઉપર મુદ્રાંકિત થતી તેના પ્રેમાળ હૃદયની છાયા તેને સમજાવી બિલકૂલ મુસ્કેલ પડી નહિ.

વિધાનંદ તરફથી આવેલો પ્રીતિનો સંદેશો જોઇ એ ખુશી થઇ; એ પ્રીતિને આમ ચોરની માફક ભટકવું પડે છે, એ જોઇ એને શોક થયો; અને આટલું છતાં, એક બીજાનું મન આવી રીતે મારવા છતાં, એની અવદશા જોઇ, એને દિલગીરી થઇ. પરંતુ આવે અણીને સમયે કાંઇક જવાબ વાળવો તેને આવશ્યક લાગ્યો, અને ધીમે ધીમે, હૈયું હાથમાં રાખતી, દયાકુંવર મધુર અક્ષરે બોલવા લાગી.

“ભાઇ! તમારા મિત્રને એ વાત ઘટે છે! હું જેવી નિર્દોષ ઉપર આમ ચોરી ચડાવવી એ પણ તમારા જેવા મિત્રને ઘટે છે! પહેલે જ ઘાએ પ્રાણ લેવાની ચતુરાઇ તો એમનામાં જ છે; પણ મારા જેવી દુર્ભાગ્યે દુઃખમાં રીબાતી ઉપર એમની એટલી પણ નજર હજી સુધી પહોંચે છે એ જ ખાત્રીએ મારૂં તો જીવ્યું સફળ છે. તમે કહો છો તે પ્રમાણે એની ખોવાએલી ચીજ મારી જ પાસે હોય તો એ ચીજ પાછી આપતાં મને મારો આત્મા આપવો પડશે. મારા આત્માના ભોગે એમને એમની એ ચીજ પાછી જોઇતી હોય તો હું તો તૈયાર છું. એ જ જાતની મારી ચીજ એમની પાસે હોય તો

ભલે રહી. રાખવી કે ન રાખવી એ બાબતના એ મુખત્યાર છે. તોપણ તમારા ઉપર એમને વિશ્વાસ હોય અને મારા બોલ્યાનો તમને ભરોસો આવતો હોય, તો મારી વતી તમે જ એમને એટલું કહેજો કે સંસારમાં હું કહેવાતીના ઉપર સંબંધીઓને કાંઇ પણ હક હોય તો તે મારા શરીરપર જ છે. મારા જીવની માલેક હું છું-એટલે એ જીવના જોખમે પણ, એમનો આ વિચાર પાર નહિ પડવા દેવાની બુદ્ધિ ઇશ્વર મને આપશે જ." બોલતાં બોલતાં દયાકુંવર આવેશમાં આવી ગઇ. જાણે કોઇ શુદ્ધ સતી, સતી થવા જતી હોય, એમ કુમકુમ થાળીની માફક, પોતાનું અંતઃકરણ પોતાના હાથમાં પ્રત્યક્ષ જેવું બતાવતી, બોલતી ગઇ તેમ પો-તાની ઉછળેલી મનોવૃત્તિઓને સાકાર કરતી ગઇ. હૃદયનાં દ્વાર ખોલી નાખી, જેમ હનુમાનજીએ પોતાનું હૃદય નાળિએરના કાચલાની માફક બે હાથે ચીરી શ્રીરામની પ્રત્યક્ષ મૂર્ત્તિ બીરાજેલી રામચંદ્રજીને બતાવી હતી, તેમ શબ્દરૂપે દયાકુંવરે પોતાનું હૃદય ચતુરદાસને ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું. કોણ જાણે એવી હિંમત અત્યારે તેને કયાંથી આવી? એ ઉઘાડેલા હૃદયના તેજ—અંબારમાં ચતુરદાસ કેવળ અંજાઇ ગયો. વગર ચીરાએલા એ વિશાળ હૃદયમાં એક નહિ, પણ વિદ્યાનંદની અનેક મૂર્ત્તિ તેના હૃદયચક્ષુ જોવા લાગ્યાં. એક બીજામાં ચડતું કોણ હતું, તેનું એનાથી અત્યારે અનુમાન પણ થયું નહિ. વિદ્યાનંદ પાસે હોય ત્યારે દયાકુંવર કરતાં વિદ્યાનંદ અ-ધિકતર લાગતો હતો, દયાકુંવર પાસે હોવાથી એનાથી આ અત્યારે ચડતી હતી. એક એકનો સ્નેહ એક એકથી ચડતો હતો, એમ ચ-તુરદાસને હવે ખાત્રી થઇ. મરો, જીવો કે પીટો, પણ રેશમની દોરીએ પડેલી ગાંઠ જેવો એ ઉભયનો સ્નેહ તો, સમુદ્ર કિનારે પડેલાં જોડછીપલાંની માફક એક એકને મજબુત ચોંટેલો હતો. માત્ર બંનેનાં ખોળીયાં જૂદાં જૂદાં હતાં; બાકી આત્મા તો એક જ જીવનરુપે જીવતો હતો.

આવા આવા વિચાર કરતો કરતો, દયાકુંવરના વિદ્યાનંદ ઉપરના અગાધ પ્રેમમાં લીન થતો થતો, વિદ્યાનંદના દયાકુંવર ઉપ-રના પ્રેમથી આશ્ચર્ય પામતો પામતો, અને તેની બલિહારી ગાઇ ગાંઇને વારંવાર અંતઃકરણના ઉમળકાથી ધન્યવાદ આપતો આપતો, ચતુરદાસ બહુ વાર બેઠો, પરંતુ બે જણની વચ્ચે ખોવાએલી વસ્તુ

પ્રેમકુંવરને ઘરમાં ઘણું શોધતાં પણ મળી નહિ. મૂળથી જ સ્વચ્છ તેના મનમાં, "ચતુરદાસના આવવાનું કારણ કાંઇ વિદ્યાનંદ સંબંધી હશે" એ કલ્પના તો પાણીમાં પડતી ધુળની માફક ગળી ગઇ.

"વિદ્યાનંદને માટે કાંઇ સંકેત બાબત તો ચતુરદાસ નહિ આવ્યો હોય," એ શંકા તો માળામાંથી ઉડી જતા પક્ષીની માફક તેના મનમાંથી ઉડી ગઇ. માત્ર ચતુરદાસે યોજેલી યુક્તિમાં અને શોધતાં નહિ મળે એવી ચીજ શોધવામાં તે ગોથાં ખાવા લાગી. એક ચીજ મૂકી બીજી લે, અને બીજી મૂકી ત્રીજી લે; એમ દરેક ચીજને તે હાથમાં ફરી ફરી લઇને જોવા લાગી, પણ ન મળતાં અંતે નિરાશ ચહેરે બહાર આવી.

"ચતુરદાસ ! એ ચીજ તો મને મળતી નથી, તમે બરોબર પૂછીને કાલે આવજો ? અને દરમ્યાન હું ખૂણે ખાંચરે પડી હશે તો જોઇશ." પ્રેમકુંવર નિરાશ થઇ બોલી. પણ એ ચીજ જે ખૂણે પડી હતી; તે ખૂણો ઘણું શોધતાં પણ, પ્રેમકુંવરના હાથમાં આવે તેમ નહોતો.

ચતુરદાસ અને દયાકુંવર વચ્ચે થએલી વાતચીત પ્રેમકુંવરને અજાણી રહી.

"ઠીક છે, હું કાલે જરુર આવીશ" કહી ચતુરદાસ ઉઠયો. ઉઠતી વખતે દયાકુંવરના બણી અર્થ ભરેલી નજર નાખી, અને તેની મતલબ સમજી ગઇ હોય, એમ દયાકુંવરની આંખોએ ઇસારામાં તેનો ઉત્તર આપ્યો.

પોતાની યુક્તિ આમ સહજ સફળ થએલી જોઇ, મનમાં અત્યંત ખૂશી થતો ચતુરદાસ, પોતાના મિત્ર વિદ્યાનંદને આ બનાવના શુભ સમાચાર આપવા નીકળ્યો. ઉંચા અને વિશાળ પહાડ જેવાં ઉછળતાં મોજાંથી ઉછળતું વિદ્યાનંદનું પ્રેમી અંતઃકરણ આ શુભ સમાચારના તેલથી જરૂર શાંત થશે, સાંત્વન પામશે, એમ ચતુરદાસને નક્કી લાગ્યું. અને પોતાના મિત્રની ખૂશાલીમાં પોતે પણ ચાલતો ચાલતો મગ્ન થવા લાગ્યો. મનના એ આનંદથી તેના પગલામાં ત્વરા આવી, અને ચતુરદાસ ચંદ્ર વિદ્યાનંદ મિત્રથી જ પોતાનો પ્રકાશ મેળવતો મેળવતો, થોડીવારમાં ઘેર આવી પહોંચ્યો.

ચતુરદાસ ગયા પછી તેના બોલવા ઉપર ચિત્તમાં વિચાર કરતી

દયાકુંવર હૃદય સમુદ્રમાં શોક સપાટી ઉપર સૂકાએલા લાકડાની પેઠે તરવા લાગી. પ્રિયના તરફથી અચાનક આવેલા આ સંદેશાથી કંઇ કંઇ મનમાં વિકાર અને વિચાર અનુભવતી, સદ્દગુણી બાળાનુ ચિત્ત હવે પ્રેમપત્રિકામાં એની મેળે જ પરોવાયું. તેનો મન ભ્રમર, હૃદય સરોવરમાં પ્રતિબિંબ પામેલા એ પત્ર કમળ ઉપર ભમવા લાગ્યો, અને માતુઃશ્રીની હાજરી છતાં, તેનાં પ્રેમવડે ઉઘડેલાં હૃદય—ચક્ષુ બીડેલા કાગળમાં જવા લાગ્યાં, અને પોતાને મન ગમતું વાંચવા લાગ્યાં. પણ પ્રત્યક્ષ નેત્રોની સાક્ષી વિના તેનું તલપાપડ થતું દિલ ધરાયું નહિ. અને શ્રાવણ મહિનામાં, બગલા જેવા, ધ્યાન ધરીને અને વસ્ત્ર પાથરીને યાચના કરવા બેઠેલા બ્રાહ્મણની માફક, તે સમયની અનુકૂળતાની વાટ અધીરે મને જોવા લાગી. ઘર કામમાં ઘણી વખત માતાથી વિખુટી પડી જતી બાળકીને એ પ્રસંગ શોધતાં વાર ન લાગી, અને પહેલીજ તકનો લાભ લઇ, પ્રત્યક્ષ નેત્રોથી વાંચતી, હૃદયમાં લીન થતી બાળાએ પત્ર વાંચવો શરૂ કર્યો.

તારીખ તું અને સ્થળ વિચિત્ર—

**પ્રિયે !**

મારે કહેવાનું કાંઇ નથી. પરંતુ સ્વપ્નમાં પણ નહિ કલ્પાય એવી કમળની વિચિત્ર દશા જોઇને, કાંઠે ઉભા રહી જોનારનું નમેરૂં મન આટલું પણ બોલવાની છૂટ લે છે. આ પહેલી છૂટનો દોષ ધ્યાનમાં નહિ લેવાનો વિવેક પહેલા તો કરૂં છું

જડવ્યવહાર આગળ શુદ્ધ રસિકતા શા ઉપયોગની ? બીડાએલા કમળમાં પણ રસિક શિલીમુખ ગુંજારવ કરી શકે છે. ચંદ્ર વિના રજની શોભે નહિ અને સુર્યના પ્રકાશ વિના કમળ પણ ખીલે નહિ. એ વિપરીત દશા બનવી સંભવિત હોય તો ભલે, પણ ચંદ્રને માટે એટલું તો ખાત્રી પૂર્વક સમજવું કે રજનીના સહવાસ વિના એનો તો હૃદય જ નથી. રજનીની સાથે જ એ રમણીય છે. નહિ તો ક્ષિતિજમાં આવેલા મહાસાગરમાં ક્યાંય અદૃશ્ય થઈ ગયો તેની ખબર પણ નહિ પડે. એટલું જ.

લી.

વિરહથી વિપરીત દશા ભોગવતો

“ તારો કે મારો ” એ છેવટે જાણીશ.

કાગળ વંચાઇ રહ્યો. કાગળ બહુ ટુંકો હતો, પણ મતલબનો ભરેલો હતો. જેમ જેમ તે વંચાતો ગયો તેમ તેમ તેનું પ્રેમી હૃદય

અંદરથી ચીરાતું ગયું; અને પૂરો થયે, બે પર્વતની વચ્ચે વહેતી પોહોળી નદીની માફક, તેના હૃદયમાં મોટો ચીરો પડયો. તેનું અંતઃકરણ સ્નેહથી દ્રવવા લાગ્યું. તેનું મન નિર્દોષ બાળકની પેઠે રોવા લાગ્યું. પરંતુ એ જ સ્નેહની આવી શોકજનક વિપરીત દશા જોઇ મનમાં અત્યંત તે દિલગીર થઇ. ત્યારે શું આવો માનસિક સ્નેહ પરિપૂર્ણ થવાનો કોઇ દિવસ વખત જ નહિ આવે? શું આવી અગાધ પ્રીતિને માટે પરમેશ્વરે આવું કષ્ટ જ નિર્મિત કર્યું હશે? કોણ જાણે હજી ઇશ્વરના મનમાં શુંય હશે! એણે કોણ જાણે શુંય ધાર્યું હશે? એના ફરેબ અને રમત કોણ જાણે કેવાય હશે! સર્વ પ્રતિકૂળ સ્થિતિની વચ્ચે આ કાગળ જ માત્ર દિલાસારૂપ થઇ પડયો. શોકના ભર દરિયામાં માત્ર આ કાગળનું જ પાટીયું તેના હાથમાં રહ્યું: ફરી ફરીને વાંચી હૃદયની સાથે તેને જોરથી ચાંપવા લાગી. છોકરાની માફક તેના ઉપર અત્યંત વહાલ લાવી, વારે વારે તેને ચુંબન આપવા લાગી.

અહાહા! શું શું પ્રીતિ કરાવે છે! કેમ કેમ તે નચાવે છે!!

વૃદ્ધો! વિદ્વાનો! એ હસવા સરખી વાત નથી! વયનું જ્ઞાન વય વિના આવતું નથી! કંઇ કંઇ વિપત્તિ અને અનુભવને પથરે અથડાએલું તમારૂં મન અત્યારે આવી પ્રીતિનો આવેશ સ્વીકારે પણ નહિ! પરંતુ આવી દશાનો રડયો ખડયો અનુભવ તમને ધ્યાનમાં હોય તો દયાકુંવરની એ અનુભવના બળે દયા ખાજો! એ સદ્‌ગુણી છે, પણ ભાવિના બળે માતાને કથોરે હાથે ચડી છે.

દયાકુંવરનું હૃદય હવે ચીરાવા લાગ્યું, અને ઘંટીના બે પડ વચ્ચે કચરાઇ કચરાઇને નીકળતા અનાજના કણની માફક, તે રીબાવા લાગી. નાજુક બાળકી વિપત્તિના આવા વરસાદથી, કુમળા ઝાડની ડાળીની માફક વળી ગઇ. પુરૂષનું દિલ કઠણ કહેવાય છે, પણ દારૂણ દુઃખમાં ઘણી વાર પોતાની વૃત્તિ સમશીતોષ્ણ રાખી શકતા નથી. સ્ત્રીનું દિલ કૂમળું હોય છે, પણ એજ કૂમળા દિલમાં, એવી કઠિનતા હોય છે કે, વિપત્તિના અસહ્ય કૂવાડાના ઘાયે પણ, ગયેલી વૃત્તિમાંથી તેમનું દિલ પાછું ફરતું નથી; પણ એ વૃત્તિમાં જ રાચીને પોતાનો જીવ આપવો પડે તો આપે છે. શુદ્ધ સ્નેહી સતી દયાકુંવરને વિદ્યાનંદ જેવા સદ્‌ગુણી અને વિદ્વાન વરની ઓળખ હતી. સદ્‌ગુણમાં રોળાતીનું પ્રેમી હૃદય હંસ મૂકી કાગ ઉપર

ન જ ગયું; અને પ્રિયના આ પ્રેમી ઉભરાને ઉત્તર આપવા તૈયાર થયું. પત્રનો તે જવાબ લખવા બેઠી. તરેહ તરેહના વિચાર તેને થયા. વિચાર કરતાં કરતાં તે કાગળ ઉપર કુંડાળા વાળવા લાગી: આમ લખવું કે આમ લખવું એ બાબત દલીલો પોતાના મનમાં કરવા લાગી. અંતે વિચારને સ્થિર કરી તેણે જવાબ લખી કાઢયો. વાંચનાર ! તને જીજ્ઞાસા હોય તો એ પત્ર આપણે અંહી જ વાંચી લઇએ.

મીતી મળીએ ત્યારે.
વાર વિપત્તિ.

વ્હાલા !

પત્ર દર્શન થયું. પ્રત્યુત્તર લખતાં આવા પ્રસંગને કેવળ અપરિચિત હું અવિવેક કે અમર્યાદાની પહેલેથી જ ક્ષમા માગું છું.

સ્ત્રીને ફૂલની ઉપમા આપતા પુરૂષનું દિલ, ભોગી ભ્રમરની માફક બીજા ફૂલ ઉપર જતું હોય તો ભલે પરંતુ સદ્દગુણની છાયામાં ઉછરેલું, અને પ્રેમના પૌષ્ટિક પાણીથી સિંચાએલું એ ફૂલ તો એ એક જ ભમરને ઓળખશે. એ ભમરનો દંશ ઝેરી હશે, તો એ ઝેરમાં જ રાચીને મરશે, પણ બીજા ભમરનો ગુંજારવ સહન કરી નહિ શકે. પુરૂષનું દિલ કઠણ હશે તેની મને ખબર નથી. પણ સ્ત્રીનું દિલ કુમળું છે તે તો હું જાણું છું. પરંતુ નાજુક જમીનમાં જ રમણીય છોડવા ઉતરે છે, છતાં એ નાજુક દિલમાં પણ એક જાતની કઠિનતા છે. બહારની મૃદુતાથી એનું માપ કરવાનું નથી. વખત આવે સૌ જણાશે.

લી.
આટલું છતાં પણ
તન મન અને ધનથી આપની જ,
ચરણ રજ
દયાકુંવરના પ્રણામ,

## પ્રકરણ ૧૦ મું.

### (અનુસંધાન).

રસહીન રસ નહિ જાણતો, રસમાં રસ ડુબેલ,
રસિક પણ અરસિકપણે, મનથી મન ઝુરેલ.

ચતુરદાસ ગયા પછી વિદ્યાનંદનું મન એકાંત, એકલાપણું અનુ-

ભમવા લાગ્યું. ચતુરદાસરૂપી પાળની મર્યાદાથી અંદરને અંદર ઉછ-
ળતું વિદ્યાનંદનું મનસરોવર ચતુરદાસે ગયે મર્યાદા મૂકી બહાર
આવવા લાગ્યું; અને એ મન બહાર જતાં મન વિનાનો થઇ રહ્યો
હોય, એમ પોતાને પોતાનું પણ ભાન ન રહ્યું. દૃષ્ટિમર્યાદાની બહાર
પણ એ મન ભમવા લાગ્યું; અને જે પ્રીતિના બળે આટલું થતું
હતું, એ પ્રીતિ એને હદ વિનાની લાગી. દૂર રહેલાં અંતઃકરણ સ્ને-
હના બળે પાસે આવતાં જણાયાં; અને સમુદ્રને કાંઠે આવેલી છીપલીની
માફક, એક બીજાને ચોંટવા લાગ્યાં, અને સ્નેહથી આલિંગન આપવા
લાગ્યાં. પ્રેમની પોથી આ પહેલ વહેલી જ તેણે વાંચી, અને એ
પોથીમાં એને કાંઇ સાર ન લાગ્યો. દયાકુંવર સાંભરી આવતાં તેના
મન આગળ તે તરવરવા લાગી, અને એથી એને અસહ્ય વેદના
થવા લાગી. શુદ્ધ રસિકતાથી કોમળ બનેલાં તેનાં મર્મસ્થળ છેદાવા
લાગ્યાં. પણ એ તીવ્ર વેદના છતાં, એનાથી એને સંભારાયા વિના
રહેવાયું નહિ. એ વેદનામાં જ એને સુખ લાગતું હતું. એ દુઃખમાં જ
એને દિલાસો મળતો હતો, અને જુદાઇને લીધે દિલગીરીનું મીઠું
દુઃખ તે અનુભવતો હતો. ચતુરદાસને ગયાને ઘણો વખત થઇ
ગયો હતો,

આસમાની ભવ્ય ઘુમટમાં આપેલા હીરાની માફક ચળક ચળક
થતું તારામંડળ, આકાશની કાળી સાડીમાં રૂપેરી બુટ્ટાની માફક
ચકચકિત થતું પૂનમના શીતળ ચંદ્ર આગળ ઝાંખુ ઝાંખુ લાગતું હતું.
ચકચકિત કરેલા રૂપાના થાળની માફક શોભતો ચંદ્ર ઉગતી રાત્રીને
માથે મણિમય મૂગટની માફક બીરાજતો હતો, અને તેની સાથે
નિરંકુશ વિહાર કરતો હતો. મનહર ચંદ્રપ્રકાશથી ઉજ્વલિત બનેલી
રાત્રી, અભિસારિકાની માફક શૃંગાર સજી, દિવસ પ્રિયને ભેટવા જતી
હોય એમ હસતી હસતી વહી જતી હતી. શીતળ ચંદ્રિકામાં સુગં-
ધમય પવન ઝરૂખામાં પેસી, પથારીમાં પડેલા વિદ્યાનંદની મનોવૃત્તિ-
ઓને ફુંકી સળગાવતો હતો. કંઇ કંઇ કલ્પનાના તરંગે ચડી જતા
વિદ્યાનંદનો મનનો કુવો ઉંડો હતો, અને તેને તળીયે નિરાશા હાથ
જોડીને શાંત ઋષિની માફક બેઠી હતી. નિરાશાના અંધકારથી ભરેલા
એ કૂવામાં દેડકાની માફક ચારે પગે ઉછળી મનોવૃત્તિઓ ઠેઠ તળીયા
સુધી જતી હતી. એના કલબલાટથી એનું મસ્તક ફરી ગયું, અને
ગુંચવાડામાં ગોથાં ખાવા લાગ્યું. પરંત એ જ વખતે, મૂર્છાના સમયે

ધ્વનિની માફક, જાણે કોઇ કાનમાં આવીને કહેતું હોય, તેમ દૂરથી, મધુર અવાજ, નાજુક સ્ત્રીઓનું ગાન, ઝરૂખે થઇ તેના મન સુધી આવવા લાગ્યું; તેના હૃદયમાં ઝુલવા લાગ્યું: લીન થવા લાગ્યું. એ જ પ્રસંગ પોતાનો કલ્પી હૃદયમાં તે ઝુરવા લાગ્યા.

વારૂંછું વા'લમ વળી વળી, હોજીરે,
વેણુ મા વાસો મારે આંગણે.

દૂરના શબ્દો પવનના ડોલતા ઘોડાની પીઠપર ચડી ધીમે ધીમે કર્ણેન્દ્રિય સાથે અથડાવા લાગ્યા. વિદ્યાનંદ સાંભળતો સાંભળતો તેના કાન ચમકાવવા લાગ્યો, અને મનમાં ગણગણવા લાગ્યો કે,—વહાલી દયાકુંવર! તું નથી વારતી; પણ તારી માતુઃશ્રી વારે છે. તારે છુટકો નથી, પણ તેમાં તું શું કરે? તારી માતુઃશ્રીને જે સારૂં લાગે છે, તે તો તને નથી ગમતું; પણ તારાથી શું બની શકે એમ છે? તું એને તાબે રહેવાને બંધાએલી છે.—આવા વિચારે ચડી જતું અને પોતાની પ્રિયાને માટે આવી રીતે મન વાળતું, તેનું હૃદય અંદરથી દ્રવવા લાગ્યું; અને અત્યંત સ્નેહની અતિશય અવદશાએ ચડેલા મનને બહુ ઓછું આવ્યું. રહી ગયેલું ગાયન ફરીને પાછું સંભળાવા લાગ્યું. ધુમાડાથી ધુંધવાતી આગમાં એકદમ ભડકો ઉઠે, એમ ગાયન ફરીને એકદમ તેને કર્ણગોચર થયું. કર્ણેન્દ્રિય ચમકી, અને પોતાની મરજી વિરૂદ્ધ તે ગાનમાં લીન થવા લાગ્યો; અને તેની સાથે તેને કાંઇ કાંઇ વિચાર થવા લાગ્યાં.

મુજ સાસુ કહે છે વહુઅર જાઓ વેણુ વાગી,
ગારી નણંદ જેઠાણી વાંકુ ભણે. હોજીરે, વેણુ મા વાસો.
નિર્લજ્જ હોય તેને લાજ નવ લાગે,
પણ મુજને તો લોક ઘેલામાં ગણે હોજીરે. વેણુ મા વાસો.

હા! ખરી વાત! તારે સાસુ તો નથી, પણ તું પ્રેમમાં ખોટે રસ્તે દોરાએલી છો એમ ધારતી, 'અને પોતાની આમન્યા નહિ પળાતી જોઇ, તેથી અપમાન સમજી ખિન્ન બનતી, તારી માતુઃશ્રી સાસુની ગરજ સારતી હશે; અને તારી સ્નેહી સખીઓ, અજાણપણે તારા સ્નેહની હાંસી કરવામાં, નણંદ જેઠાણીની માફક મેણાં માર્યા જેવું કરતી હશે ખરી. લોક ઘેલાં ગણતાં હશે તો તને અને મને બંનેને ગણશે, એટલે એટલી તો આપણે ઉભયને સમાનતા છે. પાછું ગાયન શરૂ થયું.

ખીજવે સરવ મુને કા'ન આવ્યો કહીને,
મારો ભાર ગયો સંગ તમ તણે. હોજીરે, વેણુ મા.
દાસ દયાના પ્રભુ પ્રીછજો તમારે મારે,
એમ કરો ત્યારે કયમ બણે ? હોજીરે, વેણુ મા.
હારતો વળી ! એ વાત કયમ બને ? અને ક્યાં બને છે ?

વિચારમાં ને વિચારમાં તે વિચારશૂન્ય થઇ ગયો. એક જ વસ્તુના વિચારથી જાણે કોઇએ જાદુ કર્યું હોય, એમ સ્થિર જડવત્ બની ગયો. તેનું મગજ બહુ જ વિચારથી પાણી વિનાના ઘડાની માફક ખાલી થઇ ગયું. તેનું મસ્તક ભમવા લાગ્યું. ગોળ ઉપર બણબણતી માખીઓની માફક એના ઉંડા ભાગમાં કાંઇ અવાજ થતો હોય, એમ એને જણાવા લાગ્યું; અને અરણ્યમાં પડેલાની માફક, ભ્રમિત મસ્તકને લીધે, શુદ્ધિના પાણી વિના, તેની આંખોએ અંધારા આવવા લાગ્યાં. અરધી બેભાન અવસ્થામાં, જાણે ઉંઘની શરૂઆત હોય તેમ, તે શુન્યવત પથારીમાં મગજ વિનાનો પડી રહ્યો, અને બારણું ખખડયું તેની પણ તેને ખબર ન રહી. બારણું ઉઘાડનાર તેની પાસે આવી ઉભો રહ્યો, તોપણ તે તો તેમનો તેમ જ રહ્યો. ઉઘાડનાર ઘડીક તેના મુખ સામું જોઇ રહ્યો. એ ચતુરદાસ હતો. અરધી આંખો મીચેલી, એકહાથ છાતી ઉપર પડેલો, બીજો હાથ પથારીમાં જ પડખે લાંબો થઇમિત્રની માફક ગોદમાં ભરાઇ રહેલો, અને કરમાયલું મુખ જરીક વિકસેલું, એવી વિદ્યાનંદની દશા જોઇ, રાતને વખતે ભયંકર સંશયની કલ્પના કલ્પતા ચતુરદાસને બહુ જ ઓછું આવ્યું; અણપ્રેર્યાં તેની આંખમાં આંસુ આવ્યાં; ઇશ્વરની ખૂબીનો વિચાર કરવા લાગ્યો; ઇશ્વરને ઠપકો આપવા લાગ્યો.

"વિદ્યાનંદ ઉંઘી ગયા કે શું ?" ચતુરદાસ બોલી ઉઠયો,

"કોણ ? ચતુરદાસ ?"

વિદ્યાનંદ ઝબકી ઉઠયો. સ્મશાનમાંથી પ્રેત જાગી ઉઠે તેમ તે સફાળો ઉઠયો. આંખો ચોળતો, ચક્કર વકકર કરતો, એના સામું તે જોવા લાગ્યો.

"હા; એતો હું ! કેમ આમ પડી રહ્યા છો?" ચતુરદાસે પૂછ્યું.

"સહેજ ! અમસ્તો ! કેવી ખબર ! મળ્યાં કે કેમ ? પ્રેમકુંવરબાઇ હતાં ? તેમણે શું કહ્યું ?" વિદ્યાનંદે અધીરાઇથી પૂછ્યું.

"બધા ખૂશી ખબર છે."

"ટૂંકામાં જ ઠીક પતાવ્યું ! પણ એના વિચાર સંબંધી કાંઇ ? એની દશા કેવી છે ? અને એ દશા ઉપરથી તને કેમ લાગે છે ?" વિદ્યાનંદે અધીરાઇથી ઉપરા ઉપરી સવાલ પૂછવા માંડયા.

"જરા નિરાંત રાખો ! એની દશા તમારા જેવી જ છે ! એના વિચાર પણ તમારા જેવા જ છે !" ચતુરદાસે કહ્યું.

"અરે ! ભાઇ ! શીદ વધારે સતાવતો જાય છે ! જેવું હોય તેવું કહી દેને !" વિદ્યાનંદે અધીરાઇથી કાંઇક ચીરડાઇને કહ્યું.

"એની દશા તમારા જેવી છે એટલે તમારા વિના સૂકાઇ ગયેલી કેળના જેવી એ લાગે છે, અને તમારી જ ઝંખના કર્યા કરે છે. એના વિચારમાં તમારા વિના કાંઇ આવતું જ નથી. એની પ્રીતિ તમારા વિષે અનુપમ છે, એનો સ્નેહ તમારા ઉપર અવર્ણનીય છે અને તમારે માટે એ પોતાનો આત્મા આપવા તૈયાર છે." વિદ્યાનંદ ચતુરદાસ સામું જોઇ રહ્યો. એ શબ્દો એને અમૃતમય લાગ્યા. મૂગે મોઢે એણે સાંભળ્યા જ કર્યું. ચતુરદાસ ઉપર કોઇ દિવસ નહિ આવેલું વહાલ આ વખતે એને આવ્યું. ખરેખરો સાત્વિક આવિર્ભાવ આજ એને એના ઉપર આવ્યો.

"ચતુરદાસ ! આ બધી વાત ખરી છે ? કે મને દિલાસો આપવાના બહાનાથી ખોટી ગપ છે ?" વિદ્યાનંદે ચતુરદાસના સામું ટીકીટીકીને જોયું.

"તમારી પાસે હું જૂઠું બોલું નહિ. તમને પણ આવો વહેમ આ પહેલી જ વખત આવે છે."

"ચતુરદાસ ! મારા વહાલા ચતુરદાસ ! મારા બોલ્યા સામું જોઈશ નહિ. મારી સ્થિતિનો જ માત્ર વિચાર કરજે." વિદ્યાનંદે કંગાળ ચહેરે કહ્યું.

ચતુરદાસની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

"કાંઈ નહિ ! વળી એ વાત વચ્ચે ક્યાં લાવો છો ? મેં કહ્યું તેમ એ તમારા વિના ઘેલી થઇ ગઇ છે." ચતુરદાસે ફરી વાત ઉપાડી.

"પણ હવે રસ્તો શો થાય એમ છે ? લગ્ન લેવાયાં છે; બંને

તરફથી લગનની તૈયારીઓ પણ થાય છે; અને મને તો કાંઇ ઓળખતુંય નથી." વિદ્યાનંદ નિરાશ થઇ બોલવા લાગ્યો. આજ દિવસ સુધીની તેની કંઇ કંઇ આશાઓ દરિયામાં ઉઠતાં મોજાં કાંઠે આવી પાછાં જાય, તેમ મનમાં ઉઠી મનમાં જ સમાવા લાગી.

"જાઓ ! જાઓ ! એમ હિંમત શું હારી જાઓ છો ! ઇશ્વરના ઉપર ભરોસો રાખો ! તમારા પોતાના કરતાં એ પિતાને તમારી કાળજી વધારે છે." ચતુરદાસે ધીરજ આપવા પ્રયત્ન કર્યો.

"હું એ વાત માનતો નથી. દુઃખને લીધે મારૂં મન વહેમી થઇ ગયું છે"

'તમે છો જ એવા ! મને પાછો આવતી કાલે એણે કાગળ આપવાને કહ્યું છે."

વિદ્યાનંદનું મન કાંઇક સાંત્વન પામ્યું. મોડી રાત્રી સુધી બંને મિત્રો ભેગા રહ્યા, અને પછી સુવાની તૈયારીઓ કરવા લાગ્યા.

કાંઇક સાંત્વન પામેલા વિદ્યાનંદના મન ઉપર નિદ્રાનો પડછાયો પડવા માંડયો, અને સ્વપ્નામાં દયાકુંવરનાં કંઇ કંઇ સ્વપ્નો જોતો હતો. દયાકુંવર પોતાની પ્રીતિની મિઠા શબ્દોથી ખાત્રી આપતી હતી તે જોઇ ખુશી થતો, વળી જાણે કે એની માતુઃશ્રી આવી ગઇ હોય એમ દિલગીર થતો, અને ઘડીકમાં નિરાશાનું કારણ કલ્પી ચેહેરા ઉપર નિરાશા પથરાઇ જતી. આવાં આવાં સ્વપ્નો અનુભવતો તે મિઠી નિદ્રામાં મગન થવા લાગ્યો, અને સંસાર–સ્વપ્નામાં પોતાની આયુષ્યની દોરી દરેક ક્ષણથી ઓછી કરવા લાગ્યો. મા જાણે કે મારો છોકરો મોટો થાય છે, પણ એને ખબર નથી પડતી કે એ જ કારણથી મૃત્યુ પાસે આવતું જાય છે. જે કારણથી ખુશી થવાનું છે એજ કારણથી દિલગીર પણ થવાનું છે. પરમેશ્વરને ત્યાં સુખ અને દુઃખ, ખુશી અને દિલગીરીનાં ત્રાજવાં સરખાંજ છે.

ચતુરદાસ મિત્રની ચિંતામાં, પાણીના પુરની માફક, પથારીમાં તરફડીયાં મારવા લાગ્યો. નિદ્રા તેને ન જ આવી. આંખો બંધ કરી ઉંઘવાનો પ્રયત્ન કરવા જતાં, તેનો મિત્ર વિદ્યાનંદ તેના મનમાં પેસવા લાગ્યો; અને તેના વિષે કાંઇ કાંઇ ભૂતો તે જોવા લાગ્યો. વૃત્તિઓને સ્થિર થવાનો પ્રસંગ અનુકૂળ થતો જણાયો; અને આંખો મીચતાં, એ સ્થિરતા પૂર્ણ થઇ. સ્થિર વૃત્તિમાં એક જ વિચાર વધારે

વધારે જોર કરવા લાગ્યો, અને તે પોતાના મિત્રની અંતઃકરણમાં દયા ખાવા લાગ્યો.

તેના મનમાં વિચાર આવવા લાગ્યા કે;-વિદ્યાનંદ જેવા વિદ્વાન અને રસિક મિત્રને પણ સ્ત્રીની પ્રીતિ શોધવી પડે છે. તેના ઉપર વિદ્યાનંદની અતિ પ્રીતિ હતી, અને તે પણ વિદ્યાનંદને ખરા અંતઃકરણથી ચહાતો હતો. પણ એ જ પ્રીતિને આ પ્રીતિ આગળ સાધન થવાની જરૂર પડી. ત્યારે એ પ્રીતિમાં શું વિશેષતા રહેલી છે, તેનો વિચાર તે કલ્પવા લાગ્યો. વિદ્યાનંદને માટે કાંઇ વિચાર એને મળ્યો નહિ. વિશેષતાનું કારણ શોધવા લાગ્યો પણ તેને હાથ લાગ્યું નહિ. ગમે તેવી માનસિક પ્રીતિનો આવેશ તેની પ્રાતિથી પૂર્ણ થઇ શકે એમ હતું. પશુવૃત્તિને જ સંતુષ્ટ કરવાની ખાતર બીજી સ્ત્રી સામું પણ નહિ જોવાની વિદ્યાનંદની પ્રતિજ્ઞા હતી. ત્યારે આ પ્રીતિનું કારણ શું ? પ્રીતિને અંગે પશુવૃત્તિ તો ખરી. પણ વિદ્યાનંદની બાબતમાં તો એમ પણ કાંઇ નહોતું. ત્યારે વિદ્યાનંદની પોતા વિષે અને દયાકુંવર વિષેની પ્રીતિમાં તફાવત શો ? ઘણું વિચાર્યું પણ અનુમાન પણ ન થયું.

અંતે પારકાની પરીક્ષા કરતું મન સ્વભાવિક રીતે પોતાના ઉપર જ ગયું. પોતાના અને વિદ્યાનંદના સ્નેહનું કારણ મનને તે પૂછવા લાગ્યો. કારણ કાંઇ નહિ. માત્ર સ્વભાવિક છે એમ છેવટે ઠર્યું. પ્રીતિનું સ્થળ નક્કી થયું એટલે સહૃદય તેને વળગી રહે છે. એક વિચારમાંથી બીજામાં, અને પાછો એના એ જ વિચારમાં બે નદીઓના પાણીની માફક, એ ફરી ફરીને આવવા લાગ્યો. વિદ્યાનંદનો સ્નેહ દયાકુંવર ઉપર અસીમ હતો. એને હદ નહોતી. તેને માટે તે એક વખત મરણ પથારીએ પણ પડયો હતો, અને અત્યારે પણ મનની ભયંકર દશા ભોગવતો હતો. દયાકુંવરનો પ્યાર પણ તેના ઉપર એવો જ હતો. તેને માટે તે પણ પોતાનો જીવ આપવા તૈયાર થઇ હતી. તેનું ગાત્ર દુબળું થઇ ગયું હતુ અને હજી પણ આગળ જતાં શું થશે, તેની એને ખાત્રી કે ખબર નહોતી. આટલું છતાં પણ તેમાં પ્રેમકુંવર બાઇની જ આડ ! જે માતા પોતાની વહાલી પુત્રીને સુખી કરવા ઇચ્છે છે, એ જ માતા તેના સુખનો વિનાશ કરવા પણ ઉભી થઇ છે ! ગમે તેમ થાય, પણ પરણાવવી

તો વર્ણસંકર સાથે જ એમ પ્રતિજ્ઞા લઇ બેઠી છે! પોતાની માતાને હાથે જ પોતાનું ખરેખરૂં સુખ સરી જાય, તેને હાથે જ પોતાનું નસીબ બગડવાનો વખત આવે, અને તેને મન તો જાણે કાંઇ જ નહિ એમ રહે, એ પણ એક કળીયુગનું મહાત્મ્ય!! પણ એ બધું કરાવતું કોણ હશે? ભાવિ, કુદરત. વિદ્યાનંદને બિચારાને ખબર હતી કે આમ કામ પ્રસંગે જતાં આવતાં દયાકુંવરની સાથે પ્રીતિ થઇ જશે? નિર્દોષ દયાકુંવરને પણ ખબર હતી કે વિદ્યાનંદ સાથે મારે આવી પ્રાતિ થશે, અને આમ અવદશા ભોગવવાનો વખત આવશે? કોઇ કશું જાણતું હતું? ના, નહિ. ત્યારે, એ જે જાણતું હતું, તેજ ભાવિ, તેજ કુદરત. એજ માણસને નચાવે છે. ખરા ખોટાનો પ્રસંગ પણ એજ આણે છે. બાપને દીકરા, અને દીકરાને બાપ ઉપર વેર, મા અને છોકરી વચ્ચે અદેખાઇ, ભાઇ બહેનને એક બીજા ઉપર ઝેર વેર, અને નહિ કલ્પાય-નહિ મનાય તેવો વ્યવહાર, સ્ત્રી પુરૂષ વચ્ચેની આંટી, અને તે સિવાય અનેક કાળાં કર્મ કરવાનો વખત કુદરત જ લાવે છે. ખુન મરકી, અને જુલમ એ સઘળું કુદરતનેજ હાથે થાય છે. માણસ તો માત્ર તેનું સાધનભૂત જ બને છે. ત્યારે માણસ એક બીજાને દોષ શું કરવા દેતાં હશે? આટલું છતાં, પણ મારૂં મન પ્રેમકુંવર ઉપર રોષે શા કારણથી બરાતું હશે? એક કારણ તો એ કે વિદ્યાનંદ ઉપર મારી પ્રીતિ અગાધ છે. બીજું કારણ એ કે દયાકુંવરની દયા આવે છે. પણ મને એના ઉપર દયા આવવાનું શું કારણ? કારણ વિદ્યાનંદનું એ પ્રીતિપાત્ર છે. વિદ્યાનંદની સંગતથી એને સુખ મળશે. વર્ણસંકરની સાથે પરણતાં એ બહુ દુઃખી થશે. પણ દુઃખી થશે એનું કાંઇ કારણ? તે તો કોણ જાણે. વિચાર કરતાં તે કંટાળી ગયો. મોઢું કણુસાણું કરી તેણે વાત પડતી મૂકી.

"હવે એટલી બધી પંચાત કરવાની મારે શી જરૂર? વિદ્યાનંદને એ મળશે કે કેમ? અને મળે તો કેવી રીતે; એમ વિચારવાનું માત્ર મારૂં કામ છે. ગમે તે થાય, પણ એટલું તો ખરૂં કે, દયાકુંવર! તુ તો વિદ્યાનંદને જ શોભે! તારા જેવી રાજહંસિનીને યોગ્ય તો એ જ છે. તારા જેવું રત્ન એને મળે તો એ પણ પૂરો ભાગ્યશાળી! પણ એ ક્યાંથી બને? 'વો દિન કિધર કે વિદ્યાભાઇકું વો જન મીલે'—ચતુરદાસે ઊંડો નિશ્વાસ નાખ્યો. "અત્યારે તો

સર્વ પ્રતિકૂળ જ છે. ત્યારે શું એ નિર્મળ મોતી કાગડાની ચાંચમાં આવી જશે ? પ્રભુ કરે તે ખરી"--ખરા સ્નેહની વિપરીત દશા થતી જોઇ તે મનમાં બહુ કચવાયો. અંતરના અંતર પડમાંથી નિશ્વાસ નીકળવા લાગ્યા, અને એ નિશ્વાસ જાણે શબ્દરૂપે બહાર આવતા હોય, તેમ તેના મુખમાંથી અક્ષરો નીકળવા લાગ્યા.

સમુદ્ર તીરે મોતી પડયું તે, કાગ ચંચુમાં આવી જશે !
હાય ! એ મોતી ઉપર પછી શું, નીચ અવદશા ફાવી જશે ?
સમુદ્રનાં ઉંડા પાતાળે, બહુ યત્નથી પાકયું જે,
સ્વાતિ બિંદુ એ સરસ પડયું ને, બે છીપોથી પાકયું તે. સમુદ્ર.
મહા નિર્મળ એ પાણી જોઇને, એ છીપોમાં બંધાયું,
બહુ યત્નથી એને સમારી, ઉર કોટમાં સંધાયું. સમુદ્ર.
અતિ ચળકાટ તે નજરે ચડતાં, હંસ ગયો તેને મોહી,
(પણ) નસીબ કાગનાં આગળ પડતાં, તેની તો થઇ બદબોઇ. સમુદ્ર.
કોટે બાંધીને કાગ એ ફરશે, કે પછી ફેંકે દરિયામાં
પણ મોતીની. હાય ! દુર્દશા, બની જશે એ અરસામાં. સમુદ્ર
હંસ બિચારો નિરાશ થઇને, ઉભો રહ્યો છે અદબ કરી,
વિધિ તણું એ પ્રબળ જોઇને મારી મતિ પણ ગઇ છે ફરી સમુદ્ર

વિચાર કરતાં કરતાં તે છેક સવારે નિદ્રાવશ થયો. ચતુરદાસ વિદ્યાનંદના સહવાસથી વિદ્યાનો પ્રસાદી હતો. તેનું અંતઃકરણ શુદ્ધ અને ચોખ્ખું, અને તેની વૃત્તિઓ ઉંચી હતી.

સવાર થયું એટલે સૌ ઉઠયાં. વિદ્યાનંદ ઉઠી ચતુરદાસ પાસે ગયો. આગલા દિવસની વાત ફરી ફરીને તેણે તેની પાસેથી સાંભળી; અને ચતુરદાસને ફરીને જવા સંભારી આપ્યું.

નીમેલે વખતે ચતુરદાસ ફરીને પ્રેમકુંવરને ત્યાં જવા નીકળ્યો. મિત્રના દુઃખનો વિચાર કરતો કરતો, અને તે દુઃખના વિચારમાં પાણીમાં બુડતા ધકાની માફક ગરકાવ થતો થતો, તેના સ્નેહી દિલમાં મિત્રના પરાયા થયેલા દિલની પ્રીતિની પરિસીમા જોતો હતો. પોતાના પ્રિય મિત્રની, આ નિષ્ફળ થતી પ્રીતિનો અવદશા વધારે જોઇ એ અત્યંત દિલગીર થયો, પરંતુ એ જ પ્રીતિથી એ એને વધારે વધારે ચહાવા લાગ્યો. આવી વિદ્વત્તા છતાં આવો નિરભિમાની સ્નેહ-અવિભાજ્ય અને અચળ પ્રેમ, એ જોઇ એના મનમાંથી આનંદની સેર છુટી, અને એવા મિત્ર સાથે પોતાને સંબંધ છે એ જોઇ એને ઘડીક અ-

ભિમાન આવ્યું. ચતુરદાસ જાણતો હતો કે વિદ્યાનંદનો સ્નેહ મનસ્વી છે, અને એ સ્નેહ માનસિક હોઇને અસહ્ય નીવડયા વિના પણ રહેશે નહિ. એમ પણ એને ખાત્રી હતી; એ સ્નેહ પરિપૂર્ણ થાય એમ એને ન લાગ્યું.

લગ્નના ઉત્સાહમાં પ્રેમકુંવર ઘેલી જેવી થઇ ગઇ હતી. અને જેનાથી પોતાને ઉમંગ વધતો જતો હતો, તેનાથી જ પોતાની પ્રિય પુત્રીનું શરીર દિવસે દિવસે ઘસાતું હતું, એ પણ માતાની એ કામમાં પડેલી ઉત્સાહી આંખો જોઇ શકી નહિ.

વિદ્યાનંદ ઉપર દયાકુંવરનું મન ચોટયું છે. એમ તે જાણતી હતી. પણ એ પ્રીતિથી એને કાંઇપણ નુકસાન થશે એમ આ માતાની નજરમાં ન જ આવ્યું. તોપણ, દયાકુંવરની સ્થિતિ પ્રેમકુંવર ધારતી હતી, તેના કરતાં એ બાબતમાં વધારે બારીક હતી. પ્રેમકુંવર પ્રેમાળ અને અનુભવી માતા હતી. પોતાની આ એકની એક પુત્રી તેને જીવ કરતાં પણ વધારે વ્હાલી હતી, વિદ્યાનંદ સાથે એના વિવાહ થાય તો એ જોડું સુખી થાય, એમ પણ તેને ઘણી વાર વિચાર આવતો હતો. છતાં કોણ જાણે શા કારણથી એના ઉપર એ જ કારણને માટે એ ક્રોધે ભરાઇ હતી, એ ચતુરદાસને સમજાયું નહિ. દરિયામાં મોજાં એક ઉપર એક આવ્યાં કરે; તેમ તેના મગજમાં એક ઉપર એક વિચાર ચાલવા લાગ્યા; આ વિચિત્ર ઘટમાળના ઘડનારની કૃતિ અને ચતુરાઇમાં લીન થતો થતો, તેના ઉપર ફીદા થતો થતો, તે પ્રેમકુંવરને ઘેર આવી પહોંચ્યો.

"આવો, ચતુરદાસ, આવો. બહેન, પેલો ચાકળો એમને નાખી આપ." પ્રેમકુંવરે આવકાર આપ્યો, અને પડખે ઉભેલી દયાકુંવરને સૂચવેલો સત્કાર પૂરો કરવા આંખનો અણસારો કરી જણાવ્યું.

ચતુરદાસને જોઇ દયાકુંવર આગળથી જ ઉભી થઇ ગઇ હતી. વિદ્યાનંદને લખેલો કાગળ તેણે પોતાની પાસે જ રાખ્યો હતો.

"લ્યો, ભાઇ લ્યો, આ ચાકળા ઉપર જ બેસો !" કહી દયાકુંવરે ચાકળા સામું જોયું.

ચતુરદાસ ચેતી ગયો. અને તુરત જ દયાકુંવરે ચાકળા નીચે પત્ર સેરવી દીધો. ચતુરદાસે તે લઇ લીધો અને ગજવામાં અનામત મૂકયો. પ્રેમકુંવર તરફ દયાકુંવરની પૂઠ હતી, એટલે એ વાતની ગનસન એને જણાઇ નહિ. ચતુરદાસ બેઠો. મા પાસે દયાકુંવર બેસી ઉંચે શ્વાસે વાતો સાંભળવા આતુર બની.

"ચતુરદાસ, આજે એમને પુછી પેલી ચીજનું નામ લાવ્યા છો કે ? મેં તો તમારા ગયા પછી એ ચીજને માટે ઘરમાં ઘણી ખોળ કરી, પણ નામ જાણ્યા વિના એનો પતો પણ કેમ લાગે ?" પ્રેમકુંવર બોલી.

વિદ્યાનંદને પોતે અવિવેકથી જે અવિનય આપ્યો હતો, તેને માટે એ દિલગીર હતી. અને આ વિવેકથી એનો બદલો વાળી આપતી હતી, એમ તે ધારતી હતી.

"કાંઇ નહિ, ફિકર નહી. એ ચીજ એટલી અગત્યની નથી." ચતુરદાસે જરીક સહેજ મોંહ મલકાવ્યું.

"પણ એ ચીજ બીજે તો વિસરાઇ નથી ? :" જરીક સ્મિત કરી દયાકુંવરે પ્રશ્ન કર્યો,

"તેમ હોય, એમ મારા ધારવામાં નથી, કારણ મારા મિત્રની વાત હું વધારે જાણું" ચતુરદાસે ગંભીર ચહેરે, મનોવૃત્તિઓને તદ્દન હાથમાં રાખી પ્રેમકુંવરના સામે જોઇ કહ્યું. પણ દયાકુંવરને માટે એ પ્રત્યુત્તર હતો.

વાત કરવાનું ઝાઝું પ્રયોજન હવે ચતુરદાસને ન રહ્યું. પોતાનું ધારેલું કામ પાર પડી ગયું હતું, એટલું જ નહિ પણ પ્રેમકુંવરથી તે અજાણ્યું પણ રહ્યું હતું. વિધિને સૌ નમેરી કહે છે. પણ આ બાબતમાં એને અનુકૂળ આવતી હતી, એટલે લોકો તેને નમેરી શા કારણથી કહેતા હશે તેનો કાંઇક વિચાર થયો. પણ તુરત જ વિચાર કર્યો કે એ નમેરી જ છે: કારણ થોડું થોડું ગળપણ બતાવી આમ માંછલાંને ગલમાં દીધાં જેવું એ કરતી હતી.

"દયાકુંવરના લગનને હવે ત્રણ વરઘ આડી છે, અને સમયની અનુકૂળતા હોય તો તમે તમારા મિત્રને લઇ પ્રસંગ ઉપર આવજો." પ્રેમકુંવરે ચતુરદાસને આમંત્રણ આપ્યું. ચતુરદાસે નિશ્વાસ નાખ્યો અને દિલગીરીનું દુ:ખદ વાદળું તેના મુખ ઉપર પથરાઇ ગયું, દયાકુંવર નીચું જોઇ ગઇ, અને તેના અંત:કરણની તીવ્ર વેદના સ્વાભાવિક લજ્જાના આવરણ નીચે પ્રેમકુંવરની આંખોને અજાણી રહી. તેનું અંત:કરણ અંદરથી ચીરાતું હતું. પોતા ઉપર માતુ:શ્રી જુલમ ગુજારે છે એવું તેને આવી ગયું. પડયા ઉપર પાટુ મારતી માતા જાણે કચરીને તેનું અંત:કરણ છૂંદતી હોય, એવો આવિર્ભાવ તે

અનુભવવા લાગી. તેનાથી બને તે ઉપાય તે કરી ચુકી હતી; તથાપિ ઇશ્વરકૃપા વિના મનુષ્યયત્ન સફળ થતા નથી.

# પ્રકરણ ૧૧ મું.

## (અનુસંધાન)

ઉંચો ઉચ્ચજ આમલો થઇ પડયો, તદપિ ન આભે અડયો;
વાંકો વાંસ વધારતો વહી ગયો, તદપિ ન ચિત્તે ચડયો.
શોચ્યું છું સઘળું તથાપિ પ્રિય તો, મારે હૈયાહાર છે;
સ્નેહીના વિણુ જગતમાંહી સઘળે, સર્વે શુન્યાકાર છે.

દારૂણુ સમાચારથી દુઃખી થતા ભારે મનને સાથે લઇ ચતુરદાસ પાછો ઘેર આવવા નીકળ્યો. વિદ્યાનંદનું મન એ સમાચારથી કેવું દુઃખી થશે તેનો વિચાર તે કલ્પવા લાગ્યો. તેના પ્રેમી અને રસજ્ઞ હૃદયને જરૂર આથી અરૂઝ ઉંડો ઘા લાગશે અને તેનું પરિણામ શું થશે એ તેનાની દૂરદર્શી વિચારે પણુ જોઇ શકાયું નહિ. તેની એનાથી કલ્પના પણુ ન થઇ શકી. વિદ્યાનંદ સાથેના તેના અનુભવની દૂરબીન, તેની દષ્ટિમર્યાદાની બહાર રહેતા પરિણામને જોઇ શકવા અશક્ત નીવડી. પરંતુ એટલી તો ખાત્રી થઇ કે, પતંગિયાની માફક, એ પ્રેમી દિલને પ્રીતિની જ્યોતમાં પડીને બળી મર્યા સિવાય છૂટકો નહોતો.

* स्नेहश्च वर्णाविये खलु दृष्टिहीनः ।

પ્રેમ નથી જોતો રૂપ કે નથી જોતો રંગ. એને ધનની જરૂર નથી; એને ગુણુની ખાહેશ નથી. પ્રેમની પરીક્ષા એના પ્રીતિના પાત્ર ઉપરથી થાય છે. ગમે તેમ હોય, પરંતુ પ્રેમીની નજર હમેશાં તેના પાત્રમાં જ રહે છે.

૧ "જુઓ દષ્ટિ ચકોરનીરે, અચળ રહેછે ઇંદુ ભણી"

આવા આવા વિચાર કરતો, તે ચાલતાં ચાલતાં ઘડીક ઉભો રહ્યો. જાણે કે પરમેશ્વરને ઠપકો આપતો હોય, વિનવીને પ્રાર્થના કરતો હોય, તેમ તેની દષ્ટિ આકાશ ભણી ખેંચાઇ—ગઇ. અને મનમાં હોઠ ફફડાવીને, પાછો ચાલતાં ચાલતાં, તે બોલવા લાગ્યો:—

---

* રા. રા. ભાયલાલ ચુનીલાલ સુતરિયા. ૧ દયારામ.

"અહા ! પ્રભુ ! તારી કૃતિ અકળ છે. મારા સ્નેહી મિત્રની સાચી પ્રીતિને લીધે થતી આવી અવદશાથી સ્નેહના બળે તેના પક્ષપાતમાં હું દોરાઇ દિલગીર થાઉં તે વાત જૂદી છે; પણ વિદ્યાનંદ અને દયાકુંવર એક બીજાને યોગ્ય નથી શું ? વિદ્યાનંદ ભણેલો, અને રસજ્ઞ અને દયાકુંવર પણ ભણેલી અને રસિક. બંનેમાં, રૂપ, ગુણ, અને વયની સમાનતા. આટલું છતાં બંનેને એક બીજા ઉપર, નિર્મળ, સાચો, શુદ્ધ અને પવિત્ર સ્નેહ ! એક બીજાને માટે બંને પોતપોતાનો જીવ આપવા તૈયાર થયાં છે ! આથી પછી પ્રીતિની પરીક્ષા કેવી થતી હશે ? હા, વિદ્યાનંદ છે તો ગરીબ; પણ ધનથી જ માણસને સુખ થાય છે, એમ કાંઈ કહી શકાય નહિ. વર્ણસંકરના મામાના ઘરમાં પૈસો છે, એટલા માટે દયાકુંવર એને પરણી શું સુખી થશે ? હું નથી ધારતો કે એમ બને. ના, મને તેની ખાત્રી જ છે. ત્યારે આવો પ્રેમ છતાં એ પ્રેમની પરિપૂર્ણતા થવાની કાંઇ આશા નથી. મોટા પર્વતની ટોચ ઉપર ચડી જોનારની દૃષ્ટિમાં—દૃષ્ટિમર્યાદામાં બધું આવી જાય છે; પણ એ ઉંચા પર્વતના શિખર ઉપર ચડયો છે, માટે જગતની જડ દૃષ્ટિથી દૂર રહ્યો છે. તેની ઊંચાઇ જગતની ક્ષુદ્રદૃષ્ટિ જોઇ શકતી નથી. ઉંચાઇને લીધે આંધળી બનેલી જગતની દૃષ્ટિ તેનામાં વિરૂપપણું પણ જુએ છે. પ્રીતિની આમ અવદશા થાય તો પછી નબળા મનની સ્ત્રીઓ બીજું શું કરે ? જે વસ્તુ ઉપર તેમનું મન માને નહિ, એટલું જ નહિ, પણ જેના ઉપર તેમને ધિક્કાર આવ્યો હોય, છતાં માબાપો જ પોતાના આગ્રહથી એની સાથે તેનાં લગ્ન કરે, તો પ્રીતિનો ઉમળકો લાવે કયાંથી ? પ્રીતિ જોર જુલમથી કે બળાત્કારથી નહિ, પણ એની મેળે જ ઉત્પન્ન થાય તો જ સુખ આપે છે. વય, રૂપ અને તેની સાથે સ્થિતિ ઘણી વાર મનોવૃત્તિઓને ફૂંકી સળગાવી મૂકે છે, અને નબળાઇનો પ્રસંગ ઘણીવાર સ્ત્રીઓને ફસાવે છે; સમયની અનુકૂળતા અને પ્રસંગ, ઘણી વાર, એ વૃત્તિમાં જ ચિત્ત રાખનારીને મળી રહે છે, અને પોતાને મનગમતી ચીજ શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. આ પ્રમાણે ઘણી સ્ત્રીઓ, પ્રથમ વિચારભ્રષ્ટ થઇ, પછી કર્મભ્રષ્ટ થાય છે; માબાપને શિર કલંક લગાડે છે; સ્વજ્ઞાતિમાં ધિક્કારને પાત્ર થાય છે; અને એની હયાતી મનુષ્યવર્ગમાં એબ લગાડનારી પઇ પડે છે. એટલા માટે સ્વયંવરનો શિરસ્તો ઉત્તમ હતો. તેમ ન બની શકે તો પુત્રીની

તે બાબતમાં સલાહ લેવાતી હોય તો તે પણ ઉત્તમ છે. જે વસ્તુની સાથે, મનુષ્યોને એક બીજાનાં નસીબ જન્મ પર્યંત સંકળાયેલાં રહેવાનાં છે, તે જ વસ્તુના ગુણદોષ જોવાને તેને જ અધિકાર નહિ, અને જાણવા છતાં કાંઇ બોલી શકાય નહિ–કાંઇ થઇ શકે નહિ એ હીંદુ[1] રિવાજ પણ હીંદુઓમાં જ છે, અને એ વૃત્તિ પણ હીંદુઓની જ છે. સ્વયંવરને લીધેજ, પોતાને મન ગમતો સ્વામી મળવાથી, પ્રાચીન કાળની સતીઓનાં સતીત્વ વખણાયાં છે. એને લીધે જ તેમનો પતિપ્રેમ ઉત્તમ હતો. સ્વયંવરને લીધે જ, સીતાદેવીને ગર્ભાવસ્થામાં રામચંદ્રજીએ વનવાસ મૂક્યાં તો પણ તેમના ઉપર તે અખંડ પ્રેમ રાખી શકયાં. દમયંતી વન વન રખડી, કંઇ કંઇ આળ ખમી, કેટલું કેટલું કષ્ટ વેઠીને અંતે દાસી થઇ રહી, છતાં પુણ્યશ્લોક નળરાજા ઉપર તેની પ્રીતિ એવી ને એવી જ રહી, તેમાં કાંઇ પણ ઘટાડો થયો નહિ, અને

[2]બાહુક બાપના સમ જો વૃથા ભાખું.
તમ ઉપર વિશ્વ ઓવારી નાખું.

એ વચન બોલવાનો અંતે વખત રહ્યો, એ સ્વયંવરને લીધે જ. દેવને છોડી નળને વરી હતી, તે સ્વયંવરમાં જ. માબાપો પોતાનો દરેક સ્વાર્થ છોડી દરેક બાબતમાં પોતાની પુત્રીના જ સુખનો વિચાર કરતાં હોય, તો પોતાની પુત્રીનું નસીબ જોઇ આપવાની સત્તા ભલે તેમના હાથમાં રહે. પણ પ્રેમકુંવરબાઇ એમ કરે છે? વિદ્યાનંદને વરી એ સુખી થશે એમ એ જાણુતી નથી? અને એમ પણ એ નથી જાણુતી કે એ વર્ણસંકરને પરણી દુઃખી થશે? છતાં એ આટલો મમત શું કરવા કરે છે? લોકલાજને માટે. એમ કે? વર્ણસંકર સાથે પરણાવતાં દયાકુંવર આત્મહત્યા કરશે તો લોકલાજનું પછી શું? લોકો પછી શું કહેશે? એમાંથી બચવાનું એને પછી કાંઇ બારૂં રહે ખરૂં?—એમ નહિ; પણ "હા" અને "ના"ને વૈર છે, વર્ણસંકર સાથે સગાઇ તેણે કરી, પણ એણે કરેલી સગાઈ સામે દયાકુંવરે પ્રતિઇચ્છા જણાવી, એટલે તેનું પ્રેમાળ અંતઃકરણ પણ મમતપર આવ્યું. અરે! ખોટા મમત! તું પણ એક મોટો પિશાચ છે! કઇકની દુર્દશા તારે હાથે

---

૧ કાળો, દુષ્ટ. ૨ પ્રેમાનંદના નળાખ્યાનમાંથી.

અતિ થાય છે. મોટાં રાજ્યોને લડાવી મારી ખૂનખાર લડાઇઓ ચલાવનાર તુંજ છે. તારે લીધે કંઇ કંઇ દુષ્ટતા પ્રવર્તે છે. ઘણી નાજુક બાળાઓને પણ તું બહુ હેરાન કરે છે. ઘર સંસારમાં આ પુરૂષ વચ્ચે વાંધો પડે તો તું થીગડાં મારતાં અટકાવે! અને સમુદ્રમાં ડૂબી જતા ઉપર કોઇ રાક્ષસ કાંઠે ઉભો રહી, અદબ વાળી, તેના દુઃખ અને પછાડા ઉપર હસ્યા કરે, તેમ તું એ સર્વની મશ્કરી કરે! તારા પાસમાં પડેલાની નક્કી દુર્દશા થાય જ. જો એમ ન હોય તો પ્રેમકુંવરબાઇ જેવી પ્રેમાળ અને વત્સળ માતાને હાથે પોતાની એકની એક અતિ વહાલી પુત્રી દયાકુંવરની આમ અવદશા થવાનો વખત ન આવે!! માટે તને જ શતકોટી ધિક્કાર છે!!!" ચતુરદાસ ચાલતો ચાલતો, આ સઘળા વિચાર કરતો રોષે ભરાયો, અને ગળગળો થઇ ગયો. વરાળયંત્રની કોઇ સાંકડી નળીમાંથી નીકળતા વરાળના સુસવાટની માફક તેના હૃદયમાંથી નિશ્વાસના શીત્કાર નીકળવા લાગ્યા, અને એ સુસવાટથી શાહુડીના પીછાંની માફક, તેના શરીર ઉપર રોમાંચ ખડા થયા અને શરીરને ધ્રુજાવવા લાગ્યા. આંખો કાંઇક વિકળ થઇ, અને નાકનાં નસકોરાં ફુલાવા લાગ્યાં. પોતાનું ચાલે તો આ ઘડીએ દયાકુંવરને ઉપાડી વિદ્યાનંદની પાસે બેસાડી દે, એવો મનોવિકાર તે અનુભવવા લાગ્યો. પગમાં કાંઇક જોર આવ્યું અને ચાલવાની ગતિમાં કાંઇક ત્વરા આવી.

વિદ્યાનંદ આતુર ચહેરે તેની રાહ જોતો બેઠો જ હતો, અને છેવટે એણે મિત્રને આવતો જોયો કે તરત જ ખૂશીના સમાચાર કલ્પી, તે આનંદસમુદ્રમાં પ્રફુલ્લ ચહેરે ગરકાવ થવા લાગ્યો.

ચતુરદાસ આવ્યો. મિત્ર સન્મુખ વગર બોલ્યે બેસી ગયો. મિત્રને દિલગીરી ન થાય–એની એજ વાત તાજી થવાથી તેની લાગણીઓ પાછી ઉશ્કેરાઇ ન જાય, એ ઇરાદાથી વાત કેમ કાઢવી એ વિચારમાં તે પડયો:

"ચતુરદાસ, કેમ આમ ઉદાસ વૃત્તિ?" વિદ્યાનંદે પૂછ્યું.

મિત્રની ઉદાસી મુખમુદ્રા ઉપરથી, વાત ગુપ્ત રાખવાનું પ્રયોજન, અને તેને માટે પ્રેમ પ્રેરણાથી આ ઉપાય થાય છે, એમ વિદ્યાનંદની નિરાશા કલ્પતી આંખોને તરત ધ્યાનમાં આવી ગયું. તેનાં મર્મસ્થળ છેદાવા લાગ્યાં, અને કૂવાડાથી ચીરાતા કાષ્ટની માફક,

તેના હૃદયનાં બે કકડાં થયાં. દૃષ્ટિમર્યાદામાં દૂર રહેતાં ઝાંઝવાની માફક, અત્યાર સુધી તેને કાંઇક આશા હતી, તે ચોખ્ખા પોલાદ ઉપર પડતી ફુંકની માફક ઉડી ગઇ. કાળી રાત્રીની માફક, તેના અંતઃકરણ ઉપર નિરાશાનો કાળો પછેડો પથરાઇ ગયો, અને શોક અને દુર્દશાનાં કાળાં વાદળાં એ અંધકારમાં ઉમેરો કરવા લાગ્યાં. મિત્રના અતિ સ્નેહથી બળતો દિલાસાનો દીવો, દૃષ્ટિમર્યાદામાં નાચતી નિરાશાથી ઘેરાએલી તેની આંખોને ઓલાઇ જતો લાગ્યો, અને ભાગી ગયેલા વહાણનું પાટિયું હોય તેમ શોકસમુદ્રમાં–ચિંતાસાગરમાં તે તરવા લાગ્યો. સંસાર હવે તેને નિષ્પ્રયોજન લાગવા માંડયો. સ્વાભાવિક પ્રેમથી ઉભરાઇ જતું માબાપનું હેત તેને આ વખતે યાદ પણ ન આવ્યું. માત્ર ચતુરદાસ ઉપર સમદૃષ્ટિ રાખી તે સ્થિર વૃત્તિએ તેના સામું એકી નજરે જોતો ઉભો રહ્યો. ચતુરદાસે વગર બોલે કાગળ આપ્યો. એ કાગળ વાંચે તે પહેલાં એને કાંઇ પણ બોલવું ઉચિત પણ ન લાગ્યું.

વાંચનાર! એ કાગળ તને કયારનો વિદિત છે. એ પત્રથી વિદ્યાનંદની આશાને સચેત થવાનું કાંઇ કારણ ન મળ્યું. એથી તો ઉલટું એને દિલગીર થવા જેવું હતું. મનમાંને મનમાં તે મદઝર હાથીની માફક ઝૂરવા લાગ્યો. સમુદ્રના ઉછળતાં મોજાં ઉપર જેમ ફીણ વળે, તેમ તેમ જૂદી જૂદી મનોવૃત્તિથી તેના મુખ ઉપર ઘડીકમાં ક્રોધની, ઘડીકમાં નિરાશાની છાય પડવા લાગી. પ્રેમકુંવર ઉપર તેને ગુસ્સો આવ્યો, પ્રીતિની આવી અવદશા જોઇ તેનું મુખારવિંદ નિરાશાના વાદળાથી છવાઇ રહ્યું. "એ ઝેરમાંજ રાચીને મરશે, પણ બીજા ભ્રમરનો ગુંજારવ પણ સહન કરી નહિ શકે." એ વાકય તેના હૃદયને કંટકની માફક ખુંચવા લાગ્યું. એ શું ક્રૂર નહોતું ?

"અરરર! શું મરવાનો વખત પણ આવશે? હાય! હાય! એ નાજુક ફૂલની મારે માટે આટલી અવદશા! નિર્દય માતા! કઠોર પ્રેમકુંવર! કઠિન હૃદયની! એ તને રૂચે છે કેમ? તારી વહાલી પુત્રીની આવી અવદશા તારી પોતાની નજરે જોવા છતાં તને દયા નથી આવતી, એ તારી હિંમતને હદ છે!! અહો, પ્રભુ! તું પણ નિર્દય થઇ બેઠો છે! નાજુક, નિર્દોષ અબળા, પોતાના સાચા, શુદ્ધ પ્રેમને લીધેજ, આમ પીડામાં પીડાતીની માફક, પ્રીતિના પીંજ-

ણુમાં પીજાય છે, મનની ભયંકર દશામાં દુઃખી થાય છે, છતાં તારા પણ ધ્યાનમાં એ નથી ઉતરતું ! ! પણ હું ભૂલું છું; તું જે કરતો હઇશ તે સર્વ સારાને માટે જ હશે. મનુષ્યો પોતાની ટુંકી બુદ્ધિને લીધે જ તને નિંદે છે. પણ તું તો દૂરદર્શી છે." આ પ્રમાણે પોતાનું મન મનાવી, ઇશ્વરની ઇચ્છાને આધીન થઇ વિદ્યાનંદ બેઠો.

"વિદ્યાનંદ, વિચારમાં બહુ ગરકાવ થઇ ગયા, ? તમે હવે એ વાત મનપર ન જ લ્યોતો સારૂં" ચતુરદાસે ધીમેથી સૂચના કરી. તેને પોતાને પણ હવે એ કામમાં નિરાશા લાગતી હતી.

"એટલે ? મારો પ્રેમ અપાત્રે થયો છે ?" વિદ્યાનંદે ભવાં ચઢાવ્યાં.

"નહિ. દયાકુંવર જેવી સ્ત્રી તમને મળે તો હું તમારી વતી મારૂં પણ ભાગ્યોદય સમજું."

"ત્યારે શું એ મને અપાત્ર લેખે છે ? અથવા, શું મારો પ્રેમ એના ઉપર જેવો છે, તેવો પ્રેમ એનો મારા ઉપર નથી ?" વિદ્યાનંદે ભૃકુટી ચડાવી પૂછ્યું.

"પણ એ કહ્યું કોણે? ! એ બિચારીના ઉપર તમને એટલી પણ ભ્રાંતિ કેમ આવે છે ?" ચતુરદાસે કહ્યું.

"ત્યારે એ સલાહ મને આપવાનું શું પ્રયોજન? સાચા પ્રેમનો પ્રતિઉત્તર ન કરવો ? શુદ્ધ સ્નેહનો સત્કાર ન કરવો ? જે આપણે માટે પોતાનો આત્મા આપે, તેને માટે શું કરીએ તો બહુ થયું કહેવાય ?"

"પણ તેનાથી શરીરની કે બુદ્ધિની ખૂવારી થતી હોય તો?"

"તેમાં જ એની ખુબી છે. પ્રેમની સીમા પણ ત્યારે જ જોઇ શકાય છે. પ્રેમની પરીક્ષા પણ ત્યારે જ થાય છે. એ ભાગ્ય આપણાં ક્યાંથી ? તને ખબર નથી કે;—

[1]બડેબડેકું દુઃખ હૈ, છોટેસે દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહેં, ગ્રહે ચંદ ઔર સૂર.

ચતુરદાસ મ્હાત થયો, પણ પ્રયત્નમાં પાછો હઠ્યો નહિ.

"પણ નાહક તમે હેરાન થાઓ છો, અને એને હેરાન કરો છો. એમાં સાર શું કાઢશો એ જણાવશો ?"

"હું હેરાન થાઉં છું એ મારા કર્મના સંયોગ. પણ એને હેરાન હવેથી હું થવા નહિ દઉં"

---

૧ (તુલસીદાસ).

"તમને થાય છે, એમ એને પણ નહિ થતું હોય, એમ તમે શા ઉપરથી ધારો છો ?"

"તેને આજ દિવસ સુધી જે થયું છે તેનો ઉપાય નથી. પણ હવેથી એમ નહિ થવા દેવાનો ઉપાય મને સૂઝયો છે, અને એ ઉપાય પ્રમાણે હું વરતીશ."

ચતુરદાસને વહેમ પડયો. તેના મનમાં ઉંડી ધાસ્તી પેઠી.

"પણ તેનાં તો આજથી ત્રીજે દિવસે લગ્ન છે."

"એ લગ્ન માટે હું ખૂશીથી એને રજા આપીશ. એને હું લખીશ કે તું ખૂશીથી એને પરણી સુખી થા; અને હું પોતે પણ અહીંથી અદૃશ્ય થઇશ, એટલે એ મને નહિ જોશે તો મને વિસરી જશે.":

"એ ગાંડા ગાંડા વિચારથી તમારી વિદ્યાને કલંક લાગશે. તમારા એ વિચારમાં પણ મોટી ભૂલ છે; અને એનું પરિણામ તમે ધારો છો તેમ નહિ, પણ ભયંકર થશે. એ જાણશો ત્યારે તમે ખુબ પસ્તાશો."

"પણ મારે માટે તો એને દુઃખી થવાનું કારણ હું નહિ જ આપું. એની માતુઃશ્રીની ઇચ્છા જ્યારે એ લગ્ન કરવા ઉપર જ છે, તો મારે વચનમાંથી ખસવું જોઇએ. એ લગ્નથી સુખનું સંભવિતપણું આમ કરવાથી કાંઇક પૂર્ણ થશે. મને કાંઇક દુઃખ લાગશે, પણ તેની હરકત નહિ."

"એ વિચારમાં તમારી મોટી ભૂલ છે. તમને નહિ જોશે એટલે તમારા સ્વભાવ પ્રમાણે તમે કર્યું, એમ એ જાણી જશે. સુખી થવાને બદલે એ વધારે દુઃખી થશે. માટે એ ગાંડા ગાંડા વિચાર છોડી દો. તમે એને નહિ જુઓ, એટલે તમારી દશા પણ વિચિત્ર થશે."

"એ તો કોણ જાણે, પણ મારાથી એ હવે નહિ બને! મારાથી એ હવે નહિ જોવાય!"

"તો તમે નિર્ધનપુર જઇ વડીલોની પાસે રહો. માતુઃશ્રી પિતાશ્રીનો તો કાંઇક વિચાર કરો! તેમના પ્રતિ પણ તમારા કાંઇક ધર્મ છે, એમ તો તમે જાણો છો!" ચતુરદાસ દીન બની ગયો.

"હાસ્તો!" વિદ્યાનંદે એકાક્ષરી જવાબ વાળ્યો.

વિદ્યાનંદ કાંઇ બોલ્યો નહિ, પણ સ્તંભ હોય તેમ તે સ્થિર થઇ ગયો. મોડી રાત્રે બંને સૂઇ ગયા.

વિદ્યાનંદ સૂવા ગયો; પણ તેને નિદ્રા ન આવી. વિપરીત દશા ઉપર વિચાર કરતું તેનું મન સ્વસ્થતા પામ્યું નહિ. નિરાશાના તદ્દન અંધકારમાં, આંધળાની માફક હાથ લાંબા કરી ફાંફાં મારતું તેનું મન, સંસારસમુદ્રમાં આશાનું વહાણ હંકારતાં, કાંઠેથી જ ડુબી ગયું હોય, એવી દશા ભોગવવા લાગ્યો. ગમે તેવી પ્રતિકૂળ સ્થિતિ વચ્ચે–ગમે તેવા પ્રતિકૂળ સંજોગો વચ્ચે પણ, ડૂબી જતો માણસ એક તૃણથી પોતાની જીંદગી બચાવવા પ્રયત્ન કરે તેમ, વિદ્યાનંદને આ નિરાશાના અંધકારમાં કાંઇ આશાનું નિમિત્ત ન જ જડયું તે છતાં, “હજી કોણજાણે કોને ખબર ?” એવા આશાના ખોટા વિચાર આવવા લાગ્યા. કંઇ પણ પાયા વિનાની આ આશાઓ, તેને મૃગ-તૃષ્ણિકા જેવી લાગી, છતાં એનાથી એને છોડાઇ નહિ, અને આશામાં પણ અટવાવા લાગ્યો. રસ્તો ન જડયો, અને અંતે તે મનમાં ગણ-ગણવા લાગ્યો:

> જીવ જીવે આશા તણે, આશા તો દૂર જાય,
> આશ નિરાશ તણી હવે, હાય હાય !! શું થાય.
> ખમતાં માર ખમી રહ્યો, પણ નહિ આવ્યો પાર;
> આશાના અંધકારમાં, હવે મુંઝાયો યાર.
> હુંમય તો તુંમય નહિ, તુંમય તો નહિ હુંય:
> સજીવ નિર્જીવને બન્યું, એવું નહિ સુણ્યુંય.
> પણ સજીવ સહ આવતાં, નિર્જીવમાં જીવ જાય,
> લોહ સાથ ચુંબક જતાં, લોહ સજીવ થઇ જાય.

કોઇ પણ આશા હવે જૂઠી હતી, એમ તેને ખાત્રી થઇ. આશા રાખવી તો આશા વિરૂદ્ધ આશા રાખવી એમ તેના મનને આવી ગયું. તેના મનમાં ખાત્રી થવા લાગી કે;—“ તેની માતુઃશ્રી આગળ તેનું શું ચાલે એમ છે ? ભણેલી છે, રસિક છે, ચતુર છે, બધું છે; પણ એ બીરૂથી શું બની શકે એમ છે ?”

જાળમાં પકડાએલા પક્ષીની માફક, તેનું મન એ પ્રીતિમાં લપટાયું હતું; પરંતુ એની અવદશાને લીધે એ મન તરફડવા લાગ્યું. અરણ્યમાં પડેલો છોડવો પાણી વિના સુકાઇ જાય, તેમ નિરાશાથી

તદ્દન છવાઇ રહેલા તેના મનને આશાનું અમૃત ન મળ્યું. પોતાના સાચા પ્રેમના બળે જ, એ પ્રીતિનો શુભ રીતે નીવેડો લાવવાને તેને માનસિક પ્રેરણા થઇ. પણ એ બને કેમ? વિચાર કરતો કરતો, પ્રીતિના દુઃખમાં કરોળીઆની જાળમાં પકડાએલા જંતુની પેઠે, તે તરફડવા લાગ્યો. તેના મનના કૂવામાંથી, નિરાશાનો મોટો પથરો પડયે નિશ્વાસનો ધબકારો બહાર આવ્યો. અને બોલ્યો કે:—

દિલ પીંજરા મહીં હતું, પ્રિય તંત્રે બાંધેલ:
પ્રાણ સમું પક્ષી ગયું, વિધિએ એમ લખેલ.
હું શું જાણું શું થયું, અને થશે વળી શુંય;
માત્ર જાણું છું આટલું, છે તું તું ને તુંય.

તેના હૃદયના ઉંડાણમાંથી નિશ્વાસ નીકળવા લાગ્યા: અને પ્રીતિના કુંડમાથી નીકળતો એ ધૂપ, પરમેશ્વરની હજૂર સુધી જવા લાગ્યો. આ પ્રીતિને હવે આશાનું નિમિત કાંઇ ન રહ્યું. એ પ્રીતિની નિરાશાથી ટળવળતું તેનું મન, પ્રિય વસ્તુના સુખની શોધમાં ફરવા લાગ્યું. સરોવરપર વાંકા વળેલા વૃક્ષની માફક, હૃદયને ખૂણેખોચરે વાંકું વળી વળી ઉપાય શોધવા લાગ્યું. એના સુખને માટે પોતાના સુખનો ત્યાગ કરવો એમ પ્રેમી દિલમાં અંત નિશ્ચય થયો; અને કાંઇક મનમાં શાંત થઇ સુવા પ્રયત્ન કર્યો. પણ નિદ્રા અને નસીબ જાણે ભાગિયાં હોય, તેમ નિદ્રા નસીબની સાથે, સખીની માફક, હાથમાં હાથ ભરાવી જતી જણાઇ. નિદ્રાના રૂચિવાળાને પ્રયત્ન કરવા છતાં પણ નિદ્રા ન જ આવી; અને ફરી ફરીને ઘાંચીના બળદની માફક, એના એ જ વિચારમાં આવવા લાગ્યો;—"અહા! દયાકુંવર! વહાલી દયાકુંવર! હુંએ દુઃખી! અને તુંએ દુઃખી! મારૂં મન શાંત ન પામ્યું, પામતું નથી અને પામશે પણ નહિ. સર્વ સ્થિતિની વચ્ચે, સર્વ સંજોગોની વચ્ચે, અને સર્વ સુખ દુઃખની વચ્ચે એ તો એવું ને એવું જ! અહીંઆ, તહીંઆ, અને સર્વ સ્થળે તેવું જ! તારૂં જ ભૂત એ હૃદયની આગળ નાચ્યા કરવાનું! તારી જ મૂર્ત્તિ એ હૃદયની સાથે ચંપાએલી જ રહેવાની! અને તારી જ સ્મૃતિ એ હૃદયને હરદમ થયા કરવાની! હૃદય જશે, પણ એ નહિ જાય! એ સ્થિતિની શોકજનક વિપરીત દશા છે, તે પણ હું જાણું છું. મારી અત્યંત દિલગીરીની વચ્ચે એ હું જાણું છું! પણ તારે માટે એટલું કરવું એમાં શું? મને એ યોગ્ય છે. એ હું કરીશ. એ સઘળું હું ભોગવીશ.

"શું સ્વાદ અગ્નિમાં છે રે, ચકોર ભાવે ખાયે."—**દયારામ.**

પણ તને સુખ થાય એવું મારાથી કાંઇ નહિ બને! તને સુખી કરવાને અને તારી માતુઃશ્રીને ખૂશી રાખવાને, મારાથી છેલ્લો પણ ઉપાય નહિ બની શકે? તારો પ્રેમ મારે માટે કેવો છે તે હું જ જાણું છું! એ અવર્ણનીય છે. 'આટલો જ' એવી હદની નિશાની એને અપાય એમ નથી. એ અગાધ પ્રેમને હું તારા દુઃખનું સાધન થવા દઇશ? એમ બને તો હું અતિ ક્રૂર, અતિ નીચ! મારે માટે તારી અવદશા શા માટે થવી જોઇએ! 'નથી જ બને એવું' એ બનાવવાને માટે તારૂં ભાગ્યદ્વાર મારે બંધ કરવા શું પ્રયોજન છે? ના, હું એમ થવા નહિ દઉં. મારૂં ગમે તે થાય; પણ તારે તો વર્ણસંકર સાથે પરણવું! મારી પ્રીતિનું દુઃખ ભોગવવા હું તૈયાર છું. મરીશ, રોઇશ, કે રખડીશ; અથવા એ પ્રીતિના પથરાથી મારૂં દિલ ગમે તેટલું કચરાય કે છુંદાય, પણ તને હું એ જાણવા નહિ દઉં. તને એના સાથે પરણવા હું રજા આપું છું. તારી માતુઃશ્રીને ખૂશી કરવા તું ધર્મથી બંધાયલી છો. માટે હું એ કહું છું. એટલું તું મારૂં કહ્યું નહિ કરે?—પોતાના મન આગળ જાણે દયાકુંવર લાંબો હાથ કરી, "ના, નહિ; ના, નહિ; બધી બાબતમાં હું તમારા વચનને આધીન છું. પણ એ તો નહિ જ બને!"—એમ કહેતી હોય એમ ભ્રમિત મગજ કલ્પના કરવા લાગ્યું;—વર્ણસંકરને પરણીશ તો તારી માતુઃશ્રી ખૂશી થશે. તું મને નહિ દેખે તો લાંબે દિવસે ભૂલી જઇશ. સાંભળીશ તો વિસારે પડેલી વાત બહુ દુઃખ નહિ દે. ત્યારે કેમ?"

આવા વિચાર કરતાં, હૃદયના વિશ્વાસની સાથે, વિદ્યાનંદની આંખમાં, આંસુનું બિંદુ એક આવ્યું. જાણે કે સ્મશાનમાંથી મડદું બાળી, રાખ કરી આવ્યો હોય, તેમ હૃદયમાં નાચતી આ પ્રીતિનું મડદું બાળી, નિરાશાની રાખ ચોળી, અલેક જગાવી ભભૂત લગાવી બેઠો હોય, તેમ એ સ્વસ્થ થઇ બેઠો. બાળેલી પ્રીતિનો જીવતો આત્મા, તેના હૃદયમાં સચેત કાયમને માટે રહ્યો; અને શોક ભવાળા આગળ આંખમાં આવેલું આંસુનું બિંદુ સૂકાઇ ગયું. ચદ્રમાં દેખાઇ આવતા કાળા ડાઘની માફક, વચમાંથી રાતા થએલા તેના ગાલ ઉપર તેની નિશાની સ્પષ્ટ પડી રહી; અને તેની સાથે વૈરાગ્યનો ફણગો તેના કઠિન હૃદયમાં પેઠો.

"કોઇ નહિ દિલદાર હમારાવે."—(દયારામ).

એ વિચાર તેના મગજમાં એકલો રમવા લાગ્યો.

પ્રીતિની છેલ્લી નિશાની મૂકવાનો તેને હવે વિચાર થયો, અને સ્વસ્થ થઇને પત્ર લખવા તે બેઠો.

હૈયું હાથમાં રાખી શુદ્ધ પણ દૃઢ પ્રેમથી તેણે અક્ષર લખવા શરૂ કર્યા. આત્મભોગ આપીને ઉદાર બનેલા મનરાજા આગળ, હસ્તપ્રધાનની દસ્તખત કરવાની હિંમત ચાલી નહિ. ભોજરાજાના પ્રધાનની પેઠે, થરથરતો થરથરતો પણ, સેવકધર્મની ફરજ બજાવી, સેવ્ય પ્રતિ પોતાનો ધર્મ સાચવવાનો તેણે પ્રયત્ન કર્યો. પણ ઉદાર રાજાએ એની એ જ આજ્ઞા ફરીને આપી. રાજ્યમહેલ, અને તેને અંગે રહેલો રાજ્યવૈભવ છોડી જાણે ધર્મધુરંધર ગોપીચંદ રાજા ભેખ સ્વીકારતો હોય, તેમ દયાકુંવરના મનરૂપી, પ્રીતિના તરેહ તરેહના ઉમળકાથી લચી જતી, વાડીનો અધિકાર છોડતાં છોડતાં તેના મનને અત્યંત ઓછું આવ્યું. દૃઢ વૃત્તિ રાખવાવાળાની વૃત્તિઓ હાથમાં ન રહી; અને રોઇ જવાયું. કુદરત આગળ કૃત્રિમ બળ ટકી શક્યું નહિ, પણ નિશ્ચયમાંથી મન પાછું ન ફર્યું. કાગળ ઉપર રોવાના નિશાનીઓ પડવા લાગી. ઠેકાણે ઠેકાણે દુષ્ટ જનની જીંદગી માફક અક્ષર છેકાવા લાગ્યા; અને મનમાંથી નીકળતી આંસુની લીટીઓ કાગળની લીટીઓ સાથે જોડાજોડ પડવા લાગી. કાગળ ઉપર અક્ષર છેકાવાથી લાંબા ચીરા પડતા ગયા, તેમ તેના હૃદય ઉપર પણ તેની લાંબી નિશાનીઓ સ્થિરતા પામવા લાગી. વૃત્તિઓ ઉશ્કેરાઇ: અને વૃત્તિઓ ઉશ્કેરાતી ગઇ, તેમ તેમ કાગળ લાંબો થતો ગયો. કાગળમાં પોતાનું હૃદય તેણે સમાવી દીધું. પોતાના મનનું પ્રતિબિંબ, કાગળના ચાટલામાંથી પ્રત્યક્ષ જણાઇ આવે, એવું ચોખ્ખે ચોખ્ખું એણે આળેખી આપ્યું: અને પત્ર પૂરો કરી દીધો.

પોતાનું હૃદય બતાવતો, અને શુદ્ધ પ્રેમથી ચિતરેલો કાગળ તે ફરીને વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં ગાઢ પ્રેમવાળાં માબાપ સાંભર્યાં. પ્રેમી મિત્ર ચતુરદાસ યાદ આવ્યો; જેને માટે આટલું થતું હતું, તે દયાકુંવર નજરમાં થનથન નાચવા લાગી; અને આ સઘળું જોઇ જાણે કુદરત હસતી હોય, તેમ આકાશમાં તારામંડળ તગતગ થવા લાગ્યું. માબાપ અને મિત્રને માટે એ મન મૂકીને મૂંગે મોંહે બાળ-

કની પેઠે રોયો; પણ એની મનએરણ ઉપર પ્રીતિના ઘાના હથોડાથી ટીપાઇ ટીપાઇને કઠણ થએલા દિલમાં કોઇને માટે દયા પેસવા પામી નહિ. તરછોડેલી સ્ત્રીની માફક એને દૂર રાખી. પણ પ્રીતિના આવેશ આગળ એ સઘળું ઢંકાઇ ગયું. બધા અંધકારની વચ્ચે, એ પ્રીતિનો દીવો જ એને ઉજાસ ભર્યો લાગ્યો. એ દીવો સંસાર સંબંધમાંથી ઓલાતો ઓલાતો પણ પ્રકાશમાન કિરણો પ્રસરાવવા લાગ્યો. એના કઠિન હૃદયમાં એ અદૃશ્ય પણ ચેતન દીવો બળતો હતો, અને એને બાળતો હતો; એની ખાખ કરી, નિશ્વાસની ફુંકથી તે ઉડાડતો હતો.

શાંત કાળી રાત્રિમાં, શેહેર વચ્ચોવચ્ચ આવેલા ઘડિયાળના બુરજમાંથી ટકોરા સંભળાવા. અમાપ કાળની જીંદગીનો માપ કરતા એ ટકોરાને એક, બે, ત્રણ, ચાર, એમ જાગતા વિદ્યાનંદે ગણ્યા. જાણે કે તેનો વિનાશ સૂચવતા હોય, એમ ઉમદા ધાતુના રણકારા, "ખણણ, ખણણ," તેના કાન સુધી આવવા લાગ્યા. શેહેર શાંત હતું, અને રાત્રિ સ્મશાનની માફક ખાવા ધાતી હતી. માત્ર કૂતરાનું ભસવું કોઇ કોઇ વખતે ખરતા તારાની સાથે સંભળાતું હતું; અને નિદ્રાદેવી શાંત રીતે સર્વના મગજ ઉપર પોતાની આણ વર્તાવતી હતી.

ઘડિયાળની કમાનની માફક, પોતાના મનને કુંચી આપી તે સ્વસ્થ થયો. તે ઉઠયો અને લખેલા કાગળો પથારી વચ્ચોવચ્ચ મૂકી, તે પહેરેલે લૂગડે નીચે ઉતર્યો; અને કોઇ ન જાણે તેમ સર્પના માફક ઘરમાંથી નીકળી ચાલ્યો ગયો. ચતુરદાસનું ઘર વિદ્યાનંદ વિનાનું થઇ રહ્યું; અને થોડા વખતમાં શેહેર પણ વિદ્યાનંદ વિનાનું થઇ રહ્યું. દયાકુંવરના સુખનો સૂર્ય અસ્ત પામતો જણાયો. અરણ્યમાં એકલો આથડતો, પ્રભાતની ઝાકળથી શીતળ બનેલી રાત્રિમાં દાંત કકડાવી શીતકારા કરતો, ઝાડમાં અને ઝાંખરામાં ભટકાતો અને ભરાતો, પથરા અને ધૂળમાં રોળાતો, ઠેસ વાગવાથી અડવડીઆં ખાતો અને પડતો, અને મનની એકાંતમાં, એકાંત-એકલાપણું અનુભવતો, વિદ્યાનંદ ચાલ્યો; અને ક્યાં ગયો તેની ખબર કોઇને પડી નહિ. તે ગયો તે ગયો જ. આકાશમાં ચકચકિત થતો મંગળનો તારો આકાશમાં જ મળી ગયો. કોપેલી માતા જેવી પ્રીતિદેવીએ તેનું બળીદાન લીધું—ભોગ લીધો.

ચતુરદાસ મળસ્કે ઉઠ્યો. સવાર થયું પણ વિદ્યાનંદ જાગ્યો નહિ; તેણે જોયો નહિ એટલે ઉપર ગયો. પથારીમાં જોયું તો તે મળે નહિ. રાત્રીમાં એ પથારીમાં કોઇ સૂતું હોય, એમ જણાયું નહિ. પથારી વચ્ચોવચ્ચ કાગળનું પડીકું તેણે પડેલું જોયું. હાથમાં લીધું તો તેમાં પોતાનો કાગળ તેણે જોયો. અધીરાઇમાં જેમ તેમ ઉખેળી તે વાંચવા લાગ્યો.

**વહાલા ચતુરદાસ,**

મારૂં મન તું જાણે છે. મનની પ્રેરણાથી બધું થાય છે. હૃદયમાં પડેલો ઉંડો ઘા રૂઝાય જ કેમ? માટે મિથ્યા પ્રયત્ન કરવો જ નહિ.

તારૂં હૃદય હું જાણું છું. એ હૃદયને હાથમાં રાખજે. માતુશ્રી પિતાશ્રીને દિલાસો દેવા પ્રયત્ન કરજે. આગાથી એમને ગમતું હવે બની શકે એમ નથી. તું મળજે, મને ભૂલી જજે, અને મારી ગેરહાજરીનું ભાન એમને આવવા દઇશ નહિ. તારાથી બને તેટલું તું કરી ચૂક્યો છે. એટલે તારો દોષ નથી. દોષ મારા દૈવનો છે.

તમે કોઇએ મારો અપરાધ કર્યો નથી. પણ તમો સર્વેનો મેં અપરાધ કર્યો છે. પણ તેની હું ક્ષમા માગું છું.

સાથેનો કાગળ યોગ્ય સ્થળે આપજે.

લી. છે તેનો તેજ.

પણ ક્યાં છે તે તું જાણીશ નહિ,

માટે મિથ્યા પ્રયત્ન કરીશ નહિ.

ચતુરદાસે ઉંડો નિશ્વાસ નાખ્યો. ક્રોધમાં કાગળ ફેંકી દીધો. ફરીને ઉપાડી તેણે તે હાથમાં લીધો; ઉખેળ્યો; વાંચ્યો. તેના મુખ ઉપર દિલગીરીનું વાદળું પથરાઇ ગયું. તેનો ચહેરો ઉતરી ગયો, અને હૃદયનાં પ્રેર્યાં આંખમાં આંસુ આવ્યાં; અને તે આંસુની સાથે તેનું હૃદય બહાર નીકળતું હોય એમ જણાયું.—ત્યારે વિદ્યાનંદ, શું તમે ગયા? તમને એ ઉચિત લાગ્યું? ગારો તો નહિ, પણ વૃદ્ધ માબાપનોએ વિચાર ન કર્યો. જેને માટે આટલું કરો છો, તેને શું થશે એ પણ જોયું નહિ. વારૂ! તમને રૂચ્યું તે ખરૂં!—કહી ચતુરદાસે સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો. પણ એ પ્રયત્નમાં પાર પડયો નહિ. તેનું અંતઃકરણ છિન્નભિન્ન થવા લાગ્યું. શું કરવું એ તેને સૂઝયું નહિ. પણ સાથેનો પત્ર દયાકુંવરનો હતો તે એને આપી આવવાનો નિશ્ચય કરી ઉઠ્યો; અને પ્રેમકુંવરને ઘેર જવા નીકળ્યો.

પ્રેમકુંવરને ત્યાં લગ્નની તૈયારીઓ થતી હતી, અને કપટરામને પણ ઘણો ઉત્સાહ હતો. વર્ણસંકર પણ પરણવાની હોંસમાં ઘેલા જેવો થઇને આમ તેમ ફરતો હતો. વડી, પાપડ, અને શેવ વણાતાં હતાં; સાંજ પડયે બઇરાંઓ ગીત ગાવા ભેગાં મળતાં હતાં, અને બેચાર ગીત ગાઇ ઠઠ્ઠા મશ્કરીમાં વખત ગાળતાં હતાં. વર્ણસંકરને કાંઇ કાંઇ બિભત્સ વિચારથી સ્ત્રીઓ હસાવતી હતી, અને એમ કરી તેઓ તેને બનાવતી હતી. લગ્નને માત્ર બે જ વરધુ આડી હતી. પ્રેમકુંવરને ત્યાં પણ લગ્નની ધામધૂમ હતી. તે ઉમંગમાં આમ તેમ ફર્યા કરતી હતી. દયાકુંવરનું હૃદય અંદરથી ચીરાતું હતું, પણ તેની માતુઃશ્રી આગળ કાંઇ બોલી શકતી નહોતી. બોલી હોત તોપણ તેની માતુઃશ્રીનું ધ્યાન તેના ઉપર ખેંચાત નાહ. ઉધાઇથી ખવાઇ ગયેલા લાકડાની માફક, તેનું હાડપિંજર શોક જવાળાથી અંદરને અંદર બળી ગયું હતું; અને તેની ભસ્મ કરી નાખવાને માત્ર એક ટકોરાની જ જરૂર હતી. કામુ પ્રસંગે પ્રેમકુંવર કપટરામને ઘેર ગઇ હતી. અને દયાકુંવર કમળાની સાથે એકલી જ ઘેર હતી. એટલામાં મંગળા આવી.

" આવ, બહેન, આવ. કેમ કાંઇ હમણાં દેખાતી નથી ? " દયાકુંવરે મંગળાને આવકાર આપ્યો.

" આ દેખાયાં! હવે તારા વિવાહ થશે એટલે રોજ દેખાઇશું. પણ, અલી દયાકુંવર, પરણીને અમને ભૂલી તો નહિ જા ?" મંગળાએ હસીને જવાબ વાળ્યો.

"બળ્યું, બહેન, આ તે વખત છે ?" દયાકુંવરનું મોંહ ઉતરી ગયું.

" તને અક્કલ છે કે નહિ, કે અત્યારે એ ન બોલવું જોઇએ. જાણી જોઇને, બળતામાં ઘી હોમ્યા જેવું કરવાની તારે શી જરૂર ?" કમળાએ મંગળાને વારી.

" પણ, બહેન, મારો જીવ અંદરથી બળ્યાં કરે છે, એટલે મને લાગે છે કે આ વિવાહમાં કાંઇક વિઘ્ન આવશે." મંગળા બોલી.

" એટલે ? " કમળાએ જવાબ માગ્યો.

" એ તો કોણ જાણે ! પણ આ લગ્ન પાર પડવા વખત નહિ આવે. "

" પાર પડવા વખત આવે, તોપણ મારા મનનો નિશ્ચય મારી પાસે જ છે. એ નિશ્ચય છેવટની ઘડીએ અમલમાં મૂકવાનો છે ! "

દયાકુંવર કાંઇક ઉત્સાહથી બોલી.

મંગળાએ કમળાના સામું જોયું.

ચતુરદાસ આવ્યો ત્યારે દયાકુંવર સખીઓની સાથે બેઠી હતી.

"આવો, ચતુરદાસ, તમારા મિત્ર નિધાનંદની કેવી ખબર! અમારી ઘેલી સખી દયાકુંવર તો નિશ્ચય કરી બેઠી છે કે ગમે તેમ થાય પણ આ લગ્ન થવા ન દેવું." મંગળાએ ચતુરદાસને આવકાર આપી કહ્યું.

"જાઇ, મારા મિત્રની વાત હવે તમે મને ન પૂછો. તે તો ગયો; પણ આ કાગળથી, તમારી સખીનું દિલ શાંત પામે તેમ હોય તો પમાડો." ચતુરદાસે કાગળ આપ્યો. માંડમાંડ પોતાનું હૈયું હાથમાં રાખતા ચતુરદાસે આંખમાં આંસુ આવતાં અટકાવ્યાં. સહિ સ્તબ્ધ બની ગયાં. દયાકુંવરે ઉંચું જોયું.

"એ ગયા તે કયાં ગયા? એનું કાંઇ ઠેકાણું?" કમળાએ પ્રશ્ન કર્યો.

"તે કાંઇ હાલ હું નથી જાણતો. તમે જાણો છો તેથી વધારે હાલ હું કાંઇ નથી જાણતો." ચતુરદાસ ગળગળો થઇ ગયો. ત્યાંથી તે નીકળી ચાલ્યો ગયો.

"પણ, મંગળા, એમને પૂછ તો ખરી કે એ કયાં ગયા? શું કામ ગયા? કેમ થયું, કેમ નહિ? તે પૂછ તો ખરી!" દયાકુંવર હાથમાં કાગળ લઇ અધીરે અવાજે બોલવા લાગી. પણ ચતુરદાસ આઘો નીકળી ગયો હતો. એને પાછો બોલાવવો હવે અશક્ય હતો. દયાકુંવરને બીજો રસ્તો ન રહ્યો. એણે ધબકતે હૈયે પત્ર ઉઘાડ્યો. કાગળમાં ઠેકાણે ઠેકાણે છેકા પડ્યા હતા. લીટીઓમાં શાહીના ચેરા પડ્યા હતા, અને લખનારનું મન કેવળ અસ્વસ્થ હશે એમ ભાન આપતા હતા. હૃદયના ઉંડાણમાંથી ઝીણો સ્વર નીકળવા લાગ્યો. એ મહેનતથી જાણે પરિશ્રમ પડતો હોય, તેમ હૈયું ધબકવા લાગ્યું; અને અંત્યસ્વરની સાથે દબાયલાં ડુસકાં નીકળવા લાગ્યાં.

પ્રિયે,

-હૃદયમાં રહેલીને છેલ્લીવાર પ્રિય કહી લઉં!

ચંદ્ર પોતાનો પ્રદેશ છોડી *પ્રતિલોમ પ્રદેશમાં જાય, એ તેના

---

* સામેનો અર્ધ ગોળ. Antipodes.

નસીબનું યોગબળ ! પણ કમળના નાહક દુર્દશા શા માટે થવી જોઈએ ? સૂર્ય છતાં, અંધકારને સૂર્ય માનવો એ પ્રેમની પરિસીમા છે. અણુગમતાને પણ સુખનું સાધન કરી દેવું એ ડહાપણનો રસ્તો છે. ચક્રવાક, મન છતાં, મળી શકતાં નથી, એ પરમેશ્વરની ઈચ્છા. માટે ક્ષિતિજમાં ચંદ્ર અદૃશ્ય રહે, પણ તેનો પ્રકાશ કલ્પીને કુમુદને વિકસવું યોગ્ય છે. તો હવે,

રખે પ્યારી, તું શોચંતી, રખે પ્યારી, તું લોચંતી;
રખે પ્યારી, દુ:ખી થાતી, હવે હું તો છું મુજ ઘાતી.
ભૂલી જા તું પ્રીતિ મારી, બને નહિ કાં અવર નારી ?
દશા મારી અતિ ભારી, ન શોચીશ દિલ તું પ્યારી.
ગમે તે મુજ ગતિ થાશે, દુ:ખી દા'ડા વહી જાશે;
(પણ) પ્રીતિ નહિ આ ભૂલાશે, હૃદયના ઘા હૃદય ખાશે.
થયો દુ:ખી એ વિધિનો લેખ, કમળ કરમાય ન સૂર્ય નિરેખ:
લખ્યું એવું લલાટે તો, પછી શોચ્યું શા માટે તો ?
નહિ કોઈ, નહિ કોઈ, હૃદય રડતું રહે રોઈ:
નહિ કોઈ આ સંસારે, નહિ કોઈ હવે મારે.
નહિ માને નહિ બાપ, નહિ વા'લો આ સંસાર:
નહિ તું તો, નહિ કોઈ, હૃદય રડતું રહ્યું રોઈ.
હતી તું તે હતી પ્યારી, હતી વહાલી જીવનવારી;
લલાટે તે લખાવ્યું નહિ, ચડયું હાથે ગયું તે વહી.
ન ભૂલાયે, હૃદયનો ઘા, ભલે પછી તું તો ચાલી જા:
ચડયું હાથે તે દૂર કીધું, વિધિએ આપ્યું તે પીધું.
વિધિ ! તું તો નમેરી હાય, વિધિ ! તું તો છે વેરી હાય:
વિધિ ! તારૂં કર્યું છે ક્રૂર, વિધિ તારૂં ભલે નહિ ક્રૂર.
અરે ! ઓ વિધિ, વિધિ ! તું, દશા આ તુંથી પહોંચ્યો હું:
તું જાણે દિલ મુજ કેવું, ભીતર અગ્નિ બળે એવું.
અરે ! ઓ ક્રૂર પાપી તું, વિધિ હા દુષ્ટ પાપી તું:
કરે દુ:ખી તું સારાને, ગણી પ્યારા નઠારાને.
તને વહાલા છે અતિ લુચ્ચા, જૂઠા તે તો તને સચ્ચા.
તને વહાલા છે એવા તો, નહિ વહાલા હું જેવા તો.
અરે ! વિધિ! તને કહું શું ? દિલે મારામાં મુંઝાઉં હું:
ગઈ ક્યાં એહ મુજ પ્યારી, જીવન મારૂં ગયો હારી.

અરે! ઓ પ્યારી! પ્યારી તું, હૃદય મારે બીરાજી તું;
તને મરજી બતાવું હું, હૃદય ચીરી દેખાડું હું.
અરે! મારા હૃદય તું તો, કઠિન છો તે કરૂં શું તો?
પ્રિયા મુજના વિયોગે તું, ન ફાટે તો કરૂં શું હું?
અરે! જા રે! હૃદય મારા, ભૂલી શું જાય એ દારા?
ન ભુલાયું, શું ભુલાયે? સતી-પ્રીતિ શું વિસરાયે?
હતું મુખડું, હતું કેવું! ગરીબડું, પ્યારૂં વહાલું એ?
અહા મારી મધુર મેના, હવે એ દિન તો કેના?
નથો વાંહ્યું મને કાંઈ, ફરૂં જીવ મારો તો હું સાહીં;
થયો મારો આ ભવ તો ઝેર, વિધિને મારે તો થયું વેર.
થયો દુઃખી, અતિ દુઃખી, અતિ પ્રીતિ બની લુખી;
તો મારે શું રહ્યું હવે અહીં, જવું મારે હવે તો કહીં.
કહીં તે ક્યાંઇ કહીં એ નહિ; દિલડું મારૂં જ્યાં જાશે લઇ.
પછી સ્વર્ગે કે પાતાળે, પછી ઉંડે દધિ તળીએ.
પછી નદી કે અવાડે એ, કુવે કે પર્વતે પછી એ;
હશે મારૂં નસીબ જ્યાં ત્યાં, નકી હું તો રહીશ નહિ અહીં.
રખે પ્યારી તું શોચંતી, રખે પ્યારી તું લોચંતી,
રખે પ્યારી, તું દુઃખી થાતી; હવે હું તો છું મુજ ઘાતી.
ભૂલી જાજે મને પ્યારી, સુખી થાજે, જીવનવારી;
હવે હું તો બન્યો આશી, ભૂતાસી કે ઉપરવાસી.
ફરી કહું છું ન શોચીશ તું, હવે પ્યારી ન લોચીશ તું;
હવે હું તો છું હું નહિ કોઇ, જીવન મારૂં રહ્યું છે રોઇ.

લીઃ કોણ ?
તે મનમાંથી પણ કાઢી નાંખવું.

કાગળ વંચાઇ રહ્યો. વંચાતાં વંચાતાં હાથમાંથી સરી પડયો, નાજુક કેળ ઉપર વીજળી પડતાં ચડેડાટ થઇ ફાટી જાય, અથવા તો કોઇ નાજુક વેલી ઉપર કુવાડાનો ઘા પડતાં તૂટી પડે, તેમ હંસાકુંવર " હાય! હાય! " કરતી જમીન ઉપર ઢળી પડી. કોઇ ઝાડ ઉપરથી ફળ તૂટી પડે, તેમ તેનું મસ્તક એક તરફ લચકાઇ ગયું. પર્વતમાંથી નીકળતી બે સેરની માફક તેના નાજુક હાથો બન્ને તરફ લાંબા થઇ પડી રહ્યા. ઠેસ વાગતાં ઘડો ફુટી પાણી ઢોળાઇ

જાય, અથવા તો સમુદ્રનું મોજું કાંઠા સાથે અથડાઇ પગથિયાં ઉપર પથરાઇ જાય, તેમ તેનો અંબોડો જમીન ઉપર પછડાવાથી છૂટી ગયો, અને નાજુક કટિ સુધી પહોંચતો તેનો કાળો ચોટલો, નૃત્ય કરતા મોરના કલાપની માફક, તેની નીચે, જાણે મરણ પથારીએ પહેલીની શય્યા હોય, તેમ પથરાઇ ગયો. જાણે કે એવો ભયંકર ખેલ જોવા માગતાં ન હોય, તેમ તેનાં નેત્રો મીચાઇ ગયાં; નસકોરાં ફુલાવા લાગ્યાં; ગોરા ગુલાબી ગાલ સંપુટમાં ફિકકા શેરડા પડ્યા; અને તેની સાથે હૃદયમાંથી લાંબો, દીર્ઘ, નિશ્વાસ નીકળ્યો. અસહ્ય ભારના બોજા તળે ચંપાતા મજૂરની માફક તેનું હૃદય ધીમે ધીમે ફફળવા લાગ્યું અને એ ફફળવામાં જ જાણે શરીરની ઉષ્ણતા સમાઇ ગઇ હોય તેમ હાથ પગ શિથિળ થઇ ગયા—ઠંડા ગાર જેવા થઇ ગયા.

દયાકુંવરની આ શોચનીય દશાથી, સ્નેહી સખીઓ ગભરાઇ ગઇ. એક બીજાના મુખ સામું ઉતરી ગયેલે ચહેરે જોવા લાગી, અને પ્રેમકુંવર આવશે ત્યારે શું જવાબ દેવો એ વિચારમાં પડી. મંગળાએ પાણીનો લોટો લાવી ધીમે ધીમે મુખ અને મસ્તક ઉપર છાંટવા માંડયું અને કમળાએ તાડના પાતરાવડે ધીમે ધીમે પવન નાખવો શરૂ કર્યો. પરંતુ દયાકુંવર તો શબવત્ જ રહી.

" બહેન મંગળા, તું જા જલદીથી એની માતુશ્રીને બોલાવી આવ; અને હું અહીં બેઠી બેઠી એની આસના વાસના કરૂં છું " કમળાએ મંગળાને જવા સુચવ્યું.

મંગળા જવાને તૈયાર થઇ, અને ઉતાવળી ઉતાવળી ચાલી. મંગળાના ગયા પછી કમળાએ નીચે પડી ગયેલો પત્ર હાથમાં લીધો. પોતાની કલ્પના ખરી પડતી તેને જણાઇ. વિદ્યાનંદની પ્રીતિનો ઘા અસહ્ય નિવડયો, એમ તેને ખાત્રી થઇ. પત્ર લઇ તેણે પોતાની પાસે રાખ્યો. નીચે પડેલી દયાકુંવરનું મસ્તક તેણે ખોળામાં લીધું; અને દયાકુંવરના ચિત્રવત્ મુખ સામું એકી નજરે જોતી તેની અનુપમ પ્રીતિમાં વિસ્મય પામતી, ભાવિ નહિ સમજતી કમળા મૂંગે મોંહે તેના ઉપર આંસુ સારવા લાગી.

મંગળા ઉતાવળી ઉતાવળી ગભરાયેલી, પ્રેમકુંવરને બોલાવવા જતી હતી. પ્રેમકુંવર ઘર તરફ જ આવતી હતી. મંગળાએ તેને જોઇ.

"ચાલો ચાલો કાકી ! દયાકુંવરને કાંઇક થઇ ગયું છે." મંગળા ગભરાઇ ગઇ હતી; અને એટલું બોલતાં બોલતાં એનો સાદ ગળગળો થઇ ગયો. વધારે બોલાયું નહિ.

"કાંઇક થઇ ગયું છે" સાંભળી પ્રેમકુંવર વિમાસણમાં પડી. મંગળાનો ગભરાયેલો ચહેરો અને તેની બોલવાની રીતભાત ઉપરથી, પ્રેમકુંવરને શું કલ્પના કરવી તે સૂઝયું નહિ. પોતે ઘેરથી નીકળી ત્યારે દયાકુંવર સારી હતી, તદ્દન સારી હતી; પરંતુ પોતાના ગયા પછી શું બન્યું હશે તે એનાથી કલ્પાયું નહિ. દયાકુંવર હમણાં થોડા દિવસ થયાં બહુ દિલગીર દેખાતી હતી. સૂકાએલી વેલીની માફક તેના ચહેરાનું નૂર હમણાંથી જતું રહ્યું હતું. કોઇપણ પ્રસંગે લગ્નના હર્ષમાં ભાગ લેતી નહિ. જાણે કે એના દિલને એ વાત પસંદ ન હોય, જાણેકે તે વિષમય સર્પ હોય, જાણેકે અગ્નિની પ્રજ્વળિત થએલી જ્વાળા હોય, એમ તેનાથી બ્હીતી હોય એમ એ પ્રસંગથી અલગ રહેતી હતી. માત્ર જોરાવર બળથી ખેંચાતી ગાડીની માફક, તેની મરજી વિરૂદ્ધ, આસપાસના બનાવોમાં તે ઘસડાતી જતી હતી. પરંતુ એ ઘસડાતી વખતે પણ તેના મનનો ઉલ્લાસ ઓલાઇ જતી વાટની માફક ઓલાઇ જતો હતો; અને ફુંક મારીને ઓલવેલી વાટમાંથી નીકળતા ધુમાડાની માફક, તેના હૃદયમાંથી નિશ્વાસનો વાયુ નીકળતો હતો. જ્યારે જોઇએ ત્યારે તેનું મુખારવિંદ શ્યામણું ને ઉતરેલું જ રહેતું હતું. શૂન્યકાર જેવી, કાંઇ પણ ચેતન ન હોય તેમ, મરેલા સર્પની પેઠે, તે અચેત જેવી રહેતી હતી. એ સર્વનું કારણ શું હશે, તે ચાલતાં ચાલતાં પ્રેમકુંવર વિચારવા લાગી. એ સર્વને હાલ બનેલા બનાવોની સાથે સંબંધ તો નહિ હોય ? વિદ્યાનંદ સાથે એને કાંઇક વધારે પડતો સંબંધ છે ખરો. પણ આટલે સુધી તે સંબંધની અસર ન હોય, એમ તેના મનને ઉતરવા લાગ્યું. ચાલત ચાલતાં, કૂવામાં વધારે વધારે ઉંડા પાણીમાં ઉતરતા ઘડાની માફક તે શોકસાગરમાં ગરકાવ થતી ગઇ; અને તેની સાથે માતાના સ્વાભાવિક સ્નેહની દોરી ખેંચાવા લાગી. કંઇ કંઇ કલ્પનાના સંશયમાં મૂંઝાતી અને ભય પામતી માતાના પગલાં ઘરભણી ત્વરાથી એને લઇ જવા લાગ્યાં.

ઘરમાં આવી તો દયાકુંવર શબવત્ પડી હતી. તેનું મસ્તક અર્ધ વાળેલી પલાંઠીવાળા ખોળામાં લઇ, એક હાથે, મૂર્છામાંથી

વહેલી જાગૃત થાય એવા હેતુથી ધીમે ધીમે મુખ ઉપર પવન નાખતી અને બીજે હાથ ઉંચા કરેલા ઢીંચણુ ઉપર ટેકવી લમણે દઈ કમળા બેઠી હતી. મહાદેવ ઉપર ગળતી ચઢાવેલા ઘડામાંથી ટપકતા પાણીની માફક, તેની આંખમાંથી આંસુનાં મોટાં બિંદુ એક પછી એક ટપકતાં હતાં; અને તે કાચ જેવા દયાકુંવરના કપાળ ઉપર પડતાં હતાં. પરંતુ અચેત દયાકુંવરને એની ખબર પણ પડતી નહોતી; પરંતુ કમળા પોતાની સાડીના છેડાવતી એ આંસુ લ્હોઈ નાખતી હતી. અને પોતાનાં આંસુ લ્હેવાનું એને સાંભરતું પણ નહોતું.

પ્રેમકુંવરને આવતી જોઇ, કમળાએ પોતાનાં આંસુ લ્હોઈ નાખ્યાં. અને સજજ થઇ બેઠી. પ્રેમકુંવર આવીને તરત જ દયાકુંવર પાસે બેસી ગઇ. તેનું થંડું અને મડદા જેવું શરીર જોઇ તે છળી ગઇ. "શું થયું" કહી તે રોઇ પડી. કમળા અને મંગળા પણ તેની સાથે રોઇ પડી. આ જોઇ પ્રેમકુંવરથી મોટે સાદે રોઇ જવાયું. દીકરીની દોહલી ગતિ જોઇને માતા મનમાં મૂંઝાઇ ગઇ. દુઃખમાં મનુષ્યની સાધારણ અક્કલનો પણ વિનાશ થાય છે. પ્રસંગોપાત સમયોચિત બુદ્ધિ રાખી, ઉપાય કરે એવાં મનુષ્ય વિરલ હોય છે. ડૂબતો માણસ પોતાનું મસ્તક જ બહાર રાખવા પ્રયત્ન કરે તો, તરવાની શક્તિ વિના પણ તેને બચવાનો સંભવ વધારે રહે છે. આ વાત એ જાણતો હોય છે છતાં પ્રત્યક્ષ ભય દર્શનથી એ કંપિત થઇ જાય છે, અને તેની સાથે તેનું એ જ્ઞાન પણ જતું રહે છે, અથવા તો ગભરાઇ ગયેલી બુદ્ધિમાં એ સાધન યાદ પણ નથી આવતું, અને આત્મા બચાવવામાં નકામા પછાડા મારતાં પોતાના પ્રાણ એ નાહક મૂકે છે. દુઃખની વખતે માણસને ભાન નથી રહેતું, અને મતિ મૂંઝાઇ જાય છે, તેમ પ્રેમકુંવરને પણ થયું. પોતાની એકની એક અને દીકરાના મૂલ્યની, પોતાની આ વહાલામાં વહાલી પુત્રીની આ દશા જોઇ તે મૂંઝાઇ ગઇ. તેને સચેત કરવાના કોઇ પણ ઉપાયો લેવાને બદલે, મૂર્છામાંથી જાગૃત કરવાને કોઇ પણ ઉપાય કામે લગાડવાને બદલે, તે છાતી ફાટ રોવા લાગી.

૧ મારો ક્ષમા કરે અપરાધ, પુત્રિ પ્રિય પ્રાણ, ઘણી હું ડાહી,
તુજ ઉર મેં ખોસી, અરે ! અજાણ્યે, ખરે ! કટાર જ સાહી.

---

૧ સ્નેહ મુદ્રા ઉપરથી.

હું ભૂલી પ્રવિણુ થઇ આજ, કીધો ચુકી ઘાવ, હાય તુજ પર મેં,
ઓ ! દુષ્ટ હિન્દુ આચાર, ભૂલાવી મુજને.
આ હિંદુ લોકનો ચાલ, સઉએ માર્ગ એક લેવાનો,
જઇ જતાની પાછળ કૂવે પડી મરવાનો. ૧
મેં નો'તું ધાર્યું જે આમ, કચળશે કામ, ઉર દુખી થાશે,
કંઇ વાત વિનાની વાત તે ભૂલી જવાશે.
પણુ થયું અતિ આ ક્રૂર, મુંઝાયે ઉર, શું દૂર જવું છે ?
આ કઠિન કાળજું ફાટવું બાકી રહ્યું છે.
હવે જખ મારી મેં, જીવ ! પ્રભુ કર શીવ ! પુત્રી શી વાહી !
તુજ ઉર મેં ખોસી અરે ! અજાણ્યે, ખરે ! કટાર જ સાહી. ૨

આજ દિવસ સુધી દયાકુંવરને દેખી તેને બીજું દુઃખ યાદ આવતું નહોતું. તેને ઘરમાં હરતી ફરતી જોઇ, તેનું મુખારવિંદ ખુશી રહેતું જોઇ, તે પણુ પ્રસન્ન રહેતી હતી. તેના સુખના જ વિચાર કરવામાં તેનું મગજ હરહમેશ રોકાએલું રહેતું હતું, એટલે બીજી બાબતો એને યાદ પણુ આવતી નહોતી. પણુ હવે એક દુઃખે બીજા દુઃખની યાદદાસ્ત આણી. બહુ વખતથી શાંત પામેલી તેની મનોવૃત્તિઓ અત્યારે ઉછળવા લાગી; અને સ્વર્ગવાસી થએલા સ્વામીની સ્મૃતિ લાવી તે રોવા લાગી. સંસારમાંથી હવે તેનો સર્વ દિલાસો જતો રહેલો તેને જણાયો; અને મોટી ઉમરની માતા, બાળકની પેઠે હૃદયફાટ રોવા લાગી. દયાકુંવરનું નિર્દોષપણું, તેનું સુશીલપણું, માતાને જ સ્વાધિન રહેવાની તેની ઇચ્છા, તેનું શાણુપણુ, તેનુ ડહાપણુ, નાની ઉમરમાંથી તેનું અતિશય ગૌરવ, એ સિવાય તેના અનેક ગુણો તે સંભારવા લાગી. અત્યારે તો દયાકુંવર શબવત્ પડી હતી. માત્ર ધીમે ધીમે, જાણે સમુદ્રમાં ઘણે દૂર કોઇ ડુબકી મારતું હોય, તેમ તેનું હૃદય ધબકતું હતું; અને એટલાથી જ, હજી સુધી તે જીવતી હતી તેની તેને ખાત્રી થઇ. પરંતુ હવે પછી તેનું પરિણામ કેવું આવશે એ જોઇ તેની છાતીએ કહ્યું કર્યું નહિ.

વાદળાંઓ દૂરથી બહુ કાળાં લાગે છે, અને મેઘાડંબરની ગર્જના દૂરથી બહુ ભયંકર લાગે છે; તેમ માણુસને પ્રત્યક્ષ દુઃખ ન હોય, કદાચ જે ખમવાનો વખત પણુ ન આવે, તે દુઃખ પડશે એમ કલ્પનામાં આવતાં તેનો પરોક્ષે પણુ સાક્ષાત્ અનુભવ તે કરે

છે. પોતાની પુત્રીને શબવત્ પડેલી જોઇ, માતા એને મરી જશે એમ ધારી રોવા લાગી. "હાય ! હાય ! દયાકુંવર ! આમ નિર્દય થઇ ચાલી જવાય ! દીકરા ! તારી માએ કંઇ તારો ગૂન્હો કર્યો હતો ? ગમે તેમ બેટા, માના ઉપર રોષ ન લાવીએ." આંખમાંથી આંસુ સારતી, હૃદયમાંથી નિશ્વાસ નાખતી, અને એ નિશ્વાસની સાથે મુ-ખમાંથી જાણે કે નિશ્વાસને શરીરના આકારમાં બહાર કાઢતી હોય, તેમ ડૂસકાં ભરતી, ધીમે ધીમે, એક હાથ દીકરીના મુખ ઉપર ફેર-વતી. બીજે હાથે તેના વિખરાએલા કેશને સમારતી, હૃદયના ઊંડા-ણમાંથી નીકળતા દિલગીરી ભરેલા અવાજે પ્રેમકુંવર રૂદન કરવા લાગી. કમળા અને મંગળા વિચારમાં પડેલી બેઠેલી જ રહી.

પરંતુ થોડી વાર પછી જાણે દયાકુંવરીની મૂર્છા વળી હોય, તેમ આંખોની પાંપણો ફરકવા લાગી, કપાળમાં કરચલીઓ પડવા માંડી, મુખ પણ ફરકતું જણાયું, અને એક લાંબા નિશ્વાસની સાથે, કૈકેયીની પાસે પડેલા દશરથ રાજાની પેઠે, દયાકુંવરે આંખો ઉઘાડી. ગભરાયલી હરિણીની માફક, ચારે બાજુએ તે જોવા લાગી. માતા બેઠેલી છે કે નહિ તેનું એને ભાન પણ ન રહ્યું, અને ચક્કર વક્કર આંખો કરી રોષમાં અને આવેશમાં તે બોલવા લાગી.

મન અદૃશ્ય દૃશ્ય આંખને, મન દૃષ્ટે મન દૃશ્ય,
વિરહ વેદના વ્યાપશે, પણ રહેશે મન વશ્ય.
માનવ ક્ષુદ્ર બિસાતમાં, તેની શી તાકાત !
પણ પરમેશ્વરની કૃપા થકી ન્હું રળીઆત.
દિલ પિંજરા મહીં હતું પ્રિય તંત્રે બાંધેલ,
પ્રાણસમું પક્ષી ગયું, વિધિએ એમ લખેલ.
દિલની વાતો દિલમાં, કો પાસ કહેવાય,
સમુદ્ર મોજાં કંઠપર, આવી પાછાં જાય,

પ્રેમકુંવર સ્તબ્ધ બની ગઇ. વિદ્યાનંદની બાબતમાં જે વ્હેમ હતો, તેની હવે ખાત્રી થઇ. પરંતુ ગ્રીષ્મ રૂતુમાં પડતા તાપથી સ-રિતાનું પાણી સૂકાઇ જાય, તેમ મરણ પથારીએ પડેલી દીકરીના દુઃખ આગળ તેનો રોષ સૂકાઇ ગયો. તેના મનમાં હવે પશ્ચાતાપ થવા લાગ્યો. પદભ્રષ્ટ થએલા રાજાની માફક એ રોષ પોતાનું મુખ હવે છુપાવવા લાગ્યો. પોતાને અતિ ક્રૂર તે સમજવા લાગી. એ

પ્રીતિનો પ્રવાહ કેટલો સબળ હતો તે હવે તેણે જાણ્યો; તેની ખાત્રી હવે તેને થઇ; અને મનમાં નિશ્ચય કર્યો કે જો એ હવે એમાંથી ઉઠે તો હું કોઇ પણ પ્રકારે હવે વચમાં ન આવું. દીકરી ઉપરના તેના વહાલે મરણ પથારીએ પડેલી અને પ્રીતિની સ્મશાન ભૂમિમાં રખડતી દીકરીની દયા જાણી, તેની આગલી કઠિનતા ભૂલાવી દીધી.

મનમાં ને મનમાં એ દીકરીને ધન્યવાદ આપવા લાગી. “ધન્ય છે એ દીકરીને ! કે આટલું છતાં પણ મારે મોંહે એક સખુન સરખો પણ ન કહ્યો ” એમ તે ગણગણવા લાગી. પ્રીતિના અનુપમ તંત્ર હવે તેને પોતાના દિલમાં પણ ખણખણતા લાગ્યા, અને તેની સાથે પ્રસંગોપાત પતિથી વિખૂટી પડી પોતે વિયોગના દિવસ ભોગવેલા તે તેને યાદ આવ્યા. માતાએ દીકરીનું દુઃખ જાણ્યું અને દુષ્ટ કળિનો પડછાયો જતાં જેમ નળરાજાને શુદ્ધિ આવી હતી, તેમ દુરાગ્રહનો કાંટો તેના મનમાંથી નીકળી જતાં તેનું મન નિર્મળ થયું. દીકરીના સદ્દગુણમાં ફીદા થતું તેનું મન, બ્રહ્માની પેઠે ચારે મુખે, તેની પ્રશંસા કરવા લાગ્યું, અને તેના પ્રેમની બલિહારી તે ગાવા લાગી. ઘડીક તે વિચારમાં પડી; તેનું મોંહ લેવાઇ ગયું.

દીકરીના ઘાતની પોતે કારણ બનતી હતી, એ ભયંકર કલ્પનામાં તેનું મગજ ચાક ઉપર ચડેલા ઘડાની માફક ફરવા લાગ્યું. ભાવિ આગળ પોતે દીન વદને હાથ જોડી ઉભી રહેલી હોય, એમ તેને લાગ્યું. તેની પાસે દીકરીના જીવતરની યાચના કરવા લાગી. તેના ચક્ષુ ઘેરાવા લાગ્યાં, અને આંખે અંધારાં આવ્યાં. આંખ આડા તેણે હાથ દઇ દીધા.

પરંતુ મીંચાએલી આંખમાં, હાથ વડે ઢંકાએલા ચક્ષુના પડળમાં કાખલી કુટતો, હસતો, ચાળા કરતો વર્ણસંકર જોર કરી પેસતો તેને દેખાયો, અને તેની સાથે તેના દુર્ગુણો મધમાખીની પેઠે બણબણવા લાગ્યા. જાણે સ્વપ્ન હોય, તેમ ભયંકર દશા તે અનુભવવા લાગી. કંઇ કંઇ બિભત્સ બોલતો, હાથમાં લાકડાંનો નાનો કટકો લઇ વાંદરાની માફક કૂદતો અને આમ તેમ દોડતો, ઘડીકમાં કૂતરા બિલાડાની માફક મુખેથી બોલતો, પરણ્યા પહેલાં જ બાઇડી વિષે કાંઇ કાંઇ બડાશો હાંકતો, એને આમ મારીશ અને એને આમ રાખીશ, એવી એવી કલ્પનામાં હાથમાં રાખેલા લાકડીના કટકો જમીન ઉપર જોરથી અફાળતો, બેભાન જેવો, જડ જેવો, માતેલા સાંઢ જેવો,

અને ભાન વિનાનો, એવો વર્ણસંકર તેની આંખોમાં તરવરવા લાગ્યો, અને નાચવા લાગ્યો. અનુભવી માતા પણ ગભરાઇ ગઇ. બ્હીની હોય, નજરમાં નાચતા કોઇ ભૂતથી છળી હોય, એમ ગભરાએલું મોંહ કરી તેણે આંખો ઉઘાડી. આંખો બે હાથે ચોળતી ચોળતી, સ્વપ્ન હતું કે સાચું હતું, તેનો વિચાર કરતી કરતી, તે આજુબાજુ જોવા લાગી. પરંતુ દયાકુંવરની આંખો ફરી મીંચાઇ ગઇ હતી. તેની મૂર્છા હજી પૂરેપૂરી વળી નહોતી દીકરી તરફ નજર જતાં, કોમળ બનેલું તેનું અંતઃકરણ હવે રીબાવા લાગ્યું. અને વર્ણસંકરના દોષ, તેણે પોતાની આંખની ઇન્દ્રજાળમાં પ્રત્યક્ષ જોયા હતા. ઇન્દ્રજાળ પરોક્ષ થતાં, તે દોષ હવે તેની નજરમાં દૃઢ થવા લાગ્યા. એ દોષ દૃઢ થતા ગયા તેમ વિદ્યાનંદના ગુણ સાંભરવા લાગ્યા. પોતાની નિર્દયતાનો વિચાર તેના મનમાં હવે વધારે વધારે રમવા લાગ્યો.

"મંગળા! હવે દયાકુંવરને આમાંથી સારૂં થાય કે તરત જ વિદ્યાનંદને આપણે ત્યાં બોલાવવા," દયાર્દ્ર અને આતુર ચહેરે પ્રેમકુંવર બોલી.

"કાકી, એ આશા હવે વ્યર્થ! વિદ્યાનંદ ક્યાં ગયા એ કોને ખબર છે?" મંગળાએ જવાબ વાળ્યો.

"એ તો હું જાણું છું. ચતુરદાસને ત્યાં ખબર કાઢવાથી તેનો પત્તો મળશે. તેને ત્યાં જ છે"

"હજી તમે બધું જાણતાં નથી. અમે તમને અનેકવાર પહેલાં કહ્યું હતું. પણ તેનો તમને વિશ્વાસ જ ન આવ્યો, ત્યાં અમે શું કરીએ? વિદ્યાનંદ પણ નિરાશામાં ને નિરાશામાં ગઇ કાલે કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગયા તેની ખબર નથી. કોણ જાણે તેણે આપઘાત કર્યો? કે કોણ જાણે શું થયું? પણ તેનો પત્તો નથી. ચતુરદાસ હમણાં જ અહીં આવ્યા હતા." મંગળા બોલી.

દિલગીરીના દરિયામાં ગરકાવ થતી પ્રેમકુંવરના દિલ ઉપર આથી બીજો ઘા પાડયો. અસહ્ય દુઃખના ઘા ઉપર પડતા ઘાથી તેનું કઠિન કાળજું ટીપાઇ ટીપાઇ નરમ-પોચું બનતું ગયું. અત્યાર સુધી એના મનને હતું કે વિદ્યાનંદને ઘેર બોલાવશું, તેને અવિવેકથી જે અપમાન આપ્યું હતું એ વિસરાવી ગઇ ગુજરી ભૂલાવી દેવા પ્રયત્ન કરશું, એટલે સર્વ ઠીક થઇ જશે. આથી તેની કલ્પનામાં દયાકુંવર-

ના સુખનો સૂર્ય દૂરથી ઉગતો તેણે આળેખ્યો હતો. આ ઉગતા સૂર્યના પ્રકાશથી તેના મન-કમળની પાંખડીઓ ક્યારની ખીલવા લાગી હતી; પણ મંગળાના એ જવાથી પાછી બીડાઇ ગઇ; અને એ બીડાએલા કમળની અંદર તેની લાગણીનો ભમરો, અંદર ને અંદર ગણગણવા લાગ્યો; ચારે તરફ ફરી ફરી ઝેરી ચટકા ભરવા લાગ્યો.

હવે તેની કઠોરતાથી કેટલું થઇ ગયું હતું, એ એના જાણવામાં આવ્યું, વિદ્યાનંદ જેવા ગરીબ અને ખરેખરા સુપાત્રને તેણે અન્યાય આપ્યો હતો. સરસ્વતી અને નિત્યાનંદ પોતાનાં સગાં થાય તેના એકના એક છોકરાનું જીવતર તેણે ધુળ મેળવ્યા જેવું કર્યું હતું. એટલું જ નહિ, પણ આ સઘળું દુઃખ છતાં, તેના અંધકારમાંથી વિદ્યાનંદ વિષેની ડોકીયાં કરતી ભયંકર અમંગળ શંકા, જે સાચી જ ઠરશે તો, તેમને શું જવાબ દઇશ, એ વિચાર તેને મોટા થવા લાગ્યો. એમનું મ્હેણું તો મારે માથે રહેશે, પણ એ જ કારણથી દયાકુંવરનું ભવિષ્ય પણ બગડશે, એમ પણ એને ખાત્રી થઇ. આવા આવા વિચારથી એનું મન બહુ કચવાવા લાગ્યું. ફૂલ જેવી નાજુક અને ગંગાજળ જેવી પવિત્ર પોતાની વહાલી દીકરીનું નસીબ, પોતાના જ અવિચારને લીધે, ચોળાતું જોઇ, એને દિલાસાનું ઠેકાણું રહ્યું નહિ. મણિધરની માફક, પોતાનું મન મૂકીને અખાજ્ય ચરવા ગયેલી પોતાની બુદ્ધિ જોઇ ઉપસેલા ભરનિંગળ જેવા નજરમાંજ ભમતા દુઃખના પથરા ઉપર માથું પછાડી પછાડી તે રોવા લાગી. એવા જ સખાઓની આગળ હવે પોતાને પોતાની ભુલ નજરમાં આવતી જોઇ તે ઝંખવાણી પડી ગઇ. પોતાનો નહિ, પણ એ બાબતમાં એમનો અનુભવ ખરો પડતો જોઇ એ શરમાઇ ગઇ, અને પોતાનું મુખ મનમાં સંતાડવા ગઇ, પણ હવે શુદ્ધ બનેલા મનેપણ એ મુખને હાંકી કાઢ્યું. આથી એને વધારે ઓછું આવ્યું.

નિર્દય માતા ! આ તારા અત્યંત મમતનું અંત પરિણામ ! તારી વહાલી પુત્રીને હવે કેવું દુઃખ થાય છે, અને એ દુઃખની ખાંડણીમાં તારા અવિચારી મને ઉત્પન્ન કરેલા દસ્તાવડે એ કેવી કચરી કચરીને ખંડાય છે, એ તારી નજરે જ જોઈ હવે તારી ખાત્રી કરી લે ! માતાઓ ! માબાપો ! વડીલો ! આ ચિત્ર તમને કાંઇ પણ કરૂણામય લાગતું હોય, તમારા કઠન દિલમાં એથી દયાનાં એક બે આંસુ પણ પડતાં હોય તો આથી સમજી લ્યો ! ! તમારી જ વહુ.

દીકરીઓને તમારા જ અન્યાયથી,—તમારી જ આપખુદીના અવિચારથી, એથી પણ વધારે દુઃખ પડે છે!!! એ દુઃખની તમને તો ખબર નહિ પડતી હોય, અને પડતી હશે તો પણ તમે મનમાં જ સમજતા હશો, પણ એ દુઃખના કારણરૂપ તમે તો રૈરવ નરકના અધિકારી છો!!!!

દયાકુંવરે ફરી આંખ ઉઘાડી. તેની મૂર્ચ્છા કાંઇક પહેલી વખતે જ વળી હતી. પોતાની માતુઃશ્રી અને સખીઓ વચ્ચે થએલી વાતચીત જાણે તેણે ઉંઘમાં સાંભળી હોય, એમ કાંઇક કાંઇક તેણે સાંભળી હતી. તેનો ચહેરો તેલ વિનાના બળતા દીવાની માફક ઝાંખો થઇ ગયો હતો; અને નિરાશાની છાપ તેના મુખ ઉપર સ્પષ્ટ હતી. જાણે કે તે પરમેશ્વરની સાથે વાત કરતી હોય, તેમ સામી દીવાલ ઉપર નજર રાખી, જાણે પોતાની માતુઃશ્રી હાજર જ ન હોય તેમ ઝીણે, ચોખ્ખે, પણ નરમ અને નિરાશા ભરેલા અવાજે તે ગાવા લાગી. સંસાર-સમુદ્રમાં, આશા હાથમાંથી સરી જતાં નિરાશાનું દુઃખ ભોગવતી ભોગવતી તે દયામણે અવાજે રૂદન કરવા લાગી.

આશા ભર્યાંરે અમે આવિયાંરે, મારે વહાલે રમાડેલાં રાસ જો; આ૦*
શુદ્ધ સોના જેવી પ્રીતડીરે, તોય વહાલે મૂક્યાં વનવાસ જો. આ૦
આશા હતી તે સરી હાથથીરે, હવે વીતે વિયોગીનું દુઃખ જો; આ૦
રાત દિવસ જેને ઝંખતીરે, અંતે દીઠું નહિ તેનું સુખ જો. આ૦
ચંદ્ર છૂપ્યો જઈ વાદળેરે, વીલું પડેલું કુમુદ કરમાય જો, આ૦
જીવું શું હવે હું અભાગણીરે, મારૂં હૈયું તો ફાટી ન જાય જો. આ૦

એકદમ તે શાંત થઈ ગઇ. ઉઠી તે બેઠી થઇ. પણ આજથી તેનો ચહેરો કાયમને માટે બદલાઈ ગયો. અત્યંત સુખથી મનુષ્યને સુખ નથી રહેતું; તેમ અત્યંત દુઃખથી તેનું દુઃખ પણ તેને નથી લાગતું. દયાકુંવર એકદમ શાંત થઇ ગઇ, એ અત્યંત દુઃખની નિશાની હતી; અને જાણે કે સર્વ શક્તિમાન પરમેશ્વરની ઇચ્છાને તાબે થઇ ગઇ હોય, તેમ સર્વ મનોવૃત્તિઓ તેણે દૂર કરી નાખી. પરંતુ તેનો મુખ-ચંદ્રમા આજથી કરમાઇ ગયો; તેના સર્વ આનંદની સેર આજથી સુકાઇ ગઇ. હવેથી તે દેખીતી દિલગીરી કોઇક જ વાર બતાવતી હતી; પણ કોઇવાર તે હસતી નહિ.

---

*નૂતન પ્રવર્ત ગીતમાંથી.

ગમે તેવી નવીનતા હોય, ગમે તેવી વિચિત્રતા હોય, પણ એ જોઇ એનું મુખ કોઇ દિવસ મલકાતું પણ નહિ. તે સર્વ જોતી, સાંભળતી, પરંતુ તેની અસર તેના મન ઉપર થતી નહિ. કોઇનું દુઃખ જોઇ તેને દયા આવતી નહિ, કોઇનું સુખ જોઇ તે રાજી થતી નહિ. અમુક માણુસ ગુજરી ગયું એ જાણી કે સાંભળી એને કાંઇપણ શોક કે વિચાર થતો નહિ; માત્ર વરાળયંત્રના ઇજીનની માફક તેનું નસીબ હાંકનાર તેની માતાની આજ્ઞાને માન આપતી, તેનો જ હુકમ ઉઠાવવાને સરજાઇ હોય એમ તે કામ કર્યા કરતી હતી: પરંતુ મહારાણી વિક્ટોરીઆના રાજ્યના જેવું, તેના ચહેરા ઉપર નિરાશાનું અવિચળ રાજ્ય આજથી સ્થપાઇ ગયું.

કહેવાની કાંઇ જરૂર નથી કે હવે લગ્ન લગ્નને ઠેકાણે રહ્યાં. બધી તૈયારીઓ બંધ પડી. ઇશ્વરકૃપાથી દયાકુંવર મોટી ઘાતમાંથી બચી ગઇ. નહિ તો એ તૈયારીઓ શા કામમાં આવત તે કહી શકાતું નથી. પરંતુ જે લગ્નને માટે પહેલાં પ્રેમકુંવર ઉતાવળ કરતી હતી, તે જ લગ્ન પ્રેમકુંવરને કાળજે કરીને હાલ તો બંધ રાખવાની જરૂર પડી, અને પોતાની પુત્રીને પોતે જ આપેલા ક્રૂર ઘાનો બદલો કેવી રીતે વળે એ રસ્તાઓ શોધવા લાગી.



# પ્રકરણ ૧૨ મું.

## ચંચળ મનની અનિશ્ચિતતા.

[૧]પરંતુ-કનકાવતીમાં શેઠ ગયા પછી શેઠાણીને બેએક દિવસ તો બિલકુલ સોહાયું નહિ. શેઠ ઘણુંકરીને શેઠાણીને એવી ગમત અને ખુશીમાં રાખતા હતા કે હવે શેઠાણીને શેઠ વિસારે પડયા નહિ. સુખની કિંમત દુઃખ વખતે થાય છે, અને જે ચીજની હયાતીમાં તેની કિંમત નહિ જણાય, તે ચીજનો નાશ થવાથી, અગર પોતાની પાસેથી ગુમ થવાથી તેના તરફનું મળેલું સુખ સાંભરી આવે છે, અને એવે વખતે દિલાસો મળવાનું સ્થાન કાંઇ રહેતું નથી. પણ "રાંડ્યા પછી આવેલું ડહાપણ શું કામનું ?" શેઠ જ્યારે તેની પાસે હતા, ત્યારે શેઠાણીને વારંવાર તેમનાથી રીસાવાનો અવકાશ મળતો

૧ અહીંથી કથાનો સંબંધ ત્રીજા પ્રકરણ સાથે છે.

હતો. પણ શેઠ જ્યારે હવે દૂર હતા; એટલે એ કેવી પ્રીતિથી તેને મનાવતા હતા, તથા દરેક બાબતમાં તેનું મન કેવી રીતે રાખતા હતા, એ સંભારી સંભારીને શેઠાણીને ઘણી વખતે રોવું જ આવી જતું હતું. પણ સ્વભાવે શેઠાણી બહુ ચંચળ હતાં; અને તેની ઉમર નાની હતી, એટલે એક બાબતમાંથી ધ્યાન બીજે સહજ જતું રહેતું હતું. સવારમાં રમણિક સાથે રમતાં, બપોરે જમીને સૂઇ રહેતાં, અગર નોકર ચાકરોને નકામા, કારણ વિના ધમકાવતાં,—આ એમ કેમ થયું અને પેલું ક્યાં ગયું, એમ દરેક બાબતમાં નકામી ભાંજગડ કરતાં, ઘડીકમાં ગુસ્સે થતાં અને વળી ઘડીકમાં રીઝતાં, અને સાંજને રમણીય પહોરે રમણિકને સાથે લઇ પોતાના બગીચામાં ફરતાં ચરતાં, શેઠાણીના દિવસ ઝડપથી જવા લાગ્યા. ઘરમાં રસોઇઓ રાખ્યો હતો, અને રમણિકને રમાડવા અને તેની ખબર રાખવા, એક ખુફીબાઇને રાખી હતી. સિવાય ઘરમાં બે નોકરો હતા. બાઇ શેઠાણીનું મન હમેશાં આનંદમાં રાખતી હતી, અને તેનો સાથ શેઠાણીને હવે ગમવા લાગ્યો હતો; શેઠ મુંબઇ ગયા, ત્યારે આ સિવાય એક પોતાના મહેતાને ઘરમાં જોઇતી ચીજો લાવી આપવાનું તથા સર્વ જાતની અનુકૂળતા કરી આપવાનું કહી મૂકી ગયા હતા. જો વધારે જરૂર પડે, અગર કોઇ એવી ગંભીર બાબતમાં સલાહ લેવાનો જોગ બને તો ગુલાબચંદ શેઠ પાસે જવું એવી શેઠની ભલામણ હતી.

મહેતાનું નામ ઉમેદચંદ હતું, અને બે એક વરસ થયાં શેઠે તેને પોતાને ત્યાં રાખ્યો હતો. મુંબઇથી શેઠના કામકાજ બાબતનો જે પત્ર વ્યવહાર ચાલતો, તે એ સંભાળતો હતો; અને શેઠના વેપાર બાબતના ઘણાખરા રસ્તા તે સારી પેઠે જાણતો હતો. જાતે બહુ હુશિયાર હતો; પણ કનકાવતી જેવા નિરુદ્યમી શેહેરમાં તેની હુશિયારી હજી સુધી જણાવા પામી નહોતી. તે ગરીબ હતો, પણ ઉત્સાહી હતો; અને સર્વ સાધનભૂત લક્ષ્મીદેવીની પ્રસન્નતા કોઇપણ પ્રકારે મેળવવા તે તત્પર રહેતો હતો. આ અર્થે તેને ગમે તે કરવું પડે તેમાં તે હુશિયારી માનતો હતો. આગલા માણસને હમેશાં તે તેની મરજી માફક જ બોલનાર હતો, અને ગમે તેવા પણ ચતુર માણસની પાસેથી પોતાનું કંઇ પણ કામ કાઢી લેવાની કળા તે સારી રીતે જાણતો હતો. તેની ઉમર વીશ બાવીશેક વર્ષની હતી. શરીરે તે દેખાવડો હતો. શેઠ કનકાવતીમાં હતા, ત્યારે તે ઘણી વાર શેઠના દિવાન-

ખાનામાં શેઠની સલાહ લેવા આવતો હતો, અને ઘણુ પ્રસંગ એવા પણ વખતો વખત આવી જતા કે શેઠ શેઠાણી એકલાં ત્યાં બેઠાં હોય ને તેનું પણ ત્યાં આવવું બને; પણ એવું જોઇને તરત્તજ તે ખમચી રહેતો હતો. આવે વખતે શેઠ પોતાની ભલમનસાઇમાં તેને નકામી આડ રાખવા ના કહેતા હતા; અને એક વાર એમ થયા પછી, તે શેઠાણી હોય ત્યારે પણ, કોઇ કોઇવાર, કામ પ્રસંગે શેઠના દિવાનખાનામાં શેઠ પાસે આવતો હતો. શેઠાણીનું ધ્યાન શેઠ હતા ત્યાંસુધી બિલકુલ તેના ઉપર ગયું નહિ; માત્ર શેઠનો વિશ્વાસુ છે એટલું જ તેના વિષે જાણવા અત્યાર સુધી તે શીખી હતી. પણ હવે તો શેઠ ઘેર નહોતા; તેમ ઘરમાં "કેમ છે?" એટલું પણ પૂછવા શેઠાણી પાસે એને વારંવાર આવવું પડતું હતું. આ પ્રમાણે શેઠ પોતે જ એને અનુકૂળતા કરી આપી ગયા હતા.

ઉમેદચંદ પહેલાં તો કોઇ કોઇ વખત જ શેઠાણી પાસે આવતો હતો; પણ શેઠ ગયા પછી થોડા દહાડામાં તે નિયમિત રીતે રોજ આવવા લાગ્યો. શેઠાણી પહેલાં તો ઘડીક બેસી ઉપલક જ તેને મન વિનાનો જવાબ દેતી હતી; પરંતુ ધીમે ધીમે તેની પાસે તે વધારે વખત બેસવા લાગ્યો, અને તરૂણ શેઠાણીને મન ગમતું સારૂં બોલી, તેનો સારો વિચાર પોતાના તરફ હળવે હળવે તે ખેંચવા લાગ્યો. થોડા દહાડામાં તો, તે શેઠાણી પાસે બેઠો હોય ત્યારે શેઠાણીને જરા ઠીક લાગવા માંડયું, અને ઉઠવાનું કહેતાં તેને મનમાં કાંઇક ખેદ થવા લાગ્યો; કાંઇક અચિંત્યુ તેને થઇ આવતું હોય, કાંઇક નહિ સમજાતું હોય એવું એને થતું હોય, એવો અવર્ણનીય આવિર્ભાવ તેના ગયા પછી તે અનુભવવા લાગી.

"અમે તેવો પણ તે એક નોકર, અને તેની સાથે મારા જેવીને આટલો પરિચય શો"?—એમ ઘણી વખતે શેઠાણીના દિલને નિરાંતની વખતે આવવા લાગ્યું.—"હા આવે તો ભલે આવે, બેસે, વાતચીત કરે; પણ મને એને જોતાં શું થઇ આવતું હશે? તેના ઉપર હરહમેશ હું હુકમ કરવાને યોગ્ય તે, એ મારી પાસે આવતાં મારૂં મોહું જ કેમ શીવાઇ જાય છે? પણ ગમે તેમ, પણ એ માણસ તો સારો લાગે છે. એ અહીં આવી બે ઘડી બેસે તેમાં મારૂં શું ગયું? મારો પણ ઘણી વખત નહિ જતો વખત એ આવતાં ગમ-

તમાં ચાલ્યો જાય છે." આમ શેઠાણી પોતાનું મન વાળવા લાગી અને પોતાનું દિલ એવા એવા દિલાસાથી મનાવવા લાગી.

પરંતુ ભર ચોમાસામાં ભારે વરસાદથી મદોન્મત્ત થએલી નદીમાં ચડેલા પૂરની આગળ સર્વ તણાઇ જાય, તેમ તેના આ વખતે બિલકુલ નહિ સમજાતા કોઇક આવિર્ભાવ આગળ એ બધું તણાઇ જવા લાગ્યું. તેના દેખાઇ આવતા સદ્‌ગુણો પર, તેની ચાવી ચાવીને બોલવાની ચતુરાઇ પર, દરરોજ તેની ગેરહાજરીમાં તેને વિચાર થવા લાગ્યો.

કોઈ પણ ચીજ ઉપર જ્યારે માણસનો દઢ પક્ષપાત થાય છે, ત્યારે તેનું "સારૂંજ" બધું તેની નજરમાં હમેશાં આવે છે. સામેની ખરાબ બાજુ અંધ પક્ષપાતના મોહ–કાજળથી અંજાએલી તેની પક્ષપાતી આંખો જોઈ શકતી નથી, એટલુંજ નહિ, પણ જો કોઇ અશ્રેયસૂચક તેના એ દોષો તેને દષ્ટિગોચર કરવાનો પ્રયત્ન કરે, તો તે દોષોને પણ સારાનું જ સાધન છે એમ બતાવી આપવાની તરેહ તરેહની તે યુક્તિ કરે છે. આ ન્યાયે ઉમેદચંદ સારો જ છે, એમ શેઠાણીના અત્યાર સુધી છૂપા રહેલા મૂળથી જ કાંઇક દુષ્ટ મનને પ્રતિ દિવસે વસતું જ ગયું. તેની સમયોચિત જાણી જોઇને રાખેલી રીતભાત અને છેવટે યુવાનીને લીધે પ્રફુલ્લિત થએલા તેના શરીર સૌંદર્ય ઉપર શેઠાણીના વિચાર, બરફ ઉપર પડતાં પાણીનાં બિંદુની માફક કરવા લાગ્યાં. સંસારમાં આટલાં બધાં બીજાં માણસો કરતાં તેના જ વિષે આટલો બધો સબળ પક્ષપાત તેને શું કામ—શા વાસ્તે થાય છે, એ શેઠાણીને અત્યારે સમજાયું નહિ. તેની ટુંકી દષ્ટિસીમામાં નજર આગળ પ્રકાશમાન સુશોભિત દેખાતા સૂર્યની પાછળ, ભયંકર કાળી રાત્રીનો ઘોર અંધકાર રમણીય લાગતી ઝળઝળવા જેવી તેની કંઇ કંઈ કલ્પનાઓના અદૃશ્ય પડવડે, તેની પક્ષપાતી આંખોને અપારદર્શક જ રહ્યો.

ઉમેદચંદ પણ ધીમે ધીમે હવે શેઠાણી સાથે પોતાનો પ્રસંગ વધારવા લાગ્યો. એકી વખતે બબ્બે કલાક સામટા તે વગર અટકાવે બેસવા લાગ્યો. અને જ્યારે એ બેઠો હોય ત્યારે કાંઇ કાંઇ મિષે શેઠાણી પોતાના નોકરોને આમ તેમ નજીવા કામે મોકલવા લાગી. "શા વાસ્તે ?" તે તો તે પોતે પણ બિલકુલ સમજતી નહોતી.

તેને બિચારીને અત્યારે ખબર જ નહોતી પડતી કે હું આટલું બધું શું કરવા કરૂં છું ? પણ તેમ તેનાથી થઇ જ જતું હતું. ઉંઘમાં કોઇ વખત માણસનો હાથ એક ઠેકાણેથી ઉપડી બીજે ઠેકાણે પડે છે, પરંતુ ઉંઘનાર એ કૃતિથી અજાણ્યો રહે છે, તેમ તેની નહિ સમજાતી આ વેરણુ ઉંઘમાં એ કંઈ કંઇ કરવા લાગી. ઉમેદચંદ જવાનું કહેતાં તેને આગ્રહ કરી રોકવા લાગી, અને તેના ગયા પછી, પોતે કોઇ દિવસ નહિ અનુભવેલું અનુભવવા લાગી.

આ બધું શું થાય છે ? આજ દિવસ સુધી તેના પવિત્ર રહેલા મન ઉપર આ સઘળી શી અસર થાય છે ? અને આ બાબત એ સલાહ પણ કોની લે ? ક્ષુદ્ર મનુષ્ય ! દુષ્ટ વિધિ આગળ તારૂં કાંઇ ચાલવાનું નથી. નિર્મિત થએલું અટકાવવાની તારી સત્તા નથી, અને તેમાં તારૂં સર્વ ડહાપણ નકામું છે.

ધીમે ધીમે ચાકર વર્ગમાં આ વાત હવે ચર્ચાવા લાગી, અને મોટા ઘરની અબજાની વાત તેઓ એક બીજાના કાન કરડીને માંહોમાંહે કરવા લાગ્યા. શેઠાણીનું હવે ઘણીવાર રહેતું ખાલી મન પણ રસોઇઓ જાણી જવા લાગ્યો, અને વિચિક્ષણ બુઢ્ઢીએ પણ શેઠાણીને વખતો વખત ટાઢા ડહામ દેવા માંડયા. તથાપિ શેઠાણીનું એ બાબતમાં રાચતું મન કોઇનું કહેવું માનતું નહિ. પોતે કરે છે તે શું ખરાબ કરે છે ? અને અદેખા લોકો તેને વારંવાર એ બાબત શું કામ સતાવે છે ? એ જોઇ તે મનમાં ચીરડાવા લાગી. એમ ઇચ્છતા પોતાના પરિજનોને વિપરીત લાગતી વાત વિપરીત પરિણામ લાવનારી તેની પક્ષપાતી આંખોને સારી જ લાગી; એ બાબત તેમના વારંવાર કહેવાને માટે પહેલાં તો તે ગમ ખાઇ જવા લાગી; પણ પછી ધીમે ધીમે તેમના એ બોલવાને નહિ ગણકારતાં, અને છેવટે કોઇ કોઇ વખત તે માટે તેમને ધમકાવતાં પણ શીખી. ઘરમાં રસોઇઓ જૂનો માણસ હતો. મૂળથી જ તે શેઠને ત્યાં રહેલો હતો. શેઠની ગેરહાજરીમાં આમ એમની આબરૂની વિપરીતતા થતી જોઇ, તે ખિન્ન થવા લાગ્યો. શેઠ હમેશાં તેની વૃદ્ધાવસ્થાને માન આપતા હતા. એના બોલવાનું વજન અનુભવી શેઠ પાસે હમેશાં રહેતું હતું. આ ઉંગતી તરૂણ શેઠાણી આગળ પોતાનું માન રહેશે કે નહિ તેનો એને સંશય રહેતો હતો. છતાં ગમે તેમ થાય, પણ કડવું પણ તેના હિતનું વચન તો શેઠાણીને બેધડક કહી જોવું,

અને માનવું ન માનવું એના હાથમાં રહેવા દઇ આપણે તો આ-પણા સેવક ધર્મની ફરજ બજાવવી, એમ આ વૃદ્ધ માણસે પોતાના મનમાં વિચાર કર્યો; અને માત્ર પ્રસંગની અનુકૂળતા જોતો બેઠો.

એક દિવસ ઉમેદચંદ સાંજનો ઘરમાં શેઠાણી પાસે આવ્યો હતો, અને એ અને શેઠાણી તેના દિવાનખાનામાં એકલાં બેઠાં હતાં. વિનોદ વાર્તાના રસના આનંદમાં બંને જણ લીન થયાં હતાં. જમવાનો વખત ક્યારનોય થઇ ગયો હતો, અને રસોઇઆએ બે ચાર વાર બોલાવી, પણ શેઠાણીને વાત આડે અવકાશ મળતો નહોતો. અંતે મોડી રાત્રે ઉમેદચંદ પોતાને ઘેર ગયો, અને શેઠાણી ભોજન-ખંડમાં જમવા આવી.

"કેમ ભટજી આજે તો જમવાનું બહુ મોડું થઇ ગયું."

"હાસ્તો' એટલું પણ જાણો છો એ નવાઇ છે."

"એમ કેમ ? કાંઇ ગૂઢાર્થમાં બોલ્યા ખરા !"

"નહિ, કાંઇ નહિ. એ તો આપના મનમાં ગૂઢ—અર્થ એટલે સૌનું બોલ્યું આપને એવું જ લાગે. કારણ જેની આંખમાં કમળો હોય તે સર્વ પીળું દેખે છે." અર્થ ઉપર ભાર મૂકી ભટજી બોલ્યા.

"તમારા બોલવામાં હું કાંઇ સમજતી નથી."

"સમજવાનો વિચાર કે વૃત્તિ ન હોય તો ક્યાંથી સમજાય ?"

"તમારૂં બોલવું બધું શેના ઉપર થાય છે ?"

"જે નજરે જોઉં છું તેના ઉપર; કાને સાંભળેલા ઉપર નહિ."

"શું જુઓ છો ?"

"આપના મનને પોતે જ પૂછી જુઓ. મન પ્રમાણિક હોય છે".

શેઠાણીના મર્મસ્થળમાં ફાંસ ખોસાઇ. તેનું મુખ તદ્દન લેવાઇ ગયું. ઘડીક તો તે વિચારમાં પડી ગઇ. અને શરમનું કાળું વાદળું તેના મન ઉપર—મુખ ઉપરથી પસાર થઇ ગયું. ખરી વાત ! ગમે તેમ હું મન વાળું છું, પણ એ મહેતાની સાથે આટલું પણ—અ-મસ્તુ પણ બોલવામાં હું ઠીક નથી કરતી, એમ મને કાંઇક અંદરખાનેથી થાય છે; અને તે આ ભટના કહેવા પ્રમાણે મન હશે. મન બિલ-કુલ ભીકણુ હોય છે, એટલે એ પ્રમાણિક પણ રહી શકતું હશે, અને એક કરતાં અનેક વાર ખરી વાત મનુષ્યને નજર આગળ તે પ્રત્યક્ષ કરે છે તેથી મન કોઇને દગો દેતું નથી. મન તો બિચારૂં

ઘણુંએ ના કહે છે, ઘણુંએ સમજાવે છે; પણ હવે હું શું કરૂં ? ત્યારે તેની સાથે બોલવું પણ નહિ. પણ તેમાં શું છે ? ના, તેટલું પણ નહિ ! ત્યારે ન બોલવું ? ન એના સામું જોવું ? ના, ના, તે તો હવે મારાથી બની શકે તેમ નથી. વંટોળીઆમાં સપડાઇ હવામાં ઉંચે ઉડતા તૃણની માફક, હવે મારૂં મન મારા હાથમાં નથી, કે પછી હું મારા મનના હાથમાં રહી નથી. પણ તેની સાથે માત્ર બોલવા ચાલવામાં શું છે ? છોને સ્વાર્થી દુનિયાને મનગમતું બોલવું હોય તેમ બોલે, ધારવું હોય તેમ ધારે, તેમાં મને શું થઇ ગયું ? દુનિયાથી જોઇ નહિ શકાય, એટલે એમ બોલે, અને વિરૂદ્ધ વાત કરે; બાકી મારૂં મન સાક્ષી છે કે દુનિયાના ધારવા પ્રમાણે બિલકુલ હું હજી સુધી ભ્રષ્ટ નથી થઇ. આમ શેઠાણી પોતાનું મન વાળવા લાગી. પરંતુ શેઠાણીને એટલી ખબર નહોતી પડતી કે એ ભ્રષ્ટ થવાનો જ રસ્તો હતો. એના હસતા અને કૃત્રિમ પ્રેમાળ વાગ્જાળ આગળ દિવસે દિવસે એનું પતિવ્રત પવનથી ફરફરતા પાતરાની માફક ડગતું હતું. તેના શરીરની સુંદરતા આગળ તેના મનની પવિત્રતાનું સિંહાસન, ધરતીકંપથી ડોલતા પર્વતની માફક, ડોલતું હતું, તેની ચતુરાઇ અને ખાસ યોજેલી રીતભાતથી તેનું શિયળવ્રત. થાકી ગયેલા ઘોડાની માફક, શિથિલ થતું હતું, અને અદૃશ્ય રીતે આ અનિષ્ટ, ભ્રષ્ટ વ્યવહારનું સાધન, ભ્રષ્ટ થએલું તેનું મન બનતું હતું, ભ્રષ્ટ વ્યવહારના અંત પરિણામરૂપ ભયંકર અંધકારને ભૂલી જઇ, નજર આગળ ભમતી રમણીય કલ્પના–શક્તિના ઉજાસ પડતા મળસ્કામાં તે ધીરે ધીરે લીન થવા લાગી; અને વિચારમાં દૂષિત થએલું અંતકરણ, પાપવૃત્તિમાં દોરાતા મનની કંઇ કંઇ કલ્પનાના બળે, અનિષ્ટ વ્યવહારની દુર્દૈવ આશાના સબળ પ્રવાહમાં વહેવા લાગ્યું. પાનખર ઋતુમાં વૃક્ષ ઉપરથી ખરી પડતા પાનની માફક, તેના મનમાંથી નીતિ અને સદ્દગુણના વિચાર એક બાજુ ઢળી પડવા લાગ્યા; અને આજ દિવસ સુધી અખંડિત રહેલા સુનીતિના તેજસ્વી સૂર્યની પાછળ દૃષ્ટિ–મર્યાદામાં દૂર, કાળી રાત્રી જેવી ભ્રષ્ટતા સોડીયું વાળી ગુપચુપ ઉભેલી જણાઇ. પરંતુ આ દુષ્ટ કૃતિની તેને પોતાને પણ ખબર નહોતી. દુષ્ટતાને પોતે, શેઠના સહવાસથી તુચ્છ ગણતી હતી એટલે બીજાની શિખામણ ઉપર તે ધ્યાન આપતી નહિ. ધ્યાન આપવાની એણે જરૂર પણ ન જોઇ. એથી કરીને આ નિમકહલાલ

ભટજીની માર્મિક પણ શુદ્ધ શિખામણને તેણે હસી કાઢી; અને ઘડીક મેઘથી છવાએલા આકાશની માફક, તેના ખીલતા મુખ ઉપરથી સુનીતિનું વાદળું પસાર થઇ ગયું, અને બદલામાં અદશ્ય રીતે, તેના મન ઉપર અનીતિનો સ્થિર પડછાયો પડવા માંડયો. અંધકારને ભેદી નાખતી ચપળ વિજળીની માફક, ઘડીક પણ કોઇ કોઇ વખત ચમકારા કરતા સદ્‌ગુણો, કાળાં વાદળાં જેવી ભ્રષ્ટતામાં અંતે અદશ્ય થયાં છેવટે લીન થયાં.

શેઠને ગયાને દિવસ ઉપર દિવસ જવા લાગ્યા, અને તેમના તરફથી પાછા ફરવાના સમાચાર પણ બિલકુલ આવતા નહોતા. આથી કરીને સમય અને અનુકૂળતા શોધતા ઉમેદચંદની અનુકૂળતા દિવસે દિવસે વધતી ગઇ. છેવટે પોતે એક દિવસ પણ સુંદર પાસે ન જાય, તો સુંદર તેને બોલાવવા ઘેર માણસ મોકલતી, અને ન આવવા બાબત તેને ઠપકો આપતી. એને પણ આવા આવા આવિર્ભાવ થતા હતા, પરંતુ શેઠાણીના દિલની તેને હજી સુધી ખબર નહોતી. તેની પોતાની નીતિ તો ઉંચા પ્રકારની નહોતી, તોપણ પોતાની જાતની આજીવિકાનો બધો આધાર તદ્દન તૂટવાના ભયથી જેટલી છૂટ સુંદર પોતે લેતી તેટલી જ તે લેવા દેતો, પરંતુ પોતે આગળ વધતો નહિ. આથી કરીને એક બીજાના મનને ઝેરી કંટક ખુંચ્યા જેવું થતું હતું. પાસે પીરસેલી થાળી પડી હોય પણ તેમાંથી મરજી માફક ખવાય નહિ, દૃષ્ટિ આગળ નિર્મળ દેખાતું પાણીનું વિશાળ સરોવર ભર્યું હોય પણ તેમાંથી સ્વેચ્છાએ અમૃત લાગતું વિષ પીવાય નહિ, એવું બંનેને થવા લાગ્યું. પણ દરેક ચીજને છેવટ હદ હોય છે, અને ગોની પણ હવે હદ આવી રહી હતી.

એક દિવસ સાંજે સુંદર રમણિકને આંગળીએ વળગાડી પોતાના બગીચામાં ફરતી હતી. ખીલેલાં, કોમળ અને મનહર ફુલોને પોતાની તરૂણાવસ્થા સાથે તે સરખાવતી હતી. જડ વૃક્ષોને વીંટાઇ વળેલી નાજુક વેલીઓનું રમણીયપણું તેનું ચંચળ થએલું મન કલ્પતું હતું; ગણગણ કરતો વિષદંષ વાળો કાળો ભમરો જુદા જુદા સુશોભિત ફૂલોની સુગંધ લેતો, આ ફૂલથી પેલા ફૂલ ઉપર સ્વેચ્છાએ બેસતો હતો, તે સઘળું એની વિકારવશ થએલી આંખો કાંઇ જુદે જ પ્રકારે જોતી હતી. ચંચળ કીકીમાં મહાદેવથી ભસ્મીભૂત થએલો

અનંગ થનથન નાચી રહ્યો; અને શિથિલ થએલી તેની વૃત્તિ, સદ્-ગુણના મજબૂત ટેકા વિના, સહેજમાં આથી, મેઘ ધનુષ્ય જેવા ઉમેદચંદ તરફ આકર્ષાઇ, અને ગણગણવા લાગી કે:—

"એણેરે મને મોહની લગાડી."

ઉંડો નિશ્વાસ મૂકી એક બાંકડા ઉપર ધબ લઇને તે બેસી ગઇ. વિચારમાં મલિન થએલી દુર્બુદ્ધિને આજુબાજુ શું થાય છે, તેનું ભાન પણ ન રહ્યું. ઉત્સાહી કિશોર વયમાં આવેલો રમણિક સુંદરની આવી સ્થિતિનો લાભ લઇ ધીમે ધીમે દૂર જતો, રમતો. આઘે નીકળી ગયો હતો.

સાંજનો રમણીય સમય હતો; કિનારા ઉપર છોળો અથડાવતા સમુદ્ર ઉપર અસ્ત થતા સૂર્યનાં લાંબાં, ઝાંખાં કિરણો, જાણે હાથ લાંબા કરી જવાની રજા માગતાં હોય તેમ સમુદ્ર ઉપર દૂર કર ટેકવી રહ્યાં હતાં; અને સમુદ્રના ઘુઘવાટ કરતા એક બીજાને સમોવડીઆં બનતાં મોજાં, ઉછળી ઉછળી તેની સાથે હસ્તમેળાપ કરવા પ્રયત્ન કરતાં હતાં. સમુદ્રપરથી પવનની શીતલ લહેરો બગીચા ભણી આવતી હતી, અને સુંદરના વિષમય મગજમાં પેસી આરપાર ચાલી જતી હતી.

તેના મનમાં હવે કંઇ કઇ તર્ક વિતર્ક આવવા લાગ્યા. શેઠ હમેશાં એને સારી રીતે રાખતા હતા; પણ શેઠની હાલ ઉત્તરાવસ્થા હતી, અને સુંદરમાં તો હમણાં યુવાનીનો તનમનાટ કરતો પ્રકાશ પ-ડતો હતો. વય, ગુણ, અથવા તો રૂપનાં કજોડાંથી સ્ત્રીની બુદ્ધિ ભ્રષ્ટ થવાનો ઘણો સંભવ રહે છે. શેઠ હાજર હતા ત્યાં સુધી સુંદરને બીજી બાબતનો વિચાર કરવાનો અવકાશ પણ મળ્યો નહોતો. પણ શેઠ અત્યારે નહોતા; એટલે એની મૂળ કાંઇક દુષ્ટ બુદ્ધિએ પોતાનું ખરું સ્વરૂપ પકડ્યું હતું અને ઉમેદચંદના વારંવાર આવવાથી અને તેની ખાસ વિલક્ષણ ચાલચલણથી સુંદર મોહિત થઇ ગઇ હતી-તદ્દન અંજાઇ ગઇ હતી.

જે માણસો લુચ્ચા હોય છે, તે પોતાની ખરી મનોવૃત્તિઓ છુપી રાખવામાં બહુ કુશળ હોય છે. જ્યાં સુધી પોતાનો સ્વાર્થ સર્યો ન હોય, ત્યાંસુધી સામા માણસને પ્રિયકર બોલી શકે છે; પણ પોતાનો સ્વાર્થ સર્યે પોતાનુ ખરૂં રૂપ પ્રકાશતાં નિર્લજને શરમ કાંઇ આવતી નથી.

" ધુત્તા હોય સુલક્ષણા, વેશ્યા હોય સલજ્જ;
ખારાં પાણી નિર્મળાં, એ ત્રણ વાત અખજ્જ".

ઉમેદચંદને શેઠાણી સાથે અઘટિત પરિચય વધારવામાં ઊંડી મનસબ હતી. તે સ્પષ્ટ જાણતો હતો કે શેઠ જીવ્યા એટલું હવે જીવવાના નથી અને પછી સુંદર પોતાને વશ હોય તો, શેઠની મિલ્કતનો કુલ ધણી થઇ પડવામાં તેને હરકત ન આવે. શેઠાણીના રૂપે તેને મોહ કરાવ્યો, અને લાંબી આશાએ તેનો પરિચય વધરાવ્યો. પોતે સુન્દરના મનપર કેટલે દરજ્જે અસર કરાવવામાં ફાવ્યો છે તે એ સારી પેઠે જાણતો હતો, અને તરવરતી આશામાં અતૃપ્તિ કેમ ઉત્પન્ન કરવી એ તો તેને મન તદ્દન રમત હતી. સુંદરની એકાંતનો તે ઘણી વાર લાભ લેતો હતો. અને તેના વખતની અટકળ કરી, ઘણી વાર તે જાણ્યે અજાણ્યે સુંદર પાસે આવી જતો હતો. સાંજને વખતે ઘણું કરી સુંદર હમેશાં બગીચામાં હોય છે, એમ તે જાણતો હતો. એ વખતનો લાભ લેવાને તે આજ પણ આવ્યો. આમ તેમ ફરતાં, રમતો રમણિક તેની નજરે પડ્યો; અને તેને જોતાં જણાયું કે સુંદર એટલામાં જ કહીંક હશે. તેની અટકળ ખોટી નહોતી; થોડે જ દૂર રહેલા એક વૃક્ષ નીચે આવેલા બાંકડા ઉપર, એક પગ નીચે લટકાવી, એક પગ ઉપર ટેકવી લમણે હાથ દઇ, ખિન્ન વદને બેઠેલી સુંદરને તેણે જોઇ. છેટેથી જ તેની દિલગીરીનો ચહેરો તે કળી ગયો.

સુંદર પોતાના વિચારમાં અને વિકારમાં લીન થએલી હતી, એટલે ઉમેદચંદ લગભગ પાસે આવ્યો તોપણ તેને બિલકુલ ખબર પડી નહિ. પણ પાસે આવતાં પડખેના ક્યારામાં કાંઇક ખળભળાટ થતો ઉમેદચંદે સાંભળ્યો, અને બીજી પળે તો મોટો સર્પ નીકળી સુંદર ભણી જવા લાગ્યો. ઉમેદચંદના મનમાં પહેલાં તો એમ આવ્યું કે એ સર્પ હમણાં આઘો નીકળી જશે; પણ તે તો જાણે સુંદર ઉપર જ જતો હોય, જાણે કે સુંદરના ક્યારના વિષમય થએલા દિલમાં પોતાના વિષથી વધારે વિષ ઉમેરવા તેની યોજના હોય તેમ સુસવાટ કરતો તેના ભણી જ ચાલ્યો. હજી તેના મનને કાંઇક સંશય હતો, અને તેટલામાં તો સર્પ સુંદરથી બે હાથ જ દૂર આવી ગયો. પોતે સુંદરથી દૂર હતો, અને સર્પ તેની પાસે હતો, તેટલા માટે જેટલા

બળથી દોડાય તેટલા બળથી દોડી, પોતાની પાસેની લાકડીનો અગ્ર ભાગ, જેવો સર્પ ઉંચું ડોકું કરી સુંદરના પગ ઉપર તડાપ મારવા જાય છે કે તરતજ પોહોળી કરેલી હથેળી જેવી તેની પહોળી ફણા ઉપર માર્યો, અને જમીન પર તેને રોળાતો કરી દીધો. એક ક્ષણ પણ વધારે જાત તો સુંદરનો જીવ જોખમમાં આવી પડત. ભયવ્યાકુળી સુંદર પોતાના મુખ આગળ પડેલા મરેલા સર્પને લાકડી વતી પડખે ફેંકતા ઉમેદચંદને જોઇ રહી. પોતાના અમૂલ્ય જીવનું રક્ષણ કરવાને જાણે પરમેશ્વરે જ તેના ઉપર દયા લાવી, ઉમેદચંદને અણીને સમયે મોકલ્યો હોય, તેમ તેના ભણી ભીની—સ્નિગ્ધ–સ્નેહ ભરી આંખે તે જોઇ રહી. એ નહોત તો પોતે બચત કે નહિ, એ શંકાથી તેનું મન શંકાવા લાગ્યું, અને આટલા બધા કરેલા ઉપકારનો બદલો કેવી રીતે વાળવો તે તેને ન જ સૂઝ્યું. સ્તબ્ધ બની ગઇ, અને શું બોલવું તેને માટે શબ્દ તે ખોળવા લાગી.

"ફિકર કરશો નહિ, ઇશ્વરે સારૂંજ કર્યું છે" કહી, પ્રેમાળ આંખે જોતો ઉમેદચંદ સુંદર સન્મુખ ઉભો રહ્યો.

"અરેરે! તમે ન હોત તો!" સુંદરથી પૂરૂં બોલાયું નહિ. તેની જૂદી જૂદી મનોવૃત્તિઓ એવી અત્યારે મળી ગઇ હતી કે તેમાંથી એકે પણ અત્યારે શબ્દના આકારમાં દેખા દીધી નહિ.

"તેમાં શું? જે કરવાની મારી ફરજ છે, તે મેં કર્યું છે. મેં મારી ફરજ સિવાય કાંઇ કર્યું નથી; એટલે તમારે ઉપકાર માનવાની જરૂર નથી."

સુંદરને હવે કાંઇક શુદ્ધિ આવી; અને ભયની સ્તબ્ધતા અને બનાવોની વિચિત્રતા દૃષ્ટિવિમુખ થઇ એટલે તેને બોલવાની કાંઇક ગતિ આવી.

"તમે જે કર્યું છે, તેનો બદલો મારાથી શી રીતે વળી શકે એમ છે? આ વાત શેઠને કાને જશે એટલે તમારા જેવાં માણસો તેમની પાસે છે, એ જોઇ તે ખૂશી થયા વિના રહેશે નહિ. તમે જે કર્યું છે તે કોઇથી બની શકે તેમ નથી."

"એ તો કાંઇ નથી, પણ તમારે માટે જીંદગી જાય તો પણ શેઠના અને તમારા ફિકરને એ કાંઇ વધારે નથી, એ ખાત્રીથી માનજો".

"અને હું પણ—" સુંદર આગળ બોલતાં અટકી. વિકારના આવેશમાં એ કાંઇ કાંઇ બોલી જાત, પણ બીજી પળે મનોવૃત્તિઓના અશ્વને અટકાવી તરત જ બોલતી બંધ થઇ. પણ આગળ કોઈ દિવસ નહિ થએલો દૃષ્ટિપાત બંનેનો અત્યારે થયો. ઉમેદચંદની મોટી, ચંચળ અને અર્થવાળી આંખો આગળ સુંદરની નાજુક આંખો પરાજય પામવા લાગી. તેની આગળ પોતે અત્યારે એક ક્ષુદ્ર સમાન દીસવા લાગી. જાણે કે એ કોઇ મોટો પરાક્રમી રાજા હોય, અને તેની આગળ રસ્તે ચાલ્યા જતા ભીખારી જેવા એ, કાંઇ તેની પાસેથી માગવાની હિંમત કરતી હોય તેમ મનમાં ઇચ્છતી પણ મુખે નહિ બોલી શકતી અબળા, દીન વદને હૃદયમાં બે હાથ જોડી ઉભી રહી યાચના કરતી હોય એમ દેખાયું. ધનવાન, ધનના ઢગલામાં રોળાતી, અત્યારે જાણે મહા પ્રતાપવાળી લક્ષ્મીનું તેજ જ ભૂલી ગઇ હોય, એમ પોતાને એનાથી પણ ગરીબ કલ્પવા લાગી. નોકરોને હમેશાં રોફબંધ હુકમથી બોલાવનાર, પતિની પણ ઘણી વખતે અવગણના કરનાર, મનોવિકારની ગુલામ બની અત્યારે પર પુરૂષના હુકમની મનમાં આતુરતાથી વાટ જોવા લાગી. તેનું તેજ તો કયારનુંએ હરાઇ ગયું હતું; એટલે કોઇ પણ વિકારને હવે સાકાર નહિ કરી શક્તી સુંદર, કાંઇ આગળ બોલી શકી નહિ, ત્યાંથી આગળ પાછળ પણ જઇ શકી નહિ; માત્ર જડવત્ સ્થિર ઉભી રહી. જાણે કે ઉમેદચંદે અદૃશ્ય મોહન–મંત્રથી પોતાની જાદુકાર દૃષ્ટિવડે તેને સ્થિર કરી હોય, તેમ તેનાથી એક પણ ડગલું આગળ કે પાછળ જવાયું નહિ. આવા નિર્લજ્જ કામમાં જાણે મન એની વતી શરમાતું હોય, તેમ તે બોલવાની હિંમત પણ કરી શકયું નહિ. માત્ર એકી નજરે તેના પગના અંગુઠા ભણી જ તે જોઇ રહી. અંગુઠાથી ધીમે ધીમે તેની પરવશ બનેલી દૃષ્ટિ ઉપર ચડી. પગથી શરીર અને શરીરથી મુખ ઉપર ગઇ. જતાં જતાં તેની આ વખતે અલૌકિક લાગતી સુંદરતાને આંખની ચંચળ કીકીમાં પ્રતિબિંબિત કરતી ગઇ. તેનો મનમાનતો સત્કાર કરવાને ખુશી હોય, તેમ અંતઃકરણની પ્રેરણાથી ઉમેદચંદના મુખ ઉપર આછું સ્મિત આવી બેઠું. એ સ્મિતથી મનોવિકારની ગાદી ઉપર ચડી બેઠેલું સુંદરનું શિથિલ મન દોલાયમાન થવા લાગ્યું. સુંદરની દૃષ્ટિ અત્યારે દૂતી બની ગઇ: અને અંતઃકરણમાં પ્રેમ–સિંહાસન ઉપર બેઠેલા ઉમેદચંદને વિનવવા લાગી-

કરગરવા લાગી. મન્મથરાયના કોઇ પણ ઠેકાણે પરાજય નહિ પામતા વિકાર છડીદારોએ, તેના કાનમાં જઇ ફુંક મારી, તાલાવેલી લગાડતો તનમનાટ શરીરમાં સર્વત્ર મચાવી મૂકયો. પોતાનું સ્વામિત્વ ભુલી, જાણે તેની સાથે સર્વસ્વ આપવા તૈયાર હોય, અને તેવા વિચારથી જાણે દિલ દુખાયું હોય, તેમ હોઠ થાપડ મારેલી મૃદંગની માફક થરથરવા–ફડફડવા લાગ્યા. મત્ત પોયણીના પાન જેવા ઢાળાવવાળાં તેનાં પોપચાં ઢાળેલાં રહ્યાં. કંઇ કંઇ વિકાર અનુભવતી શરીરમાં ભોંકેલા કાંટાની પેઠે તે રોમાંચ અનુભવવા લાગી. અને ભાલા જેવા એ કાંટા તેના સૂક્ષ્મ વસ્ત્રોની આરપાર નીકળી, ઉમેદચંદના શરીરને અડવા પ્રયત્ન કરવા લાગ્યા. ઉમેદચંદના નાચતા હૃદય–તરંગમાં એ પણ હિંચકા ખાવા લાગી. વિકારવશ થયેલી, આ વખતે રાજદ્રોહી મનોવિકાર અને નિમકહલાલ સદ્‌બુદ્ધિ વચ્ચે, તોફાની સમુદ્રમાં સપડાએલા નાકૌવત નૌકાની માફક, આમ તેમ ઝોકાં ખાવા લાગી. પ્રામાણિક શરમ અને વિષયી સ્નેહનો સંગ્રામ શરૂ થયો. મનોવિકારથી તીખટ થયેલા સ્નેહ–મદના સબળ પ્રવાહ આગળ શરમ બિચારી તણાવા લાગી– અદૃશ્ય થવા લાગી, અને ભવિષ્યકાળનું ભાન ભૂલી વર્તમાન કાળની સ્થિતિમાં જ અનુમોદિત થતી નિર્બળ મનની અબળા એ ઘેનમાં ઘૂર્ણાયમાન થવા લાગી. બળાત્કારે પ્રયત્ન કરી બોલવા જતી સુંદરના મુખમાંથી શબ્દો હોઠ અને હૈયાની નિસરણી પર, અટકચાળા વાંદરાની માફક, ચડઉતર કરવા લાગ્યા. તેના ભાર નીચે જાણે નાજુક હૈયું કચડાતું હોય, તેમ તેના સુવર્ણમય સ્તનકળશો આજ સુધી સ્વતંત્ર રહેલા, પણ હવે પારકી ધુંસરી ખેંચવા ખૂશી હોય એમ અધીરાઇ બતાવતાં આમ તેમ ઉંચે નીચે થવા લાગ્યાં.

ઉમેદચંદના મનમાં પણ આ પ્રસંગે કાંઇ કાંઇ વિકારો આવવા લાગ્યા. સુંદરનું સુંદર રૂપ પણ હમણાં તેને કાંઇક નવિન પ્રકારનું લાગ્યું. ગોરા વદનનું ગૌરવ પણ અભિલષતી તેની આંખોને અત્યારે કાંઇક વધારે પ્રિયકર લાગવા માંડયું; અને મન્મથ–પ્રદર્શિત સર્વ અવયવો તેને અત્યારે વધારે રૂચિકર થવા માંડયા. તેની વિકારવશ દૃષ્ટિ જયાં પડી ત્યાં આનંદ ભોગવવા લાગી, અને પળવાર તો તે તેના સામું જોઇ જ રહ્યો. પણ જોવાથી તેની દૃષ્ટિ ધરાઇ નહિ. અતૃપ્ત



"ઉમેદચંદ! ઉમેદચંદ! કોઈ જોશે મને જવા દો." સુંદર બોલી.

પૃષ્ઠ ૧૪૯.

B. A. P. Works.

વૃત્તિએ સ્પર્શ-વૃત્તિને ઉશ્કેરી, અને તેની આજ્ઞા ઉલ્લંઘન કરવાને અસમર્થ તેના હસ્તો ઉપડયા. પાપી હૃદયની પ્રેરણાથી વિષયનોબત ઉપર તે હસ્તો વડે સદ્‌ગુણના પરાજયનો ઘોષ થયો. સુંદરની પાસે તે આવ્યો, અને એક હાથે અર્ધ ચંદ્રાકારે ઉભેલી સુંદરનો બાજો લટકતો હાથ તેણે ઝાલ્યો. એ સ્પર્શ પતિત થએલી સુંદરની અભિરૂચીને વધારવા લાગ્યો, અને કાંઇ પણ પ્રતિઇચ્છા બતાવ્યા સિવાય ઘડીક તો તેણે તે ત્યાંનોત્યાંજ રહેવા દીધો. આ જોઇ ઉમેદચંદના હાથે હૈયાને હિંમત આપી, અને બીજી ક્ષણે ચંદ્રલેખા ઉપર છવાઇ રહેતા રાહુની માફક તેનો બીજો હાથ સુંદરને પોતાના તરફ ખેંચી, કટી મેખળાએ વીંટાઇ વળ્યો-સર્પના વિષમય આંટાની માફક ગુંચળું વળી ગયો. જાણે દુર્ઘટ ગઢ જીત્યો હોય એમ ઉમેદચંદનું હૃદય આ વેળા પ્રફુલ્લ થયું.

"ઉમેદચંદ ! ઉમેદચંદ ! કોઇ જોશે, મને જવાદ્યો." ભયવ્યાકુળી હર્ષની ઘેલછામાં બોલવા લાગી.

"જોયું ! જોયું ! કોઇ શું જોવાનું હતું ? પણ હું કેવી આશા રાખું ?" આતુર ચહેરે ઉમેદચંદ બોલ્યો.

"એ પછી વાત ! મને જવાદ્યો." કહી જરા બળ કરી બાથમાંથી છૂટી સુંદર આઘે જઇ ઉભી.

"હું ધારૂં છું કે મારી હાજરી તમને કંટાળો આપે છે."

"એમ કેમ બોલો છો ?"

"મારાથી કાંઇ અવિવેક કે અવનિય તો નથી થયો ? અગર એટલામાં જ મેં તમને ગુસ્સે થવાનું કારણ તો નથી આપ્યું ?"

"એમ શા ઉપરથી બોલો છો ? હું તો હવે-" સુંદર બોલતાં બોલતાં અટકી. પણ તેનું બોલવું હવે ઉમેદચંદને સમજાતાં શીખવવું પડે તેમ નહોતું. એ જાણતો હતો કે એના મનમાં અત્યારે પોતાનું રાજ્ય નિષ્કંટક ચાલે છે.

"હું સારી રીતે જાણું છું. પણ સુંદર ! વહાલી સુંદર ! હું હવે તારા વિના રહી શકું તેમ નથી. તારા વિના આટલો પણ વખત મારે ચાલ્યું કેમ, તેની મને સમજ પડતી નથી. એટલું બોલ કે તું કાયમ મારી જ રહીશ."

સુંદરના મનમાં કાંઇ કાંઇ ગલીપચી થવા લાગી. આના પુરૂ-

બની મારા પર આટલી પ્રીતિ! એ જોઇ એ હર્ષથી ઘેલી થઇ ગઇ. શેઠ તો છે, પણ આના જેવી પ્રીતિ એણે કોઇ દિવસ મારા ઉપર બતાવી નથી. આના જેવી પ્રીતિ એની મારા ઉપરથી ક્યાંથી હોય? એ બુઢ્ઢો સમજે પણ શું? "—ભ્રષ્ટ થએલી બુદ્ધિએ વિવેકનું બારણું હડસેલી પાડી નાંખ્યું, અને પડી જતી દિવાલમાંથી ક્રી જતા કાંકરાની માફક તેના અંતઃકરણમાંથી શેઠ તરફની તેની ઉપકાર વૃત્તિ સરી પડી. વૃત્તિમાં આવા વિચારે પ્રવેશ કરવાની કાંઇ પણ આનાકાની કરી નહિ, અને આનંદના આવેશમાં બોલવું પણ ભૂલી ગઇ. પરમેશ્વરનો પ્રભાવ અત્યારે તેનાથી અજાણ્યો રહ્યો. પણ એ કોઇને છોડતો નથી.

" સુંદર કેમ બોલતી નથી? મેં પૂછ્યું તેનો જવાબ કેમ ખાઇ જાય છે?" ઉમેદચંદે ફરી પૂછ્યું.

" એમાં હું શું કહું? તમારી મરજી પ્રમાણે ચાલવા હું સદા તત્પર છું."

" ના તેમ નહિ! પણ આપણે હવે વધારે ભેગા રહીએ, અને આપણે સ્વેચ્છાએ વરતીએ, પણ તેમાં વિઘ્ન જેમ બને તેમ થોડું થાય એવું કાંઇક થવું જોઇએ."

" એટલે? એમ કેમ બને?" કાંઇક આશ્ચર્યતાથી સુંદરે સામું જોયું.

" શું ત્યારે તારી મરજી એમ છે કે લોકલાજથી આપણે ડરીને ચાલવું? વળી શેઠ આવે ત્યારે તો મારૂં આવવું જવું બંધ થયું સમજવું!" ઉમેદચંદે કાંઇક નિરાશ ચહેરે કહ્યું.

" નહિ! શેઠ આવશે ત્યારે હું તમારે માટે ભલામણ કરીશ. ગમે તે બાબતમાં મારૂં કહ્યું એ પાછું ફેરવનાર નથી, એ બાબતની તો તમારે ખાત્રી રાખવી."

" જો એમ જ હોય તો હું રસ્તો બતાવું તેમ કર તો આપણે ઠીક પડે."

સુંદર પોતાની નાજુક આંખોએ, ચંચળ કીકીને હરિણીની માફક આમ તેમ દોડાવતી ઉંચે મુખે ઉમેદચંદ સામું જોઇ રહી. તેના હૃદયમાં પેસી જાણે ત્યાં પોતાની પૂજા ત્યાં કેવી થાય છે તે જોવા પ્રયત્ન કરતી હોય તેમ એક ક્ષણ પણ ખસ્યા વિના, અનિમિષ

આંખો તેના ઉપર જ સ્થિર થવા લાગી, અને ઉમેદચંદનું બોલવું સાંભળવા આતુર બની.

" જો ! શેઠ આવે ત્યારે સર્પની વાત તારે પહેલાં કરવી: એટલે શેઠ ઉપકાર–વૃત્તિમાં દોરાશે, અને પછીનું બધું તને સોપું છું. મારે કુટુંબમાં કોઈ નથી. માત્ર હું અને મારી સ્ત્રી છીએ, માટે તમને અનુકૂળતા આવશે, તો તમારી સાથે પણ રહી શકાશે. શેઠને સમજાવવા એ તમારૂં કામ છે."

" હા, હા ! એ ઠાક છે. મને બીજા પણ વિચાર સૂઝે છે. પણ હવે અત્યારે કાંઇ નહિ. વખત આવ્યે બધું થઇ રહેશે;" સુંદર બોલી.

સુંદર હજી ઉગતી હતી, અને ખરૂં કહીએ તો હજી સ્ત્રીને સ્વાભાવિક પાકી બુદ્ધિ તેનામાં નહોતી. પણ હમણાં તો જાણે એક અનુભવીની માફક તે બોલતી હતી. માથે પડે ત્યારે માણસની બુદ્ધિ કાંઇ રસ્તા શોધી કાઢે છે; અને દાબના પ્રમાણમાં એ રસ્તા ભયંકર હોય છે. સારૂં પરિણામ લાવવાને માણસની જાત બુદ્ધિ જ સારી હોવી જોઇએ; નહિતો ઉલટું પરિણામ પ્રત્યક્ષ જ છે.

વાંચનાર, આ દુઃખદાયક બીના આપણે વધારે લંબાવવાની હવે જરૂર નથી. એટલું જાણવું બસ છે કે સુંદરે હવે દુષ્ટતાનો કક્કો શીખવો શરૂ કર્યો; અને ઉમેદચંદ જેવા પ્રપંચી ગુરૂ નીચે તેનો અભ્યાસ ત્વરાથી વધવા લાગ્યો. આગળ ઉપર એ દુષ્ટતા ગમે તેવાં ભયંકર પાપ કરે, તોપણ તારા દિલમાં દયાનો કાંઇક અંશ રાખજે. કારણ અંશભાગે પણ સુંદર સ્થિતિ અને કાળનો ભોગ નથી થઇ પડી ? માબાપો પૈસાથી પોતાનું મોઢું ભરવાને માટે, પોતાની દીકરીને " મડા સાથે મીંઢળ બાંધી" પરણાવે તો યુવાન સ્ત્રી વૃદ્ધ પતિથી અસંતોષી રહે, અને દુષ્ટતામાં પ્રવર્તે એમાં શી નવાઇ ! સુંદરની ભ્રષ્ટતામાંથી તું ચતુર હોય તો ચેતજે.

સુંદર અને ઉમેદચંદનો પરિચય હવે દિવસે દિવસે વધવા લાગ્યો. નોકરો ચાકરો પણ થોડા દિવસ બોલી, વાત કરી બંધ પડયા; કારણ કે નકામી હોહો કરવામાં તેમને સ્વાર્થ નહોતો. પોતાનો સ્વાર્થ શોધતું દરેક માણસ આ વાત ભૂલી ગયું, અને સંસારમાં પોતાનો ફેરો પૂરો કરવા પરિક્રમણ કરવા લાગ્યું.

ઇશ્વરે મનુષ્ય દૃષ્ટિને ભાવી અદૃશ્ય રાખ્યું છે, એ ઉત્તમ કર્યું

છે. એથી માણુસની સુજનતા કે દુર્જનતા જણાવાનો વખત આવે છે. આગળ શું બનશે તે જાણ્યા વિના હાલના જ આનંદના પ્રવાહમાં સુંદર અને ઉમેદચંદ વહેવા લાગ્યાં. અને મુંબઇમાં ચમન કરતા લક્ષ્મીપ્રસાદ શેઠને એ વાત અજાણી જ રહી. કુટુંબ–વત્સલતાના ઉભરાથી ઉભરાતી અને હરહમેશ વધતી જતી કલ્પનાથી તેમનો કાળક્ષેપ થવા લાગ્યો. તેમના મનને સુંદર હજી હતી તેવીને તેવી જ રહી, અને તેમનો ઉમળકો પણ કસુંબલ રંગની માફક તેવો ને તેવો જ રહ્યો. ભોળા દિલમાં પ્રપંચી વૃત્તિનો વહેમ પણ ન આવ્યો, અને એકવાર દુષ્ટતાને પગથિયે ચડેલી પાપ–વૃત્તિ શું શું કરે છે તે તે જાણી શકયા નહિ. એમના મનને આવી વાત અશકય હતી; એટલે પોતાના દિલથી પારકાનું માપ કરવાનું તેમનાથી બની શકયું નહિ. ગ્રહણ થાય છે, એ સર્વ સ્થળે દૃશ્ય નથી હોતું. જે સ્થળે થાય છે તેનો વહેલો મોડો પણ વિનાશ સૂચવે છે.

# પ્રકરણ ૧૩ મું.

## દુષ્ટતાની અવધિ.

મુંબઇ આવ્યાને હવે શેઠને બેએક મહીના થઇ ગયા હતા. ત્યાંનાં હવા પાણી અને ગમત રમત શેઠને એટલાં માફક આવી ગયાં હતાં કે ઘર તેમને કોઇક જ વાર યાદ આવતું હતું. શેઠને હવે મુંબઇમાં સ્થાયી રહેવું બહુ પસંદ પડયું હતું, અને એટલા માટે તેમણે હવે કુટુંબ મુંબઇમાં લાવી રાખનાનો વિચાર કર્યો. મુંબઇ આવી રહેવામાં તેમની બીજી પણ મતલબ હતી. તેમનો છોકરો રમણિક હવે કિશોર વયનો થયો હતો, અને મુંબઇમાં રહેવાથી તેની કેળવણી સંગીન પાયા ઉપર થશે, એટલું જ નહિ, પણ સાધન અને અનુકૂળતા મુંબઇના જેટલી કયાંય પણ મળશે નહિ એ વાતની શેઠને ખાત્રી હતી. શેઠાણી પણ મુંબઇમાં રહેવાથી સાંસારિક અને વ્યાવહારિક કામમાં કુશળ થશે, અને વધારે પ્રતિષ્ઠિત સ્ત્રીઓના સંબંધમાં આવવાથી મોભો જાળવતાં શીખશે. આ બધી બાબતનો વિચાર કરી, તેમણે એક દિવસે સર્વને મુંબઇ બોલાવવાની વેતરણ કરી, અને જોઇતી ગોઠવણ કરવાને એક મહેતાને કનકાવતી મોકલી દીધો.

કનકાવતીમાં હવે શેઠને ત્યાં મુંબઇ જવાની તૈયારીઓ થવા લાગી. ત્યાં કાયમ રહેવાનું નક્કી ઠરવાથી જાણે છેલ્લી ગોઠવણ થતી હોય, એમ જણાવા લાગ્યું. ઘરમાં બધું સંભાળી જ્યાં ઘટે ત્યાં તાળાં દેવાયાં; અને ઘરનો ખાલી પડેલો ભાગ બને તો ભાડે આપી દેવો, એમ ગોઠવણ થઇ. આણી તરફ એમ થાય છે તો મુંબઇમાં શું થાય છે; તે આપણે જોઇએ. "સારા કામમાં સો વિઘ્ન" એ પ્રમાણે કુદરતના રસ્તા સર્વને અકળ હોય છે. પરમેશ્વર પોતાનું ધાર્યું માણસની વચ્ચે આવ્યા વિના કર્યો જાય છે.

શેઠને મૂળથી જ દમનો રોગ હતો, પણ ખાવા પીવાની માવજત અને વૈદ્યની હુશિયારીથી શેઠની તન્દુરસ્તી હજી સુધી લથડી નહોતી. પણ હવે જુવાનીના ચડતા લોહીનો આશ્રય જવાથી રોગનું જોર વધ્યું, અને વૈદ્યની ઘણી કાળજી અને અસાધારણ સંભાળ છતાં પણ તેમનું શરીર દિવસે દિવસે ઘસાવા લાગ્યું. વિનાશકારક ચિહ્નો શેઠને સ્પષ્ટ જણાવા માંડયાં. અને આજ દિવસ સુધી તો વૈદ્યે આ વાત શેઠથી છાની રાખી હતી; પણ દિવસે દિવસે શેઠનું શરીર અશક્ત થતું જતું હતું. એટલે વૈદ્યે હવે એ દુષ્ટ રોગની કઠિનતા શેઠને જણાવી દીધી હતી. રોગ દિવસે દિવસે વધતો જતો હતો, અને શેઠ મુંબઇમાં અંતે પથારીવશ થયા.

ધીમે ધીમે શેઠના મંદવાડના ખબર ગામમાં ફેલાવા લાગ્યા, અને તેમના સગાંસંબંધી અને લાગતાવળગતાની આવજા થવા માંડી. ગરીબ કરતાં પૈસાદારને મંદવાડ વધારે સખત લાગે છે, કારણ કે એકની એક વાત ઘણાને કહેવી પડે છે, સૌને મોંહે રહેવાનો તથા જવાબ દેવાનો વિવેક કરવો પડે છે; અને એ સિવાય પણ લોકોની આવજાવથી ઘણી તરેહની અગવડ ભોગવવી પડે છે. આથી કરીને ઘણી વખત રોગની નિવૃત્તિ થવાને બદલે પ્રવૃદ્ધિ થાય છે. શેઠને પણ તેમ થયું અને રોગે ભયંકર રૂપ પકડયું.

કનકાવતીથી શેઠાણી મુંબઇ આવવાને કયારનાં નીકળી ચૂકયાં હતાં, અને રમણિકને રમાડતાં રમાડતાં વિશાળ સમુદ્ર ઓળંગી આણીપાસ આવતાં હતાં. ઉમેદચંદ પણ તેમની સાથે જ હતો. મુંબઇની વિસ્તાર પામેલી ખ્યાતિ તેમણે સાંભળી હતી, અને તેની મોહક વાર્તાથી આગળથી જ શેઠાણી અંજાઇ ગયાં હતાં. વળી આ પહે-

વી જ વાર ત્યાં જતાં હોવાથી ત્યાંની નવીનતાનો પોતાની કલ્પના પ્રમાણે આનંદ કલ્પી મનમાં મગ્ન તે થતાં હતાં. પણ મુંબઇ આવ્યાં તો શેઠની માંદગીનો ખાટલો દીઠો. શેઠને શું રોગ થયો છે તે તો તે જાણી શકી નહિ. વૈદ્યના ઉપચારમાં પોતે પ્રસંગોપાત મદદ કરવા લાગી. પરંતુ વસ્ત્ર ઉપર ચડાવેલા નવા રંગ જેવી આ નવી પ્રીતિના ચાલતા સંબંધથી ઝુલતી શેઠાણીએ, શેઠનો આ ગંભીર મંદવાડ બહુ મન ઉપર લીધો નહિ, તોપણ શેઠની માંદગીની ગંભીરતા તેનાથી છેક અજાણી રહી નહિ. પહેલાં અચાનક ભવિષ્ય બાબત શેઠની ઘણીવાર પોતે મશ્કરી કરેલી હતી, પણ હવે એ વખત નજીક આવતાં, આ રમુજી મશ્કરી સત્ય થવાની તેને દહેશત લાગવા માંડી. કોઇ કોઇ વખત શેઠાણી ગભરાઇ પણ જતી હતી; પણ ઉમેદચંદ તેની સાથે હતો, એટલે એના દિલાસાથી તેણે ઘણી વાર શાંતિ વળતી હતી.

અહીંઆ જણાવવું જોઇએ કે સુંદર અને ઉમેદચંદનો અનિષ્ટ વ્યવહાર હજી સુધી શેઠથી અજાણ્યો રહ્યો હતો. સુંદરના ઉમેદચંદથી જ સર્પના કાળ-મુખમાંથી બચવાનીવાત તેણે શેઠને પ્રસંગોપાત કહી બતાવી હતી, અને એ ઉપકારવૃત્તિથી ઉમેદચંદને પોતાને ત્યાં રહેવાને શેઠે આગ્રહ કર્યો હતો, અને જો કે ઉમેદચંદ શેઠાણીને મુંબઇ સહી-સલામત પહોંચાડવાના બહાનાથી તેની સાથે આવ્યો હતો, તોપણ શેઠના અત્યંત આગ્રહથી શેઠ મંદવાડમાંથી ઉઠે ત્યાં સુધી તેણે મુંબઇમાં રહેવું એવો ઠરાવ થયો. ઉમેદચંદ શેઠને જ ત્યાં રહેવા લાગ્યો અને પોતાની અમૂલ્ય શિખામણથી ઘણીવાર શેઠાણીને આનંદ અને દિલાસાનું સ્થાન થઇ પડવા લાગ્યો. શેઠની પણ ઉમેદચંદ સેવા કરવા લાગ્યો, અને શેઠના મનમાં પોતા વિષે કોઇ પણ જાતનો સંશય ઉપજવાનો હજી સુધી અવકાશ આવવા દીધો નહોતો.

સુંદર આવ્યા પછી શેઠની ભયંકર માંદગીમાં કાંઇ ફેર પડયો નહિ. પ્રવીણ વૈદ્યો ઉપરા ઉપરી ઔષધ બદલાવવા લાગ્યા. પણ કોઇ ઔષધ શેઠના આ કપરા રોગ ઉપર લાગુ પડતું જણાયું નહિ. શેઠની તબીયત દિવસે દિવસે બગડવા લાગી, અને લાંબા મંદવાડથી શેઠનો સ્વભાવ ચીંગો થઇ ગયો હતો. એટલા માટે શેઠની પાસે એક માણસને કાયમ રહેવું આવશ્યક હતું; અને ઉમેદચંદ કે સુંદર બેમાંથી એક જણ ઘણું કરીને તેમની પાસે હરહમેશ બેસી રહેતું હતું. શેઠનું લાંબા વખતથી નબળું પડી ગયેલું મગજ ત્રુટક ત્રુટક આરામ લેતું

હતું, અને ઘણી વાર તો અચેત જેવા તે ઘેનમાં પડી રહેતા હતા. તેમના શરીરમાંથી ચેતન ઘણું ખરૂં ઉડી ગયું હતું.

એક દિવસ સુંદર શેઠ પાસે એકલી બેઠી હતી, અને ધીમે ધીમે પંખાવતી પવન નાંખી મંદવાડને લીધે છેક દુર્બળ અને નિસ્તેજ થઇ ગયેલા શેઠના તેજહીન મુખ ઉપરથી માખીઓ ઉડાડતી હતી. આ પવનની અસરથી શેઠની આંખો સહેજ ઘેરાવા માંડી, અને સુંદર બેઠી હતી એટલામાં જ શેઠ કાંઇક નિદ્રાવશ થઇ ગયા; અને નબળા મગજમાં–સહેજ ઉંઘમાં, સ્થિતિને અનુસરતાં કાંઇ કાંઇ સ્વપ્નો અનુભવવા લાગ્યા. તેનું મન, સંશયના ઉશીકા રહિત, શાંતિની સહેજ પણ ઘાડી નિદ્રામાં આળોટતું હતું. એટલામાં ઓરડાનું બારણું ઉઘડ્યું; અને ઉમેદચંદ માંદા માણસને હેરાન નહિ કરવાના હેતુથી ચોરની માફક ધીમે ધીમે શેઠના પલંગ આગળ આવ્યો. સુંદર બેઠેલી હતી, અને તેની સન્મુખ પલંગની સામી બાજુએ તે ઉભો રહ્યો. મંદવાડથી ભયંકર લાગતા દિવાનખાનામાં, ઉંઘતા શેઠની જાગતી છાતીના ધબકારા અને સહેજ નસકોરાં બોલતાં હતાં, તે સિવાય કાંઇ સંભળાતું નહોતું. નસકોરાં પણ થોડી વાર પછી બંધ પડી ગયાં.

"કેમ છે, અત્યારે?" ઉમેદચંદે પૂછ્યું.

"જરા સૂતા છે, માટે જંપવા ઘો" કહી, શેઠાણીએ ધીમે બોલવાનો હાથથી અણસારો કર્યો.

"વારૂ, દવા આપવા પાઇ?" ધીમે સાદે સંભળાય તેમ ઉમેદચંદ બોલ્યો.

"હા."

શેઠે પાસું બદલ્યું. શેઠ ઉંઘતા હતા, પણ એટલી ઘાડી ઉંઘમાં નિદ્રાવશ નહોતા કે પાસે બેઠેલા માણસનું બોલવું પણ સાંભળી ન શકે. મંદવાડને લીધે તેમના કાન શરવા થયા હતા, અને ઉંઘમાં ખલેલ પહોંચ્યા વિના, બધું સાંભળી શકે એમ હતા. ઉમેદચંદે અને સુંદરે તેમને ઉંઘમાં જ ધાર્યા; અને શેઠે, જો કે કંઇક વહેમ ખાઇને પોતે વધારે અનુકૂળતાથી સાંભળે, એટલા માટે પોતાનું પાસું બદલ્યું હતું, તોપણ પ્યારની પડળ વળેલી આ અંધ આંખે જોનારાંએ ધાર્યું કે એકજ સ્થિતિમાં સૂવાથી કંટાળી શેઠે પાસું બદલ્યું, અને

પોતાની વાતમાં કંઇ વિઘ્ન ધાર્યું નહિ. આવી રીતે પાપી માણસોની દુષ્ટતા જગજાહેર કરવાને કુદરત આવાં જ બારાં રાખી મૂકે છે, અને આવા સાધનોનું સંભવિતપણુ તેમની સ્વાર્થી કલ્પનામાં પણ ઉતરી શકતું નથી. સૂર્ય અને ચંદ્ર એ બંને પરમેશ્વરની જ કૃતિ છે; પરંતુ ચંદ્રને પોતાના પ્રકાશની ખામી છે, તો સૂર્યના પ્રકાશથી જ તેને દેદીપ્યમાન કરે છે. તો પણ પોતાની ચતુરાઇથી ચંદ્રની કળાની ગોઠવણ એવી રીતે રાખી છે કે સૂર્ય તેને અંધારામાં જ જૂએ. એટલે પોતાના પ્રકાશનું અભિમાન એને નથી રહેતું. એ જ પ્રમાણે દુષ્ટ માણસોની દુષ્ટતા પકડવાને ઇશ્વર એવાં નજીવાં બારાં છૂપાં રાખી મૂકે છે કે તેમનું નિર્જીવપણું તેમના ધ્યાનમાં ઉતરતું જ નથી, અને એટલી જ ખામીને લીધે અંતે તેના કરેલા કામ ઉપરથી અજ્ઞાનતાનો પછેડો ઉંચો થાય છે. બાકી એ જ કારણો વિપરીત પરિણામો લાવવાને પૂરતાં છે એમ સાધારણ બુદ્ધિવાળાને પણ સ્પષ્ટ હોય છે.

"સુંદર! તું કયારની અહીં છે?" શેઠની હયાતી ભૂલી જઇ ઉમેદચંદે પૂછ્યું.

"લગભગ બેએક કલાક થયા" સુંદરે જવાબ વાળ્યો.

"શેઠ કાંઇ બોલ્યા હતા? હું નથી ધારતો કે શેઠ હવે ઝાઝું કાઢે! એક અઠવાડીયું તો બસ થઇ ગયું."

"આપણે ઉતાવળ કરવી જોઇએ નહિ. ઘીને ઘડે ઘી જ્યારે થાય છે, ત્યારે આપણે વચ્ચે આવવાની જરૂર નથી."

"એ તો ઠીક, પણ મને તારો વિશ્વાસ નથી પડતો; નહિ તો એક વાત તને કહું."

"તમારો વિશ્વાસ તો હું મરીશ ત્યારે મારા ઉપર આવશે."

ઉમેદચંદ મનમાં ગણગણવા લાગ્યો કે:

*"બાઇ તારો છે વિશ્વાસ,
રખે કરતી મને તું નિરાશ."

ઘડીક વિચાર કરી ઉમેદચંદે કહ્યું—"ના, ના, તેમ નહિ. લે, સાંભળ." ઉમેદચંદે બોલવા પહેલાં ગજવામાં હાથ નાખ્યો, પણ તુરત શેઠે પાસું ફેરવ્યું, અને ઉમેદચંદનો હાથ ઘડીક ત્યાં જ રહી, ગયો હતો તેવો પાછો બહાર આવ્યો.

---

* પ્રેમાનંદના ઓખાહરણમાંથી.

શેઠે પાસું બદલ્યું, પણ આ વખતે ઉઠવાને માટે પાસું બદલ્યું હતું. કર્ણગોચર થતી વાતથી તે અધીરા થઇ ગયા. પોતાને ઉંઘ ખરેખર આવી હતી કે નહિ, તેની તેમને સમજણ પડી નહિ.—જે સાંભળ્યું હતું, તે નબળા મગજની અસરથી ગુંચવાએલ સ્વપ્ન તો નહિ હોય ? પણ ઉમેદચંદ અને સુંદર એક બીજાની સામસામાં બેઠાં હતાં; અને જો કદાચ સ્વપ્ન હોય તો તે સ્વપ્ન પણ સાચું હતું. તેમની આંખો ઘડીક સુંદર ઉપર અને ઘડીક ઉમેદચંદ ઉપર વારા ફરતી હેરાફેરા ખાવા લાગી; અને મનની ગુંચવણની છાપ તેમની મુખાકૃતિ ઉપર પણ પડી રહી. સમય, અનુકૂળતા, સ્થિતિ અને અનુભવને લીધે મગજમાં ઉતરતી વાત બનવી અસંભવિત નથી એમ શેઠને જણાયું. તેમના મનમાં જરીક ઓછું આવ્યું; અને સૂર્ય ઢંકાવાથી વાદળ નીચે પથરાઇ જતી છાયાની માફક, શેઠનો ગંભીર ચેહેરો પણ મત્સરથી ઘડીક છવાઇ રહ્યો. ગળથુથીમાં જ દુષ્ટતા પીધેલી એવા ઉમેદચંદની ચંચળ આંખોને એ મત્સર વિપરીત લાગ્યો. લુચ્ચાઇમાં મૂળથી જ પ્રવીણ એટલે તે તુરત ચેતી ગયો કે શેઠની ઉંઘ ઢોંગી હતી; અને તેમ નહિ તો ઉંઘમાં સ્પષ્ટ સમજાય એવું એમણે સાંભળ્યું હતું. તેનું વિપરીત પરિણામ તે ચેતી ગયો.

આ અણધારેલા અચાનક બનાવથી તેના ચહેરા ઉપરનો ભય ભરેલો ગભરાટ શેઠને તુરત સમજાઇ ગયો; અને એથી પોતાના મનમાં રમતા સંશયની ખાત્રી થઇ ગઇ; તોપણ શેઠના મનમાં હજી ગુંચવારો જ રહ્યો; પોતે જે કાળજું કાપી નાંખે એવું સાંભળ્યું હતું, તે સઘળું અક્ષરે અક્ષર માનવાની તેમની છાતી ચાલી નહિ. છતાં આજ દિવસ સુધી પવિત્ર રહેલા તેમના સંસારમાં પડેલી આ અપવિત્રતાની ગાંઠની ગુંચવણ તેમનાથી કોઇ પણ પ્રકારે ઉકેલાઇ નહિ. દરેક રીતે લડાવેલી અને કોઇ પણ વાતે નહિ દૂભવેલી શેઠાણી, પોતાની હયાતીમાં જ આમ નિમકહરામ બને, એ શેઠથી પહેલાં તો બહુ પ્રયત્ને પણ મનાયું નહિ. પોતાને બિલકુલ ચાહતી નથી, એટલું જ નહિ, પણ પોતાનું મૃત્યુ પણ તે ઇચ્છે છે, એ જોઇ શેઠના હૃદયમાં સજ્જડ ઘા લાગ્યો. પણ તેમની વચ્ચે થએલી વાતચીતમાં કાંઇ વહેમ પડતું નહોતું. બોલાયલા શબ્દો થોડા પણ ચોખ્ખા અને સ્પષ્ટ હતા; અને વધારે નહિ તો એટલું તો નિ:સંશય, કે સુંદર ઉમેદચંદના ફાંસામાં પડી ચૂકી હતી. આજ દિવસ સુધી પવિત્ર રહેલી તેની જીંદગીની

શ્વેત ચંદ્રિકામાં કલંકનો કાળો ડાઘ લાગી ચૂક્યો હતો; અને હવે તેમને પોતાની જ આડખીલી લાગતી હતી. સુંદરની ઉમેદચંદ બાબતની થતી વારંવાર ભલામણ, બીજા અને એના વચ્ચે હરહમેશ શેઠાણીથી રખાતો પક્ષપાત, અને દરેક બાબતમાં તેના કહેવા પ્રમાણે જ ત્વરાથી થતું સુંદરનું અનુવર્ત્તન, આ સર્વ હવે શેઠને કારણ મળતાં સમજાવા માંડયું. પણ તુરત તો આ વાત દાબી જ રાખવી; અને જાણે કાંઇ બન્યું જ નથી એમ રાખી, તેનો વિચાર નિરાંતે કરી છેવટ કાર્ય કરવું એમ શેઠે નક્કી કર્યું. આ બધા વિચાર આપણને લખતાં વાર લાગે છે, તેના કરતાં પણ થોડા વખતમાં શેઠના મગજમાંથી વિજળીના ચમકારાની માફક એક પછી એક ત્વરાથી પસાર થઇ ગયા; અને બીજી પળે સાવધાન થઇ આળસ મરડતા શેઠ પલંગમાં બેઠા થયા.

"જરા પાણી લાવને—" સુંદર ભણી વળી શેઠે પાણી માગ્યું.

સુંદર ઉઠી, અને નયન નચાવતી, ઉમેદચંદ ભણી જોતી, સ્મિત કરતી ચાલી ગઇ.

"ઉમેદચંદ, તમે પણ આવ્યા છો કે? કેટલીક વાર થઇ?" સુંદર ગયા પછી, ઉમેદચંદ ભણી આંખ કરી શેઠે પૂછ્યું.

"જી, થોડી જ વાર થઇ."

ડાહાપણ પ્રમાણે કોઇ પણ માણસથી કાંઇ કામ બની શકવું બહુ મુશ્કેલ છે. સાધારણ રીતે મનોવૃત્તિઓનું પ્રબળ ડાહાપણ ઉપર એટલું ચાલે છે કે, ડાહાપણ ગમે તેટલું પ્રબળ છતાં પણ માણસને બેભાન બનાવતી મનોવૃત્તિઓ આગળ તે નષ્ટ થાય છે, અને પોતાની જ આજ્ઞા પ્રમાણે તેની પાસે કામ કરાવે છે. આવું છતાં ડાહ્યા માણસોમાં ડાહાપણ નપુંસક નથી રહેતું; પણ સચેત થએલી મનોવૃત્તિઓના કબજામાં રહી, પોતાનુંજ શાંત રાજ્ય ચલાવે છે, અને અન્યોઅન્યને એક બીજાનું વેર લેવામાં ભયંકર સાધન બનાવવા દે છે. આથી કરીને જે માણસમાં ડાહાપણ અને મનોવૃત્તિઓનું સંમિશ્રણ હોય છે, તે માણસ વેર લેવામાં ઘણો ભયંકર હોય છે. કારણ ઉછળેલી મનોવૃત્તિઓ વેર લેવાને ઉશ્કેરે છે, તો ડોશી જેવું શાંત ડાહાપણ અનુકૂળ આવતો પ્રસંગ શોધી આપે છે. જેથી પોતાને કાંઇ પણ નુકસાન થયા વગર સામા ધણી ઉપર સજજડ-મન માનતું વેર લઇ શકાય છે.

શેઠ પણ આ મહિલા માણસ હતા કે કેમ તે ધીમે ધીમે જણાશે. પોતે અંતઃકરણના ચોખ્ખા હતા; પણ ચોખ્ખા માણસો વગર કારણે હેરાન થાય છે, ત્યારે તદ્દન વિફરી બેસે છે. સંકટમાં પડેલો ઉંદર કોઇ વાર મોતમાંથી બચવાને બિલાડીના સામો થાય છે, અને મોતમાંથી ઉગરવાને મરણીઆ થએલા ઉંદર ઉપર છાપો મારવાની બિલાડીની એ વખતે હિંમત ચાલતી નથી. સુંદરને આજ દિવસ સુધી શેઠે હથેળામાં રાખી હતી, અને એને કોઇ પણ વાતે ઓછું આવવા દીધું નહોતું. તેના સુખે સુખ અને તેના જ દુઃખે દુઃખ આજ સુધી તેમણે ગણ્યું હતું. તેની દરેક અભિલાષા તૃપ્ત કરવા ધન કે વખતની પણ ગણત્રી કરી નહોતી, અને કાયમ તેને દરેક બાબતમાં ખુશી રાખવા હમેશાં શેઠ તત્પર રહેતા હતા. આટલું છતાં સુંદર પોતે જ જ્યારે બેવફા થઈ, સંસારના અસંતુષ્ટ અને ક્ષણિક સુખથી મોહી લગ્ન અને શિયળવ્રતની અતિ પવિત્ર ગાંઠમાંથી પાછી હઠી, દુષ્કર્મથી માત્ર પોતાના જ સુખનો વિચાર કરી, આગલાને કેટલું હૃદયવેધક દુઃખ લાગશે—કેવો ઉંડો ઘા તેના હૃદયમાં એથી પડશે, એનો વિચાર ન કર્યો તો તેની બુરી ખસલત માટે નસીયત એવી આપવી કે એના ઉપરથી બીજાને દાખલો મળે.

આવો વિચાર શેઠના મનમાં ભમવા લાગ્યો. કોઇ પણ રીતે તેના ઉપર શરીર સખ્તાઇ વાપરવી, એ તો તેમના મનને નહોતું જ. કારણ કે એથી ફાયદાને બદલે ઉલટો ગેરફાયદો થાય. વાત બહાર પડે તો પોતાની આબરૂના પ્રમાણમાં ફજેતી થાય, એ પણ વિચારવાનું હતું. શેઠની સત્તા પ્રબળ હતી. અને ગમે તેવી રીતે ઉમેદચંદને હેરાન કરવા માગે તો કરી શકે એટલા તો શેઠ સત્તાવાન હતા જ. પણ શેઠનું ધ્યાન સુંદર તરફ વધારે ખેંચાયું. સંબંધના પ્રમાણમાં હમેશાં માણસને માઠું લાગે છે; અને પ્રીતિના પ્રમાણમાં વૈરભાવ ઉત્પન્ન થાય છે. અનુપમ સ્નેહ વિફળ થયે, અતિ ધિક્કારનું કારણ થઇ પડે છે. સર્વ સંબંધમાં, સ્નેહનું બંધન સર્વ કરતાં બળવત્તર છે. સુંદર પોતે જો આચારમાં કે વિચારમાં ભ્રષ્ટ થઇ ન હોત, અગર તેની ભ્રષ્ટ થવાની મરજી નહોત તો ઉમેદચંદની તાકાત શી? એમ શેઠને ખાત્રી થઇ. બે હાથ વિના તાળી પડે નહિ; પણ તાળી લેવાને સુંદરનો હાથ પહેલો ઉપડેલો હોવો જોઇએ. ઉમેદચંદને કાંઇ પણ ઉત્તેજન સુંદર

તરફથી મળ્યું નહોત તો, આ માઠું પરિણામ કેવળ અશક્ય હતું, એમ શેઠને ભાસ્યું; અને એ વિચારથી તેમના ખરા ધિક્કારનું પાત્ર સુંદર જ થઇ. હવે એ ધિક્કારના પ્રમાણમાં સુંદરને શિક્ષા કરવાની શોધમાં શેઠનું ખીજવાયેલું મન ચોમેર ફરવા લાગ્યું. બધા રસ્તા ઉપર દોડી, દૂર જઇ, ચંચળ થએલું એ મન પાછું ફરવા લાગ્યું. પણ કોઇ રસ્તો ઠીક લાગ્યો નહિ. જો તેને કાઢી મૂકે અને પિયર રહેવા દે, તો ઉલટું એને વધારે અનુકૂળ આવે, અને હજી જે કાંઇ શરમ છે તેનો પડદો તૂટી જતાં લગામમાંથી ગયેલા ઉન્મત્ત વછેરાની માફક સ્વેચ્છાએ વર્તે. ઉમેદચંદનો અને સુંદરનો એ પ્રસંગ જાણવા છતાં હવે વધવા દેવો એ પણ ખોટું. ત્યારે પરકીયા બનેલી એવી સ્ત્રીયાને કરવું શું ? એ વિચાર શેઠને આવવા લાગ્યા. વાંચનાર, નકામો વખત ગાળવા કરતાં શેઠની વેર લેવાની રીતિ વાર્તાના પ્રસંગમાં તેના કરેલા કામ ઉપરથી જાણી લેવી અને હાલ તો આપણે સુંદર અને ઉમેદચંદ તરફ ફરીએ.

સુંદર ઉઠી ત્યારે ઉમેદચંદ શેઠની પાસે બેસી રહ્યા હતો. અને જોકે શેઠના ગંભીર ચહેરામાં કાંઇ અસાધારણ ફેરફાર નહોતો, તોપણ તેમની દૃષ્ટિમાં જ તેને કાંઇ ભયસુચક વિચિત્રતા લાગી હતી. અને એ વિચિત્રતાના કઠોર રણકારાથી તેના હૃદય-સતારના તંતુઓ ભયકંપિત થયા. શેઠના તીવ્ર અને કઠણ દૃષ્ટિપાત નીચે ઉમેદચંદનું મન થરથરવા લાગ્યું. શેઠની હાજરીમાં, તેમના જ દિવાનખાનામાં સુંદરની સાથે પોતે વાત કરી, એ બહુ ખોટું કર્યું, એમ એને સ્પષ્ટ લાગ્યું, અને પોતાની એવડી અધીરાઇને એ હવે ઠપકો આપવા લાગ્યો. હવે એ પિશાચી અધીરાઇથી પરિણામરૂપ શું શું અનિષ્ટ બનાવો નહિ બને તેના વિચાર, મહાસાગર ઉપર ક્ષિતિજમાં, છેક છેટેથી ઉગતા આછા ચંદ્રની માફક, ભય કલ્પતા ઉમેદચંદના મનમાં, ગંભીર ઉજાસથી ઉગવા લાગ્યા. પણ હવે બન્યું તે ન બન્યું થનાર નહોતું; સંસારની અજીત ચોપટ ખેલતાં, ભાવષ્યનો પાસો તેના હાથમાંથી છૂટી ગયો હતો; અને એનું સ્થાયી પરિણામ જણાયા પહેલાં, પોતાના પાપના બળે જ ભય પામતા ઉમેદચંદના મનને એ વિપરીત પડશે એમ વસ્યું. જો એટલું પણ બની શકે તો, તેનો કોઇ ઉપાય કરવો જ માત્ર તેના હાથમાં હવે રહ્યો હતો; અને જે વખતે શેઠનું મગજ પોતાના વિચારમાં રોકાયું હતું, ત્યારે ઉમેદચંદ કાંઇ જૂદી જ જાતના વિચારવ્યુહની ગોઠવણ તેના હૃદયના કોઠામાં કરતો હતો.

થોડી વાર બેસી ઉમેદચંદ ત્યાંથી ઉઠયો. શેઠના ઘરમાં વધારે વાર રહેવું હવે એને, વિષમય સર્પના મુખમાં હાથ ઘાલવા તેના રાફડામાં જવા જેવું, ભય ભરેલું લાગ્યું. પણ કારણ બતાવ્યા વિના શું થાય ? અને હજી શેઠના મનમાં કાંઇ નહિ હોય તો ? તેમણે કદાચ સાંભળ્યું જ નહિ હોય તો ? કદાચ ઉંઘમાંથી ઉઠી આમ તેમ આંખો સહેજ જ કરી હશે તો ?–ઉમેદચંદના મનને આવી આવી શંકાઓ આવવા લાગી. અને એ શંકાના રેતાળ કિનારે આશાના ક્ષણિક વાયુથી વારંવાર અથડાતા ઉમેદચંદના મને, પોતાની કઠિન કુટિલતા ઘણે ભાગે છોડી દીધી; અને તુરત તો જેમ ચાલે છે તેમ જ ચાલવા દેવું, એવો નિશ્ચય પોતાના મનમાં કર્યો.

પણ વળી શેઠની પ્રબળ સત્તા તે જાણતો હતો. જો ધારે તો તેને જીવથી પણ તે મારી નાખે, અને કંઇ પત્તો પણ લાગવા ન દે, એમ તેની ખાત્રી હતી. પોતાના પાપના બળે ઉત્પન્ન થતા કંઇ કંઇ ભયવડે, ઉમેદચંદે અંતે શેઠની દયામાં નિરાશા જોઇ; અને તેથા છેવટનું પણ ભયંકર પગલું ભરવા હવે તેણે ધાર્યું. પોતાના અતિ નીચ કામમાં સુંદરને સાધનભૂત કરવાની તે તક શોધવા લાગ્યો; અને અંધ પ્રીતિના ઘૂર્ણાયમાન નિશાથી ઘેરાએલી દુષ્ટ સુંદરને પોતાના હાથમાં યંત્ર બનાવવાની તે કોશીશ કરવા લાગ્યો.

સૂર્યનાં પીળાં, આથમતાં, લાંબાં કિરણો પશ્ચિમ દિશાએ આવેલા વિશાળ પર્વતો પછાડી એક પછી એક સંતાવા લાગ્યાં, અને દિવસ અને રાત્રીના વિવર્ણ સંગમથી થોડા કાળને માટે પ્રસવ પામેલી સંધ્યા, વિરહિણી સ્ત્રીની માફક દુર્બળ થતી ગઇ. અંધ નિનશાના અપારદર્શક અંધકારથી પૃથ્વીનું પડ ઘેરાવા લાગ્યું, અને રાક્ષસ જેવી કાળી રાત્રીએ પોતાનો કાળો કામળો, જગતના જડ વ્યવહાર ઉપર પાથરવા માંડયો. આ અંધ નિશારૂપી વિસ્તીર્ણ સંસારમાં કોઇ કોઇ યશસ્વીની માફક, ઉંચે આકાશમાં માત્ર તારામંડળ જ તેજસ્વી લાગતું હતું. રાત્રી નિષ્કંટક રીતે પોતાના રાજ્યનો દોર ચલાવતી, જગતના જડ વ્યવહારની, નિદ્રાના સાધનથી સંપૂર્ણ વિસ્મૃતિ કરાવતી, શાંત રીતે પોતાની શાંતિ પ્રસરાવતી હતી.

રાત્રીને માન આપી લક્ષ્મીપ્રસાદ શેઠના ઘરમાં સૌ સુવાની તૈયારીઓ કરવા લાગ્યાં. એક બે કલાકમાં જગત શૂન્યવત્ થઇ ગયું હોય એમ ભાસવા માંડયું. મૃત્યુની એકની એક બ્હેન નિદ્રા સર્વનું

પોપચાંને ઢાળી સર્વને મૃત્યુવત્ બનાવતી હતી. નિદ્રાના મોહબાણથી મૂર્ચ્છામાં પડેલા રામચંદ્રજીના સૈન્યની માફક, જગત બધું મૂર્ચ્છામાં પડયું હતું. વનમાં વરૂ અને શિયાળ અને શહેરમાં ઘુવડ અને ચોર સિવાય કોઇ જાગતું નહોતું. આવે વખતે ઉમેદચંદ પોતાની પથારીમાં પડયો પડયો આમતેમ આળોટતો હતો. અને જગત બધું સર્વ દુઃખની વિસ્મૃતિ કરાવતી મીઠી નિદ્રામાં મગ્ન હતું, ત્યારે ઉમેદચંદના મગજમાં કંઇ કંઇ તર્કોથી, જાણે પોતાનો સમાસ ન થવાથી, નિદ્રા રીસાઇ ગઇ હોય, તેમ તરછોડેલી સ્ત્રીની માફક દૂર ઉઠી ઉભી હતી. તેનો સૂવાનો ઓરડો સુંદરને સૂવાના ઓરડાની પાસે જ હતો; અને લક્ષ્મીપ્રસાદ શેઠનો પલંગ તેની બાજુ ઉપર સામે આવેલા દીવાનખાનામાં હતો. દીવાનખાનામાંથી બારણુ સુંદરના ઓરડામાં પડતું હતું. ઘણું કરીને મોડી રાત્રીએ સુંદર શેઠની રજા લઇ હમેશાં સુઇ જતી હતી. સુંદર અને ઉમેદચંદના ઓરડા વચ્ચે બારણું હતું. એ બારણાની સાંકળ સુંદરના ઓરડામાં પડતી હતી, અને ઉમેદચંદના ઓરડામાં આગળા વતે એ બંધ કરેલું હતું. આજ દિવસ સુધી આ બારણાનો લાભ તેઓએ હજી સુધી લીધો નહોતો; પરંતુ મનુષ્યની વૃત્તિ જરૂરના પ્રસંગે ગમે ત્યાંથી પોતાની અનુકૂળતા શોધી કાઢે છે. ઉમેદચંદને હવે એ રસ્તો સૂઝયો. મોડી રાત્રે સુંદર સાંભળે તેમ ધીમે ધીમે બારણું તે ટપારવા લાગ્યો. સુંદર જાગતી જ હતી; અને જે બારણાનો [illegible] અવાજ આવે છે, એ ઉમેદચંદનો જ ઓરડો છે એમ જાણતી નહોત, તો એ બુમરાણ પાડી મૂકત. કુતૂહળ જોવાની ખાતર તે બારણા નજીક ગઈ; અને કાન માંડી સાંભળ્યું તો [illegible]મેથી કોઇ બોલાવતું હોય એમ જણાયું. શાંત કાળી રાત્રીમાં [illegible] મેદાન વચ્ચોવચ ઉભેલાને, કોઇ પર્વત પછવાડેથી બોલાવતું [illegible] અને પવનની પીઠ પર ચડેલો એ અવાજ, ધીમે ધીમે લય [illegible], માંડમાંડ કાન સુધી પહોંચવા પામતો હોય, તેમ બાર[illegible] મજબુત પણ નિર્જીવ લાકડાથી લય પામતો અવાજ સુંદરના [illegible] પહોંચ્યો. પરંતુ સુંદર હવે કક્કો ક્યારનીએ શીખી રહી [illegible] હવે તો તેણે પાઠ ઉપર પાઠ શીખવા શરૂ કર્યા હતા. [illegible]માં તરત આવી ગયું કે ઉમેદચંદ બાર એ ખખડાવે છે, [illegible]ાબમાં એણે પણ ધીમેથી ખખડાવ્યું. બંને બાજુએથી [illegible]ેક જ વખતે ઉઘડયું; અને બીજી પળે કાળાશ પડતા [illegible] વાદળું સમાઇ ગયું.

[illegible] સુધ[illegible] અને ધ્યાન[illegible] વે જ[illegible] મેથી [illegible] કાર્યું

"મને અત્યારે કેમ બોલાવવી પડી ?" ધીમે સાદે સુંદરે પૂછ્યું.

"સહેજ. શેઠથી વાત હવે અજાણી રહી નથી, એ તો જાણ્યું હશે."

"જાણ્યા, જાણ્યા ! એ શું જાણવાના હતા ?" સુંદરે માથું ધૂણાવી કહ્યું અને અજવાળું હોત તો ઉમેદચંદને ખાત્રી થાત કે એ બાબતનો એને ભરોસો હતો.

"હું કહું છું કે શેઠ વાત જાણે છે; અને તું અજાણી થઇ જાય છે, એ ઉપરથી મને તારી પણ બીક લાગે છે કે ખરે વખતે તું પણ ફરી બેસીસ." ઉમેદચંદે કાંઇ કડવાશથી કહ્યું.

"એમકે ? જો મારા મનમાં એમ જ હોત તો મેં તમને મારી પ્રીતિની સાબિતી નથી આપી શું ? તમારા વિષે શેઠને કેવી રીતે મેં કહ્યું છે, તે મારૂં મન જાણે છે. લોકો વાત કરે છે, તેની હું દરકાર કરતી નથી. નોકરો ચાકરોને મોંએ તાળું દેવા હું પૈસા સામું જોતી નથી. મારા શરીરનું ભાન પણ હું રાખતી નથી. અને એક દિવસ પણ તમારૂં મુખ જોતી નથી તો મને ચેન પડતું નથી. આટલું છતાં પણ તમારે આવું જ બોલવાનો વખત આવે છે તો મારાં નસીબ."

સુંદરને ખોટું લાગ્યું. પોતાના પર હજી અણવિશ્વાસ છે એ જાણી તે ખિન્ન થઇ. ઉમેદચાંદ વહેમી હતો, અને લુચ્ચા માણસો હમેશાં વહેમી હોય છે. પણ જે નાડે સુંદર જાતી હતી, તે તુરત એ કળી ગયો; અને તેનો લાભ લેવા તત્પર થયો.

"તે તો હું જાણું છું. તારી પ્રીતિની મને ખાત્રી છે; અને મેં પણ તારે માટે થોડું કર્યું નથી. આને તજી દીધા જેવું કર્યું છે; અને અંતે શેઠનો ગુસ્સો પણ માથે વહોરી લીધો છે, પછી ભલે જીવ જાય !"

"પહેલાં મારો જીવ જાય, અને પછી તમારો. કોની મગદુર છે કે તમારો વાંકો વાળ કરી શકે ?" સુંદર ભભુકી ઉઠી.

"વહાલી સુંદર, ખરા ભય આગળ આપણે આંખ આડા કાન કરવા ઘટતા નથી. શેઠ વાત જાણી ગયા છે; અને તું જાણે છે કે શેઠ અત્યારે મને ગમે તે કરવાની સત્તા ધરાવે છે; અને તને પણ–"

"અને શું મને પણ ? તમને હેરાન કરશે અને મને પણ તેમ કરશે, એમ કહેવા તમે માગો છો, નહિ વારૂ ? પણ તમે જાણતા

નથી કે શેઠ મને પૂછીને પાણી પીએ છે. હું જેમ કહું છું તેમ જ કરે છે."

"રાઇના પાડ રાતે વહી ગયા. એ વખતે તને સારી ધારતા હતા, અને તારો વિશ્વાસ હતો; હવે તને બેવફા ધારે છે અને તારો વિશ્વાસ નહિ કરે."

"પણ આટલું બધું છેક ખરાબ થઇ ગયું છે એમ ધારવાનું કાંઈ કારણ ?"

"કાંઇ કારણ ? તું એમ ધારે છે કે માણસ પોતાની સ્ત્રીની દુષ્ટતા જાણ્યા પછી છાનોમાનો બેસી રહે ? સુંદર, તારી અક્કલ ક્યાં ગઇ ? તું ખાત્રીથી માન કે અત્યારે તારો ને મારો બંનેનો જીવ જોખમમાં છે. શેઠ ઉઠયા ત્યારે તેમનો ચહેરો તેં જોયો નહિ ? તેમની આંખોમાં ખૂન કેવું ભરાયું હતું ? !"

"ત્યારે હું શું કરૂં ? ! હું તો ગમે તે કહો તે કરવા તૈયાર છું."

"એ તો મને તારી ખાત્રી છે. હું માગું તો તું તારો જીવ પણ આપે, કેમ નહિ ?" ઉમેદચંદે જરા હસીને કહ્યું.

"હાસ્તો વળી. કહી જુઓ અને ખાત્રી કરી જુઓ."

"ના, ના. ખાત્રી કરવા જેવું કાંઇ નથી. અને" ઉમેદચંદે જરા વધારે પાસે જઇ કાનમાં કહ્યું; "અને માગું તો બીજાનો પણ જીવ લાવી આપે, નહિ ?',

સુંદરે ઉમેદચંદના સામું જોયું. પરંતુ બંનેની વચ્ચે અંધારાનો પડદો હતો.

"એ પૂછવાનું શું કારણ ? મેં તો ક્યારનુ કહી દીધું કે હું તો તમારા હાથમાં પુતળાની માફક છું; જેવો ઉપયોગ કરવો હોય તેવો કરો !"

"વિચારીને બોલ, નહિ તો કહીશ તે કરવું પડશે."

"હાય ! હાય ! માણસને વિશ્વાસ જ નહિ ને."

"સુંદર ! આપણી સ્થિતિનો આપણે વિચાર કરવો જોઇએ. અને શેઠ માંદા છે તેનો લાભ લઇને જો——"

"મંદવાડમાં જ પૂરા કરી દઇએ તો વચમાંથી ફાંસ જાય."

સુંદરે ત્વરાથી વાક્ય પૂરૂં કર્યું. પ્યારની વિનાશકારક પાંખોમાં લપટાયેલીને ભયંકર પાપ રમત લાગી. ભ્રષ્ટ વ્યવહારમાં મગ્ન થતી દુષ્ટ સુંદરના અંતઃકરણમાં પાપનો વિચાર જ ન આવ્યો. અને ઘોર

અંધારી રાત્રીમાં પણ ઇશ્વર સર્વ જૂએ છે, સાંભળે છે, એ તેના ધ્યાનમાંથી ઢળી જતા પારાની માફક બિલકુલ સરી ગયું.

"હા, તે જ હું કહું છું. લે આ પડીકું. અને કાલને કાલ એનો ઉપયોગ કરી નાખજે. પણ જોજે હો, મારી આબરૂ—મારૂં માથું તારા હાથમાં છે."

"એ બાબતની ફિકર નહિ રાખશો."

ચંચળ પણ વિશ્વાસઘાતક કલ્પના—શક્તિમાં આવતાં કંઇ કંઇ આનંદી સ્વપ્નોથી તેનું મન ભરાવા લાગ્યું; અને જગતના ચર્મ-ચક્ષુથી છાનું રાખ્યે જ સફળ થએલા માનતા કાર્યને ભૂલી જઇ, ઘોર નિદ્રામાં ચક્ષુ ઘોરવા લાગ્યાં. પરંતુ દોષિત થએલા અંતઃકરણમાં, મૃત્યુ પામ્યા પછી ભૂત થએલાની માફક, કાંઇ કાંઇ શંકાઓ આવવા લાગી. અને તેના બળે મૃત્યુવત્ લાગતી નિદ્રામાં અમંગળ શંકાઓ ધક્કામુક્કી કરતી ઉભરાવા લાગી. ઘોર અંધારી રાત્રીમાં, ઘર સાફ કર્યા પછી કોઇ કોઇ લટકતા રહી ગયેલા બાવાના જાળની માફક, તેની રહી ગયેલી શાંત પણ સ્ફુટ અસર એકલી જ તેમના મગજમાં ટકવા પામી. અને આર્યને સહજ ધર્મવૃત્તિ આવી દશાનો લાભ લઇ પોતાનું બળ અજમાવવા લાગી. પરંતુ રાત્રીના વિયોગથી પ્રભાતના રક્ત બાળ—સૂર્યે દેખા દીધી કે તરત જ, જગતના જડ વ્યવહાર આગળ એ વૃત્તિ ક્યાં અદૃશ્ય થઇ ગઇ, તેની ખબર પણ પડી નહિ. સંચારચક્ર પોતાની પીઠ ઉપર પુણ્ય પાપનો બોજો લઇ, સર્વ શક્તિમાન ઇશ્વરની અનંતતામાં લીન થતું ભ્રમણ કરવા લાગ્યું.

---

# પ્રકરણ ૧૪ મું.

## પાપનો ઘડો ફૂટયો.

માનવી, આવો ભયંકર વિચાર કરી તમારા મનમાં સમજશો નહિ કે, સર્વજ્ઞ પિતા પરમેશ્વર એ વાત જાણતો નથી. એના પ્રહારદંડને અવાજ નથી. એના પ્રહારનો પ્રભાવ વીત્યે જ જાણશો. પરંતુ તમને પૂરેપૂરી શિક્ષા કરવાને, તમારા પાપનો ઘડો પૂરેપૂરો ભરાવાનો વખત એ આપે છે, એટલી પણ તમારા ઉપર તેની કૃપા છે.

જે વખતે ઉમેદચંદ પોતાના કારસ્થાનમાં મશગુલ હતો, ત્યારે શેઠને પણ આખી રાત્રી નિદ્રા આવી નહિ. ભલો ભલમનસાઇ ન છોડે અને ભૂંડો ભૂંડાઇ ન છોડે, એ પ્રમાણે શેઠ સૂતાં સૂતાં, પોતે મનોવૃત્તિઓની ઉશ્કેરણીથી કરેલા વિચારો સંભારવા લાગ્યા. ઘણો પ્રયત્ન કરવા છતાં પણ તેમને નિદ્રા ન આવી. બાર વાગ્યા, પણ આંખ ન મીંચાઇ. એક વાગ્યો પણ નિદ્રાનું ઝોકું પણ ન આવ્યું. બે વાગ્યા, ચાર વાગ્યા પણ નિદ્રા તો હઠિલી જ રહી. તેમના મનમાં વિચાર આવવા લાગ્યા કે, "કર્ત્તા હર્તા પરમેશ્વર છે. આપણાં નસીબમાં જે લખ્યું હશે તે થયા વિના રહેનાર નથી. એનાં કર્યાં એ ભોગવશે. માટે નાહક આપણે આપણું દિલ દુખાવી કાંઇ વિચાર કરવો, તેના જેવું બીજું શું ખરાબ? આપણે મનમાંય શું કામ લાવવું જોઇએ? સંસાર એ એક વૃક્ષ અને મનુષ્યો તેમના ઉપર બેસનારાં પક્ષીઓ છે. જીંદગીરૂપી રાત્રીમાં એ પક્ષીઓ ભેગાં થઇ મરણરૂપી સવારે ઉડી જશે. સુખ દુઃખ એ તો મનુષ્યને નિર્માણ કરેલું છે. રામચંદ્રજી ભગવાનની સ્ત્રીને પણ રાવણ લઇ ગયો કે નહિ! ત્યારે એમનું ભગવાનપણું કયાં ગયું? નળરાજાની સ્ત્રીની થોડી વલે થઇ? ગૌતમમુનિને પણ જોને શું થયું? ઉપકાર ઉપર ઉપકાર સૌ કરે, પણ અપકાર ભૂલી જવો એમાંય મોટાઇ છે." આવા આવા વિચાર કરતા શેઠને રાતના છેક પાછલા પહોર સુધી ઉંઘ ન આવી, અને એટલામાં પાસેના માળામાંથી કોઇ વૃદ્ધ મોટે સ્વરે પ્રભાતિયું લલકારવા લાગ્યો.

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીઆં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીઆં.

* * * *

સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ.
શિવજી સરખા સતા નહિ, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ.
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
બાવઠ બાંગી ભૂધરે, મેહેતા નરસિંહને સ્વામી. સુખ.

તેમનું મન શાંતી પામવા લાગ્યું. મળસ્કું મટી સવાર થવા લાગ્યું અને તેની સાથે તેમના વિચાર પણ ફરવા લાગ્યા. ઘણા પ્રયત્ન

કરવા છતાં, ઘણી ઘણી રીતે પોતાનું મન વાળવા છતાં, તેમના મનમાંથી એ વાત ખસી નહિ.

ઉષાના હાથમાં ઉછળતો પ્રભાતનો બાળ–સૂર્ય, ઉગમણી દિશામાં આવેલી ઉંચી હવેલીઓ ઉપર પોતાના કોમળ કિરણો ટેકવવા લાગ્યો; અને સુવર્ણમય લેપથી તેને શણગારવા લાગ્યો. ચામર ધરનારી જેવી શ્વેત પરિચારિકા ઉષા, આગળ ચાલતી ચાલતી, સૂર્યની છડી સ્વારીની ખબર આપતી જતી હતી, અને ખુણેખોચરે સંતાઇ રહેલા મલીન અંધકારને પોતાના ઉજાસમાં ભેળી દેતી, પોતાની જ સાથે ઘસડી જતી હતી. ભગવાન સૂર્યનારાયણના તેજથી જ જાણે નિદ્રા અંજાઇ ગઇ હોય તેમ તેના પંજામાંથી માંડમાંડ છૂટતા સુજ્ઞ જનો, ઉષાની વધામણીથી પ્રસન્ન થઇ, સ્ત્રીઓની સાથે જ પલંગ કે પથારીને છોડી ઉઠતા હતા; અને ઝરૂખા પર જઇ, ભગવાન સૂર્યનારાયણનાં દર્શન કરતા હતાં. ગગન–મંડળ સાથે વાત કરતી ઉંચી હવેલીઓના ઝરૂખામાં થઇને પ્રવેશ કરતા સૂર્યના લંપટ કિરણો પૂર્વ દિશાએ ક્ષિતિજરેખા ઉપર શોભતા સૂર્યમંડળનીજ માફક, નદી કિનારા ઉપર આવેલી ઉંચી ભેખડો જેવા, વિખરાયલી પથારીમાં નિદ્રાથી હજી સુધી પરવશ બનેલી કામિનીઓના ઊરપર મનહર લાગતા સ્તન–મંડળ સાથે, નિરકુંશ વિહાર કરતાં હતાં. રતિરમણમાં છૂટી ગયેલી તેમની ગજ ગજ લાંબા ચોટલાની લટો, ઉશીકા આગળથી પલંગ નીચે કામદેવના ભસ્મ થએલા કાળા હાથની માફક લટકતી હતી. બાળસૂર્યના આ જડ પણ ચેતન વિહારથી રસિક પુરૂષોને ઇર્ષ્યા આવવાને બદલે રમુજ પડતી હતી. પલંગ કે પથારી પાસે જઇ, વિતેલી રજનીનાં વિલાસના સ્મારક સ્મિત હાસ્યો, નિદ્રામાં પણ વૃક્ષને વળગી રહેતી વેલીની માફક, એજ સ્થિતિને ગ્રહી રહી, સૂર્યના પ્રકાશથી ખીલતા કમળનાં જેવાં તેમનાં મુખ ઉપર હજી બેઠાં હતાં તે તેઓ હસતે ચહેરે જોઇ રહેતા હતા; અને ઉંઘતી અબળાના સ્મિતથી જાગ્રત લાગતા શ્વેત ગાલ ઉપર હળવેથી થપાટ મારી, જાગ્રત કરતા હતા. કોમળ કરપ્રહારથી નાજુક હરિણીની માફક, છલંગ મારી પથારીમાંથી કુદી પડતી ગભરાયલી બાળાને જોઇ, પુરૂષોની રમુજમાં વધારો થતો હતો. આવા વિહારોને બદલે વેરનાં કંટકથી ખુંચતું, લક્ષ્મીપ્રસાદ શેઠનું મન, આખી રાત્રી કેવળ અસ્વસ્થ રહ્યું.

સવાર થયે શેઠ ઉઠયા, અને આજ તેમનામાં કાંઇ ઉત્સાહ દેખાવા માંડયો. તેમના શરીરમાં જાણે અશક્તિ ન હોય તેમ તેજી આગવા માંડી; અને બીમારીમાં દેખીતો ફેર જણાવા માંડયો; તોપણ ઘરમાંથી બહાર જવા જેટલી તેમનામાં શક્તિ નહોતી. કાંઇ કારણસર દલસુખરામ વકીલને બોલાવવાની જરૂર તેમને આજે હતી. પોતાથી ત્યાં જવાય તેમ નહોતું, એટલે તેમને તેડવા કોને મોકલવો એ બાબત શેઠ વિચારમાં પડયા. ઉમેદચંદ ઉપર તેમનો હવે વિશ્વાસ નહોતો, એટલું જ નહિ, પણ હવે તેને એ ખરા અંતઃકરણથી ધિક્કારતા હતા; પણ પોતાની આબરૂ બહાર જાળવવાની ખાતર, હાલ તેમનાથી તેના સંબંધી કાંઇ બની શકે તેમ નહોતું. જો તેને હાલ તુરત નોકરીમાંથી રજા આપે, તો સાણસામાંથી નીકળી ગયેલા સાપની માફક, દબાણમાંથી નીકળી ગયેલો માણસ ગમે તેમ બોલે અને ગમે તેમ કરે, તો પછી તેને કાંઇ કહેવાય નહિ. ગમે તેમ હતું, પણ તેને તો આજના અગત્યના કામમાં વચ્ચે નંખાય એમ નહોતું. ત્યારે મોકલવો કોને? એ ગુંચવારામાં શેઠ જરીક વિમાસણમાં પડયા; પણ તરત જ તેમને વિનયચંદ્ર સાંભરી આવ્યો; અને તેને જ દલસુખરામ વકીલને ત્યાં તેડવા મોકલવો એમ નકકી ઠર્યું. વિનયચંદ્રને પોતાની પાસે તેમણે બોલાવ્યો; અને જોઇતી સમજુત આપી, ગાડી લઇ દલસુખરામ વકીલને ત્યાં તેડવા જવા કહ્યું. વિનયચંદ્રને શેઠના ચહેરામાં કાંઇક અસાધારણ અધીરાઇ અને વિચિત્ર ઉતાવળ લાગી. તેનું કારણ કાંઇક વકીલ બાબત હશે એમ પોતાના મનમાં કલ્પ્યું.

વાંચનારને યાદ હશે કે શેઠ જ્યારે મુંબઇ આવ્યા ત્યારે વિનયચંદ્ર એને આગબોટમાં મળ્યો હતો. એણે તેને પોતાની સાથે લાવી રાખ્યો હતો. તેનો સ્વભાવ, સુશીલતા, અને સદ્‌ગુણ શેઠને પસંદ પડયા હતા, પણ તેને માટે છેવટનું શ્રેય કરવા એમનાથી હજી સુધી કાંઇ બની શકયું નહોતું.

શેઠના કહેવાથી વિનયચંદ્રે ગાડી તૈયાર કરવાનો હુકમ આપ્યો; અને થોડીવારમાં ગાડી બારણે આવી ઉભી રહી. શેઠની રજા લઇ વિનયચંદ્ર અંદર દાખલ થયો; અને દલસુખરામ વકીલને ત્યાં ગાડી લઇ જવાનું કહ્યું.

વકીલને ત્યાં ગયા તો વકીલ સાહેબ કામમાં હતા; પણ શેઠના સમાચાર આપી વિનયચંદ્રે શેઠને ત્યાં પોતાની સાથે જ આવવા વિનતિ કરી. શેઠ આવી રીતે કોઇક જ વાર તેને તેડવા મોકલતા હતા તે ઉપરથી તેડાની અગત્યતા ધારી, વકીલ સાહેબ શેઠને ત્યાં જવા તૈયાર થયા, અને ગાડીમાં બેસી શેઠને ત્યાં આવ્યા. શેઠને શરીરે આજ ઠીક લાગતું હતું. સવારમાં ઉઠીને નિત્યકર્મ કરી એક આરામ–ખુરશીમાં પડયા પડયા શેઠ આતુરતાથી વકીલની વાટ જોતા બેઠા હતા. એટલામાં ગાડીનો ગડગડાટ સંભળાયો. એક નોકર વકીલ સાહેબના આવવાની ખબર આપી ગયો. શેઠ ઉઠયા. વકીલ સાહેબ આવ્યા; એમને મળી શેઠ પાછા ખુરશીપર પડયા, અને સામે પડેલી બીજી ખુરશી ઉપર વકીલને બેસવા કહ્યું.

" આજે કાંઇ જરૂરના કામ વાસ્ત મને બોલાવવો પડયો ?" દલસુખરામ વકીલે બોલવામાં પહેલ કરી.

"હા; જી. પેલું વિલ બદલાવી નાખવું છે." શેઠ જવાબ વાળ્યો.

"કેમ વારૂ ? એટલા થોડા વખતમાં જ નવો વિચાર આવ્યો?"

"હા, કાંઇ એમ જ છે; કાંઇ એમ જ બન્યું છે."

શેઠના મુખ ઉપરથી વિચારનું દુઃખદ વાદળું પસાર થઇ ગયું. અને તેમના ગંભીર ચહેરામાં કાંઇક ઉદાસીનતા આવી ગઇ. તેમણે ઉંડો નિશ્વાસ નાંખ્યો; પણ બીજા વીચારના બોજા તળે ચંપાતા તેમના હૃદયમાંથી એ બહાર નીકળવા પામ્યો નહિ; તોપણ બનેલા બનાવના વિચારથી ઘડીક હૃદયશૂન્ય થઇ ગયા; અને બાહ્ય વ્યાપારથી પળ પણ તેમનું મન વિરક્ત થયું–શૂન્યવત્ થયું.

" વકીલ સાહેબ ! બને એવું છે કે નહિ ? " શેઠે અધીરાઇથી પૂછયું.

" હા, રે, હા ! એ કંઇ મુશ્કેલ નથી. હું તો માત્ર એટલું જ સૂચવતો હતો કે એમ એકાએક વિચાર બદલાવાનું કાંઇક કારણ હોવું જોઇએ. " વકીલે મુત્સદીપણું વાપર્યું.

" છે અને હું એ તમોને કહીશ."

શેઠે બનેલી બધી બીનાથી વકીલને વાકેફ કર્યો. પોતાની જ આબરૂની ઝાંખપની વાત પોતાને જ મોંહે પારકાને કહેતાં કહેતાં શેઠનું અંતઃકરણ અંદરથી ચીરાવા લાગ્યું. આ વાત પોતાને પણ જણાઇ

નહોત તો ઘણું સારૂં થાત કે આમ પારકાની પાસે કંગાળ દીનતા ભોગવવાનો વખત ન આવત. પોતાને મનમાં ઘણું ઓછું આવશે એમ જાણવા છતાં, આવી બાબતમાં માણસને પોતાને જ સંશય પડયા પછી એ બાબત પૂરેપૂરી જાણવાની ઇંતેજારી રહે છે.

“ ઠીક ત્યારે, તમારી તબીઅત સુધરવા સુધી એ વાત મુલતવી રાખીએ તો કાંઇ હરકત છે ? ”

“ ના, ના, આજને આજ, હમણાં ને હમણાં એ તો થવું જોઇએ. એ કામ પૂરૂં થયા પછી જ મારો આત્મા વિશ્રાંતિ ભોગવશે; માટે જોઇતી સગવડ અહીં જ કરી લ્યો; અને જેમ બને તેમ થોડા વખતમાં તૈયાર કરી આપવાની મહેરબાની કરો. ” શેઠે આગ્રહથી પણ કાંઇક નરમાસથી વકીલને કહ્યું.

વકીલ સાહેબથી ના કહેવાઇ નહિ. શેઠની સાથે રકઝક કરવી પણ તેમને વાજબી લાગી નહિ. પોતાની બાલ્યાવસ્થામાં શેઠનો આધાર એમને જબરો હતો; અને અત્યારે પણ તેઓ એક મોટા ગ્રાહક હતા એટલું જ નહિ, પણ તેમને લીધે બીજા મોટા શેઠીઆઓ પણ એમના અસીલ બની ગ્રાહક થતા હતા; પરંતુ વિલ જેવું અગત્યનું કામ કરવાને એકાંત જોઇએ. શેઠને એ બાબતની એમણે સૂચના કરી; અને દીવાનખાનાની પડખે આવેલા ઓરડામાં એકાંતને માટે વકીલ સાહેબને બેસાડવામાં આવ્યા.

વકીલ સાહેબ બહાર ગયા કે સુંદરે દીવાનખાનાના ઉમર પર પગ દીધો. શેઠની પ્રીતિમાં જ અભય વચન માનતી સુંદર શેઠનું દિલ કળી શકી નહિ. વ્યવહારકુશળ શેઠ પણ, સુંદરે જખમી કરેલા દિલમાં ઉછળતી મનોવૃત્તિઓને દબાવી શકયા. માત્ર પ્રસંગોપાત બોલવા ચાલવામાં કાંઇક મનની થંડક વાપરતા હતા. ઉમેદચંદે સૂચવી તૈયાર કરેલા નિર્લજ્જ મન ઉપર આ થંડતાએ દૃઢતા મેલી, અને પોતાના ઉપર શેઠના સંશયની ખાત્રી કરી આપી. આથી કરીને પાપ અને પ્રીતિ વચ્ચે હિંચકા ખાતી આનાકાની, સાયંકાળે ઝળવઝળ થતા સૂર્યાસ્તના તેજની માફક, આત્મસંરક્ષણના વિચારમાં અદૃશ્ય થઇ. પ્રીતિના પાશમાં લપટાએલું મન, એ જ પ્રીતિના સાધનની રક્ષા કરવા, વૈરભાવ ઉત્પન્ન કરી, ભયંકર પાપની યોજના કરવા લાગ્યું. ભ્રષ્ટ થએલી બુદ્ધિએ ધર્મની લાગણીવાળા મનમાંથી, પાપના

વિચારનો કંટક ખેંચી લીધો; અને તેના બળે ઉપર તરી આવતા લોહીના ટશીયાની વેદના પણ એને જણાઇ નહિ. તરેહ તરેહના સંકલ્પથી ક્ષુધાર્ત બનેલું તેનું મન, પહેલી જ તકનો લાભ તરત લેવાને અંતે બહુ જ ઉત્કંઠિત બન્યું.

એટલામાં રસોઇઆએ ચાહના પ્યાલા લાવી ટેબલ ( મેજ ) ઉપર મૂકયા. શેઠ શેઠાણી એકલાં હોય, ત્યારે રસોઇઆને હાજર રહેવાનો હુકમ નહોતો. એટલે રસોઇઆએ ત્યાંથી રૂખસદ લીધી, અને શેઠાણીને હાથે ચાહ આપવાનું કામ આવી પડયું. શેઠને મંદવાડની નબળાઇથી ઉધરસ થઇ હતી; એટલે ઉધરસ આવતાં ગળામાં આવેલો બડખો બહાર નાખવા શેઠ બારી ઉપર ગયા. શેઠની પૂઠ ફરી, તેનો લાભ લઇ, સુંદરે ઝડપથી ચોળીમાંથી ઉમેદચંદનું આપેલું પડીકું કહાડી શેઠના પ્યાલામાં ઉખેળી ખાલી કરી નાખ્યું. જાણે કાંઇ બન્યું જ નથી એમ, માંહોમાંહે લડેલી બિલાડીઓના ન્યાય તોળતા ચતુર વાંદરાની માફક, ઠાવકું મોંહ રાખી, સુંદર ગરમ ચાહ હલાવવા મંડી ગઇ. શેઠ પાછા ખુરશી ઉપર આવી બેઠા, કે તરત જ તગતગતા તારાથી હસતી લાગતી કાળી રાત્રીની માફક, સુંદરે હસતે ચહેરે, વિષમય સર્પની ફણા જેવી ચકચકિત પોતાની નાજુક હથેળીમાં ચાહનો પ્યાલો મૂકી શેઠને આપ્યો; અને એમણે પણ કાંઇ પણ સંશય વગર સુંદરના નાજુક હાથમાંથી ચાહનો પ્યાલો લીધો; અને ચાહ સમજીને, મીરાંબાઇની માફક ઝેરનો પ્યાલો પીવા પોતાના મુખ ઉપર ધર્યો.

અ (?) બળા ! તને અબળા અને ભીરૂ એવાં એવાં વિશેષણ લગાડનારા કેવળ જૂઠા અથવા મૂર્ખ છે ! ! આવી કમકમાટી ભરેલી દુષ્ટતાથી તારૂં હૃદય જરી પણ કંપિત નથી થતું, તો તારા મનની સબળતા કેવી ? ! તું ધારે તો તરવારથી નહિ, પણ ગગનમાં વાંકીચુંકી દેખાતી, સર્પાકૃતિ જેવી વિજળીની માફક નાચતાં તારાં નયનોના, તરવાર કરતાં પણ વધારે તીવ્ર કટાક્ષથી, પુરૂષનું કઠણ, પથ્થર જેવું અભેદ્ય, દિલ કાપી ચૂરેચુરા કરી નાંખે એવી છે ! તરવારનો ઘા બીજાં માણસો જાણી શકે છે, એટલે કાંઇપણ દિલાસો તેઓ એને આપી શકે છે: પણ તારી તો ચતુરાઇ એવી છે કે, ઘાયલ થએલો જ તે જાણે, અને તું તો લોકોની નજરમાં કેવળ નિર્દોષ લાગે: પણ એ ઘાયલ થએલા જીવડાને એ પ્રીતિની પૂર્ણાહુતિ મૃત્યુ-

થી જ કરવી પડે છે. સુંદર ! તું તો કેવળ કુબ્જા–કુલટા છે ! પતિથી ન સંતોષાઇ, તે બીજાથી કેમ સંતોષાશે ? કુલટાઓ ! તમારી દુષ્ટતા ધ્યાનમાં લઇને જ પરમેશ્વરે તમારા માથા ઉપર વાસુકી નાગની ચોકી મૂકી, હાથમાં અને પગમાં કાયમને માટે બેડીઓ નાખી, તમારા નાક અને કાન આરપાર વીંધી નાખ્યા જણાય છે અને તમારી કોટમાં પણ સાંકળો નાખી છે; આટલું છતાં પણ હેડમાં પડેલો બળવાન માણસ હેડને પણ ન ગણકારી પગ ઉંચા કરી અફાળે તેમ, આટલા દાબથી દબાએલી છતાં, તમારી પાપવૃત્તિ આવું રૂપ પકડે છે, તો કેવળ છૂટી હોય, તો ગગનમાં પથરાઇ જતા ધૂમ્રની માફક, એ વૃત્તિ શું શું ન કરે તે સમજાતું નથી.

"લ્યો ! આજથી તમારો સર્વ રોગ ગયો જ સમજજો ! મારા હાથની ચાહમાં કાંઇ એવો જ ગુણ છે." સુંદરે હસતાં હસતાં કહ્યું; અને અંતરના અંતર ભાગમાં સંતોષથી હસવા લાગી.

"એમકે ? એવી ખબર હોત તો પહેલેથી જ તમને બોલાવત ને, કે આમ દુઃખી થવાનો વખત ન આવત !" શેઠ પણ હસીને જરા કરડાકીમાં બોલ્યા. પણ શેઠાણીનું નવું કૃત્ય એને ક્યાંથી જણાય ?

સુંદર જાણે કે હું શેઠને છેતરૂં છું, અને શેઠ જાણે કે હું સુંદરને રમાડું છું; પણ ભલા બિચારા લક્ષ્મીપ્રસાદ શેઠને ખબર નહોતી કે કાળરૂપ શેઠાણી પોતાનું કાળું કર્મ ક્યારનુંય કરી ચૂકી હતી, અને દરેક ક્ષણ તેમના ગણ્યા ગાંઠ્યા કલાકમાંથી ઓછી થતી હતી; પરંતુ જે પળે સુંદર પોતાના નિર્દોષ પતિને નાહક કમોતે મારી નાખવાની પોતાની દુષ્ટતાની અવધિમાં મલકાતી મનમાં મગ્ન થતી હતી, ત્યારે પરમેશ્વર તેની એ જ દુષ્ટતાને દંડ આપવાનો ઉપાય યોજતો હતો; અને વકીલની બુદ્ધિદ્વારા પોતાનું કામ કરતો હતો.

શેઠે પ્યાલો મુખ ઉપર લીધો. ગરમ ચાહને ચમચે વતી હલાવી, ચમચો મુખ ઉપર લેવાનો વિચાર કરે છે, એટલામાં દલસુખરામ વકીલ દીવાનખાનામાં હાથમાં લાંબો કાગળીઓ લઇ આવ્યા. શેઠને વિલ ફેરવવાની વાત સુંદરથી છાની રાખવાની જરૂર હતી; એટલા માટે વકીલને જોઇ, ખુરશીમાંથી સફાળા શેઠ ઉઠયા. હાથમાંથી ચાહનો પ્યાલો એકદમ ટેબલ ઉપર મૂકી દીધો, 'અને જોઉં, કેમ થયું ?' કહી વકીલના હાથમાંથી કાગળીઓ લઇ લીધો. સુંદર દીવાનખાનામાં જ પડતા બારણામાંથી પોતાના ખંડમાં ચાલી ગઇ, અને વકીલ ને શેઠ

એકલા જ રહ્યા. શેઠના હાથમાં કાગળીઓ ફેરવવાના વિલનો ખરડો હતો, અને શેઠની સંમતિને માટે વકીલ શેઠને બતાવતા હતા.

"ઠીક છે ! મારી મતલબ એનાથી પાર પડે એટલે થયું." શેઠે વકીલને કાગળીઓ પાછો આપતાં આપતાં કહ્યું.

"એમ થશે જ. વિલની બાત શેઠાણીને ખબર ન પડે તો વધારે સારૂં. એમ થવાથી આ બાબતથી અજ્ઞાન શેઠાણીનું દિલ વધારે દુ:ખી થશે, અને તમારી મુરાદ વધારે પાર પડશે." વકીલે જવાબ વાળ્યો.

"હાસ્તો વળી, એ વિચાર મારો પહેલેથી જ છે."

"ત્યારે હવે તમે વાલીઓને ભેગા કરો અને બધાઓની સહીઓ એના ઉપર લ્યો." વકીલે સૂચના કરી.

"એ વિલ તમે મારી પાસે જ રહેવા દો. એના ઉપર બીજા વાલીઓની સહી હું જોગવાઇએ લઇશ; પણ તમે જે વાત જાણો છો, તે બીજા વાલીઓને કહેવાની જરૂર નથી. એટલે એ વાત તમારી પાસે જ રહેવી જોઇએ."

"વારૂ ! ફીકર નહિ. તેમ કરવામાં મને કાંઇ હરકત નથી."

વકીલ સાહેબનું હવે કામ થઇ રહ્યું. શેઠની ગાડી તૈયાર જ ઉભી હતી, અને વકીલ સાહેબને તેમને ઘેર મૂકી આવવાનો હુકમ થયો. વકીલ સાહેબ શેઠની રજા લઇ પોતાના ઘર તરફ સીધાવ્યા.

વકીલ સાહેબ આવ્યા ત્યારે શેઠ ઉતાવળમાં ઉઠયા હતા; અને ઉતાવળમાં ઉઠતાં ચમચાની ચાહ ટેબલ ઉપર ઢોળાઇ ગઇ હતી. ગળપણ ઉપર મોહિત થતી માખીઓ ઢોળાએલી ચાહ ઉપર બેસતી હતી, પરંતુ ત્યાંથી ઉડી શકતી નહોતી. આઠ દશ માખીઓ મરેલા જેવી ચાહના પડેલા પાણી ઉપર પડી હતી. શેઠ આવ્યા, અને જેવો પ્યાલો પોતાના હાથમાં લેવા જાય છે, તેવો જ આ બનાવ તેમની નજરે પડયો.

કૌતુક લાગ્યું અને વધારે બારીકીથી જોતાં જણાયું કે માખીઓ ઢોળાએલી જગ્યા ઉપર જ બેસી મરી જતી હતી. શેઠને વહેમ પડયો. —કાંઇ ચાહમાં કપટ તો નહિ હોય ? શેઠાણીએ આજ ચાહ બનાવી આપી હતી; અને આપતી વખતે તેનો હસતો ચહેરો આજે કાંઇક જૂદી જ જાતનો હતો, એવું શેઠની વહેમાયલી વૃત્તિમાં આવવા લાગ્યું. હવે શેઠને યાદ આવ્યું કે એ વખતે શેઠાણીના હસવામાં કૃત્રિમતા

જેવું હતું. ચાહની સાથે તો એને કાંઇ સંબંધ નહિ હોય ? એ વહેમ શેઠને પડવા લાગ્યો. વહેમમાં રહેવું માણસને મહા વસમું લાગે છે. તરત જ તેમણે વૈદ્યને બોલાવવા માણસ મોકલ્યું. અને ખાત્રી કરવા ચાહનો પ્યાલો તેમને તેમ રહેવા દીધો. થોડા વખતમાં વૈદ્ય આવ્યો અને ચાહનો પ્યાલો તપાસવા લાગ્યો; તપાસી રહ્યો.

"આ પ્યાલો તમારે પીવાનો હતો ?" વૈદ્યે કાંઇક આશ્ચર્યતાથી, કાંઇક દિલગીરીથી, પૂછ્યું.

"કેમ ? પીવાનો હોય તો શું ?" શેઠે પણ આશ્ચર્યતાથી સામો સવાલ કર્યો.

"જો તમારે પીવાનો હોય તો, એક મોટી ઘાતમાંથી તમે બચ્યા છો. એ પ્યાલામાં ઝેર છે અને પીનારનો અરધા કલાકમાં પ્રાણ લેત." વૈદ્યે ગંભીર ચહેરે કહ્યું. તેના અવાજમાં દિલગીરી સ્પષ્ટ હતી.

"હેં ? શું કહો છો ?" શેઠ દિંડ્મૂઢ બની ગયા, વહેમાયલી વૃત્તિમાં ખાત્રી થવા લાગી અને સંશય કોઇ કોઇના ઉપર આવવા લાગ્યો. તેમની મનોવૃત્તિઓ ઉશ્કેરાઇ ગઇ, અને તેમનું શરીર ધ્રૂજવા લાગ્યું.

"એ કૃતિ કોની છે એ શોધી કાઢવું આપને જરૂરનું છે; અને ભવિષ્યમાં એવા લોકોને આપની ભલમનસાઇનો ફરીને લાભ ન મળે એ આપને આ ઉપરથી ચેતવાનું છે. અરેરે ! આપ જેવા દયાળુ શેઠીઆઓનો જીવ પણ આમ જોખમમાં રહે છે ! એ તો સારૂં છે કે ઇશ્વરની આપના ઉપર કૃપા છે, નહિ તો એમાંથી બીજું શું થાય ?" વૈદ્યે દિલગીરીથી કહ્યું.

"વૈદ્યરાજ, પાપ પ્રકટ કરવાનો આપનો હેતુ પ્રશંસનીય છે. વંશપરંપરાથી ચાલ્યા આવતા તમારા પૂર્વજોએ પણ મારા પૂર્વજોનું બહુધા ભલું કરેલું છે, અને તમારો આ દાખલો તાજો છે. ઇશ્વર સર્વ સારૂં જ કરશે. એ મહાન પિતાનો વિશ્વાસ મને જબરો છે. એમની મરજી આગળ કોઇનું કાંઇ ચાલવાનું નથી."

શેઠને અત્યારે જાણે દુનિયામાં પોતાનું કોઇ જ ન હોય તેમ એકલું લાગ્યું. એ કામ સુંદરનું છે, એ તો તે તુરત જાણી ગયા. પણ સુંદર આટલે બધે દરજ્જે પાપમાં પ્રવર્તી હતી, એ જાણી અત્યંત તે દિલગીર થયા. "અરરર ! આ જાતી કોઇની નહિ તે નહિ

જ ! કુચ્છંદે પડેલી કુલટા પોતાની વિષયવાસનાની તૃપ્તિ કરવા ગમે તેવાં પાપ કરતાં પાછું વાળી જોતી નથી. પરંતુ કલ્પના—શક્તિના બળે જ વિષયીમાં વિષયવાસના સ્ફુરે છે. આથી કરીને જો વિષય-વાસનાને છૂટી મૂકી તો ધીમે ધીમે હદ બહાર જાય છે; અને તેની સાથે પાપ પણ તેવાં જ કરાય છે. પણ એ વિષયવાસના સળગતી કયાંથી હશે ? તે તો કોણ જાણે; અને એની તૃપ્તિ પણ ક્યારે થતી હશે ? તે પણ કોણ જાણે. હું તો માત્ર એટલું જ જાણું છું કે પ્રસંગ મળ્યે, એકાંત મળ્યે, વિષયીની વિષયવાસના સચેત થાય છે; અને તેને જો પહેલેથી જ દાબમાં રાખી નહિ તો અગ્નિની જ્વાળાની માફક તેને પ્રસરતાં વાર લાગતી નથી. સુંદરને જો એકાંત અને અનુકુળતા મળી નહોત તો આ પરિણામ આવત કે નહિ એ સંશય પડતી વાત છે. પણ એટલા માટે એ દુષ્ટ સ્વભાવની નહિ હોય એમ કાંઇ ધારી શકાય નહિ. સદ્‌ગુણની કસોટી થયા વિના ખાત્રી થતી નથી. કસોટી કરવાનો વખત જ ન આવ્યો, એટલા પરથી એ દુર્ગુણી નથી એમ પણ કહી શકાય નહિ. ” આવા આવા વિચારો લક્ષ્મીપ્રસાદ શેઠને પોતાના દીવાનખાનામાં ફરતાં ફરતાં આવવા લાગ્યા.

શેઠનો ધિક્કાર સુંદર તરફ હવે બમણા જોરથી ઉલટાયો. કોઇ પણ બાબતમા તેનો વિશ્વાસ હવેથી કરવો નહિ, એમ તેમના મનમાં તેમણે ઠરાવ કર્યો. હવેથી સુંદરના દરેક કામની ચુંથણી ઝીણી નજરથી થવા માંડી; અને તેને ખબર ન પડે તેમ તેની હીલચાલ ઉપર પાકી દેખરેખ શેઠ રાખવા લાગ્યા. રસોઇઓ નિમકહલાલ હતો, એટલે શેઠને ઝાઝી ફીકર નહોતી. તો પણ સુંદર વખતે એને પણ ન ભમાવે, અગર એની આંખમાં પણ ધુળ ન નાંખે, એટલા માટે શેઠે રસોઇઆને ચેતાવી દીધો. ઘરનો પરચુરણ ખરચ આજ દિવસ સુધી શેઠાણીના હાથથી થતો; શેઠે તે હવે બંધ કર્યું; અને ઘરની દેખરેખ તથા જોઇતી ચીજો લાવવાને શેઠે વિનયચંદ્રને ગોઠવી દીધો.

વિનયચંદ્ર અપાત્ર નહોતો; તથા ગમે તેવી સાંસારિક બાબતોથી પણ એનું દિલ ડગે નહિ એવું છે એમ શેઠ જાણી ગયા હતા. તેના ઉપર શેઠનો વિશ્વાસ હવે ચોંટવા લાગ્યો. સુંદરના હાથથી ખરચ થવો બંધ થયો, એટલે તેનો હાથ પૈસા સંબંધી તાણમાં રહેવા લાગ્યો; અને પૈસાની અનુકૂળતા એને ઓછી થઇ.

સુંદરને બેસવા ઉઠવાનો ઓરડો શેઠે જુદો કઢાવી આપ્યો. અને શેઠ સુંદરને કોઇ કોઇ વખતે જ મળવા લાગ્યા. શેઠ પોતાની ઉમેદચંદ બાબતની જ વાત જાણે છે એટલી સુંદરને ખાત્રી હતી; પરંતુ પોતાના છેલ્લા કૃત્યની વાત પણ શેઠના જાણવામાં આવી છે, એ શેઠાણીથી અજાણ્યું રહ્યું. પાપી માણસોનું પાપ છાનું રહ્યું છે, એમ એ લોકો છેવટની ઘડી સુધી માને છે, પરંતુ એ વાત સર્વને જાહેર હોય છે.

શેઠનો છોકરો રમણિક હવે સમજણો થયો હતો, અને શેઠાણીને બીજા ગર્ભથી છોકરી થઇ હતી. રમણિકને સુધારવાનું કામ હવે શેઠે મન પર લીધું. અને આટલી નાની ઉમરમાં નિશાળે તો ન મોકલાય, પણ માસ્તર ઘેર ભણાવવા રાખવો, એવો વિચાર થયો. માસ્તર શોધવા જવું પડે તેમ નહોતું. વિનયચંદ્ર સારા ગુણવાળો હતો, એટલું જ નહિ, પણ તે હુશિયાર હતો. ઇંગ્રેજી, ગૂજરાતી, તથા સંસ્કૃતનું જ્ઞાન એને સારૂં હતું. તેને રમણિકનો માસ્તર બનાવી દીધો. “એક પંથને દો કાજ” એવું શેઠને થયું. એ બહાને સ્વતંત્ર કમાઇ જોગ વિનયચંદ્રને શેઠ તરફથી મળવા લાગ્યું: અને નાનપણથી જ વિનયચંદ્ર જેવા માસ્તરના સહવાસથી રમણિક પણ સુધરતો ગયો.

શેઠને કાંઈ આંચ ન આવી જાણી સુંદર વિમાસણમાં પડી. ઉમેદચંદે આપેલા પડીકામાં ધારેલો ગુણ જ નહિ હોય, અગર વચમાં જ કોઇએ કાંઇ દગો તો નહિ કર્યો હોય, એવી શંકાઓ સુંદરને આવવા લાગી; અને અંદરખાનેથી શું થયું તેની તપાસ કરવા લાગી.

## પ્રકરણ ૧૫ મું.

## શેઠનું ડાહાપણ.

વાંચનારને પાછલાં પ્રકરણો ઉપરથી માલમ તો પડયું હશે કે વિનયચંદ્ર આગબોટમાંથી ઉતરી શેઠની સાથે ગાડીમાં બેઠા ત્યારે તેને ઘડીક જોઇ રહેનાર કોણ હતો. હજી એ બાબતનો સંશય હોય તો

આપણે કહી નાખીએ છીએ કે એ કોઇ નહિ પણ ચતુરદાસ હતો. વિદ્યાનંદ અદૃશ્ય થયા પછી એને ઉદ્યમપુરમાં કાંઇ ચેન પડયું નહિ.

તરત જ તે વિદ્યાનંદનાં માબાપને એ સમાચાર નિવેદન કરવા નિર્ધનપુર ગયો હતો; પરંતુ તેઓને દુઃખ લાગે અથવા તો તેઓ અફસોસ કરે એવા ખબર એણે તેમને આપ્યા નહોતા. હાલ એમ કરવાની એને જરૂર લાગી નહિ. ધીમે ધીમે વાત કરી અંતે તેણે જણાવી દીધું હતું કે વિદ્યાનંદ ઉદ્યમપુરથી કહીંક કામ પ્રસંગે ગયેલો છે; પરંતુ એ કામની બહુ ઉતાવળ હોવાથી જતી વખતે એને પણ મળી શકયો નથી; અને એથી કરીને એ કયાં જવાનો છે એ કહી ગયો નથી; તો પણ એના ઉપર એક કાગળ લખી ગયો છે અને તેમાં જણાવ્યું છે કે એ થોડા દિવસમાં પાછો આવશે; છતાં આવવામાં વિલંબ થાય તો, કાંઇ ફીકર કરશો નહિ, એમ સૂચવી પણ ગયો છે. વિદ્યાનંદ તેના માબાપને એકનો એક છોકરો હતો, અને ખરી વાત કહેવાથી એમને જરૂર જીવ ગયા જેવો સંતાપ થાય, એમ ધારી ચતુરદાસે એ વાત જોડી કહાડી હતી. ક્યાં ગયો છે, તેના ઠેકાણા વિના, અને નહિ સમજાય એવી તેની આ રીતભાતથી માબાપને કાંઇક સંશય આવ્યો ખરો, પણ ચતુરદાસે એ સંશયનું નિરાકરણ કરી માબાપને દિલાસો આપ્યો અને પોતે નીકળી પાછો ઉદ્યમપુર આવ્યો.

ઉદ્યમપુર થોડા દિવસ તે રહ્યો, પણ તેના મનને ચેન પડયું નહિ. મિત્ર–વિયોગથી એ પાણી વિનાના માછલાની માફક ટળવળવા લાગ્યો. વિદ્યાનંદની શોધને માટે એણે પ્રયાસ કરવા માંડયો, પણ ઘણી મહેનતે પણ એનો પત્તો એને મળી શકયો નહિ. ઘણા પ્રયત્ન કર્યા, પણ દરેક પ્રયત્નમાં પાછો પડતો જણાયો; પણ અંતે તે કોઇ કારણથી મુંબઇ આવ્યો હતો. મુંબઇ આવી તેણે જાહેરપત્રોમાં એ સંબંધી ખબર–પત્રો છપાવ્યાં. પણ કોઇ ઠેકાણેથી એનો ઉત્તર મળતો જણાયો નહિ. ઘણી ઘણી તપાસ કરતાં પણ તે વિદ્યાનંદ સંબંધી કાંઇ પણ ખબર મેળવવા શક્તિમાન થયો નહિ. અંતે નિરાશ થઇ તેણે સર્વ પ્રયત્ન છોડી દીધા. ગમે તેમ થાય પણ વિદ્યાનંદ આત્મહત્યા તો કરશે નહિ એવો તેને નિશ્ચય હતો; અને જીવતો હશે તો કોઇ દિવસ પણ તેનો પત્તો લાગ્યા વિના રહેશે નહિ એમ તે ધારતો હતો.

એમ કરતાં તે એક દિવસ ફરતો ફરતો બંદર ઉપર જઇ ચડયો હતો. એટલામાં વિનયચંદ્રને આગબોટમાંથી ઉતરી લક્ષ્મીપ્રસાદ શેઠ સાથે ગાડીમાં બેસી જતો તેણે જોયો હતો. ચતુરદાસની નજર એના ઉપર ગઇ કે તરત જ એકદમ તે ચમકી ગયો. આ શું ? વિદ્યાનંદ જેવું અહીં ક્યાંથી ?—એમ એના મનને આવી ગયું. પણ નહિ ! નહિ ! વિદ્યાનંદ હોય તો મને બોલાવ્યા વિના રહે ?—એમ ફરી વિચાર આવતાં તે કાંઇક પાછો હઠી ગયો. અને એટલામાં તો વિનયચંદ્ર ગાડીમાં બેસી ચાલતો થયો. એ ગયા પછી એના સંબંધી તપાસ કરતાં એને માલમ પડયું કે એનું નામ તો વિનયચંદ્ર છે. તે વિચારમાં પડયો; અને એ જ હશે કે કોણ ?—તે વિચારના સંશયમાં હિંચકા ખાવા લાગ્યો. પોતે નામ બદલાવી તો નહિ આવ્યો હોય ? ગમે તેમ હોય, પણ મને તો એ વિદ્યાનંદ લાગે છે.–એમ ચતુરદાસને વિચાર આવવા લાગ્યો. ઘડીકમાં એક વિચાર આવે તો ઘડીકમાં બીજો વિચાર આવે, પણ તેનો નિવેડો તેનાથી કાંઇ આવી શકયો નહિ. શું કરવું એ તેને સુઝયું નહિ.

જેની સાથે તે ગાડીમાં બેસીને ગયો તેના વિષે તપાસ કરતાં તેને કોઇએ કહ્યું કે એ તો લક્ષ્મીપ્રસાદ શેઠ હતા.

"લક્ષ્મીપ્રસાદ શેઠ કયાં અહીં રહે છે ?" જે માણસે જવાબ આપ્યો હતો તેને ચતુરદાસે સવાલ કર્યો.

"હા ! વરસનો ઘણો ખરો ભાગ અહીંઆં જ રહે છે." તે માણસે જવાબ વાળ્યો.

"અહીંઆં તે કયાં મુંબઇમાં ? ત્યારે એ આવે છે કયાંથી ?" ચતુરદાસે ચાલતાં ચાલતાં પૂછ્યું.

"કનકાવતીથી આવતા હશે. તેમનું મૂળ વતન કનકાવતી છે. તે બહુ ધનાઢ્ય ગણાય છે. ગામે ગામમાં તેમની પેઢીઓ હતી. ઘણી મીલોમાં પણ તેમનો ભાગ હતો."

"ત્યારે હવે એ માંહેલું કાંઇ નથી ?"

"છે, પણ વેપાર સંબંધી દરેક કામમાંથી એમણે હવે નાણું ખેંચી લીધું છે."

"એનું શું કારણ ? એમને કાંઇ સંતાન છે ?"

"મારા ધારવામાં તો નથી એમ છે. હમણાં નવી બૈરી તો કરી છે."

"ત્યારે એમની સાથે હતો તે કોણ હતો ?"

"કોણ જાણે કોઇ ઓળખાણ પીછાણવાળો હશે."

"શા કામ સંબંધી ?"

"તે તો કોણ જાણે."

નિર્ધનપુરના સરસ્વતી અને નિત્યાનંદ જેવા ગરીબ માબાપનો એકનો એક પુત્ર, વિદ્વાન અને ગુણવાન છતાં ગરીબાઇ નીચે ઢંકાએલા એ રત્નને નહિ ઓળખી શકવાથી પ્રેમકુંવરથી અપમાન પામેલો; તરણ પણ સદ્દગુણ—પારેખ દયાકુંવરે એ હીરો ઓળખી કાઢયો હતો, અને તેની સાથે પ્રીતિમાં પડી હતી, છતાં એ પ્રીતિમાં બંને નિરાશ થએલાં, અને ઉભય એ દિશાથી કષ્ટ પામતાં; છેવટે એ દશામાંથી પણ આત્મભોગ આપી છૂટી જનારો વિદ્યાનંદ મુંબઇ જેવા સમૃદ્ધિવાન શહેરમાં, પ્રખ્યાત, ધનાઢ્ય અને વગવાળા લક્ષ્મીપ્રસાદ શેઠના વૈભવનો સહભાગી હોય, એ તેની કલ્પનાએ કબુલ કર્યું નહિ. એક જ માણસ વિષે એક બાબતમાં ભાગ્ય પ્રતિકૂળ, અને બીજી બાબતમાં સાનુકૂળ, એ કુદરતનો પક્ષપાત તેનાથી સમજાયો નહિ. કુદરતની [illegible]તિનાં એ તડકા છાયામાં એની બુદ્ધિ આગળ ચાલી નહિ. કુદરતની એ સ્વચ્છંદ વૃત્તિમાં તેની મતિ મુંઝાઇ ગઇ.

પરંતુ રહી રહીને એને વળી વિચાર આવવા લાગ્યો કે—ગમે તેમ, પણ એ છે તો વિદ્યાનંદ જ;—તેના હૃદય-ચક્ષુ દુઃખથી અને વિયોગથી એને બીડાએલાં ન લાગ્યાં. એક નજરે પણ એ ચક્ષુઓ, વિદ્યાનંદ કે વિનયચંદ્રની સ્થિતિનું અવલોકન કરી વળ્યાં. અને ઓલાઇ જતી દીવાની વાટના મુખમાંથી રહી રહીને નીકળતા પ્રકાશની માફક, વિનયચંદ્ર એ વિદ્યાનંદ છે એ પ્રકાશનાં કિરણો તેની હૃદયભૂમિમાં પેસવા લાગ્યાં. આજ દિવસ સુધી તેના વર્ત્તમાનદ્વાર બંધ રહેવાથી અંધકાર પામેલી તેના હૃદયની કોટડીમાં એ કિરણોથી પ્રકાશમાન અજવાળું પડવા લાગ્યું. ભૂતકાળની સ્મરણશક્તિ તેના મગજમાં ચોરની પેઠે પેસવા લાગી, અને ભૂતકાળની અને વર્ત્તમાનની સ્થિતિમાં, સરખામણી કરતાં, તેની નજરમાં બહુ તફાવત જણાવા માંડયો. વિદ્યાનંદનો ચહેરો હમેશાં હસતો રહેતો હતો; આનો ચહેરો ગંભીર હતો. અને છેક પાસે જઇ ધારી ધારીને જોનારને, એ ચેહેરામાં નિરાશા, દિલગીરી અને દુઃખની છાપ સ્પષ્ટ દેખાઇ આવે એવો લાગતો હતો. વિદ્યાનંદ ગોરો અને શરીરે ભરેલો

હતો; આ જરા શ્યામ અને તદ્દન કૃશ શરીરનો હતો. વિદ્યાનંદની આંખો ચંચળ અને લુચ્ચાઇ વિનાની ચતુરાઇથી ભરેલી હતી; પણ આની આંખોનાં પોપચાં ઢાળેલાં જ રહેતાં હતાં. અને જ્યારે ઉઘાડતો, ત્યારે જાણે બહુ મહેનતથી ઉઘાડી શકતો હોય, એમ નિર્બળ લાગતાં હતાં. ગરીબ છતાં વિદ્યાનંદનું કપાળ ભવ્ય લાગતું હતું: આનું કપાળ જાણે દુર્દશાથી ભાગ્યની રેખા ભૂસાઇ ગઇ હોય, એમ તેજહીન દૂરથી લાગતું હતું. વિદ્યાનંદની ચાલ ગર્વ વિનાની ઉતાવળી, તેનું બોલવું અભિમાન વિનાનું ઉત્સાહી, પણ મીઠાશ ભરેલું અને તેનો વિવેક ખૂશામત વિનાનો વિનયી હતો. આની ચાલ મંદ, ધીમી, પણ દઢ હતી; એને બોલતાં તો હજી એણે સાંભળ્યો નહોતો. પણ એની મુખમુદ્રા ઉપરથી માલમ પડતું હતું કે સાધારણ માણસ કરતાં એનામાં વિશેષતા હતી. દેખાતો એ ગરીબ અને નમ્ર લાગતો હતો; અને ગર્ભશ્રીમંતનો સહભાગી છતાં, પથ્થર ઉપર ચોંટેલી શેવાળની જેમ ગર્ભશ્રીમંતાઇને અંગે મૂળથી જ રહેનારા ગુણદોષો એનામાં વિષે જોવામાં આવતા નહોતા, એટલે એ મૂળ ગરીબાવસ્થામાં ઉછરેલો હોવો જોઇએ, એમ ચતુરદાસને નક્કી લાગ્યું. લક્ષ્મીપ્રસાદ શેઠની કૃપાવડે આમ લક્ષ્મી પરિચિત થવા છતાં, એ જો વિદ્યાનંદ હોય તો, તેની આગલી ચાલચલણમાં ફેરફાર નહોતો થયો, એ તેના વિનયનું બહાનું હતું. દેખીતો આ સઘળો ફેરફાર મનુષ્યની જીંદગીમાં મૂળથી જ ભેદ પાડે એવો નહોતો. સાંસારિક કોઇપણ કારણને લીધે પણ એ બધો ફેરફાર બની શકવો સંભવિત છે, એમ ચતુરદાસના મનને આવવા લાગ્યું. વિદ્યાનંદને એ કારણ મળ્યું હતું, એ ચતુરદાસના જાણવામાં સારી પેઠે હતું. એ કારણ આપણા દરેક વાંચનારથી પણ હવે અજાણ્યું નહિ હોય.

સઘળી રીતે વિચાર કરતાં વિનયચંદ્ર એ વિદ્યાનંદ જ છે એમ તેના મનમાં ખાત્રીપૂર્વક આવવા લાગ્યું. પરંતુ એ સંબંધી પૂરેપૂરી માહિતી મેળવવાનું તેને મન થયું. આ હેતુ પાર પાડવા એણે પ્રયાસ શરૂ કર્યા. વિનયચંદ્રના નામના તેણે કાગળો લખી જોયા. પણ કોઇનો જવાબ એને મળ્યો નહિ. શેઠને ત્યાં એને મળવા આવતો તો એને મળી શકાતું નહિ. કેટલીકવાર શેઠના ઘર સામે કલાકના કલાક બેસી રહેતો, એવા વિચારથી કે એ બહાર નીકળે તો એને ઉભો રાખી હું પંડે જ એની સાથે વાત કરૂં. પરંતુ એ સર્વ પ્રયત્નમાં એ

નિષ્ફળ થવા લાગ્યો. આશામાં ને આશામાં એનો વખત લંબાતો ગયો, પરંતુ એના સંબંધી ફરીને ચતુરદાસને પત્તો મળ્યો નહિ."

લક્ષ્મીપ્રસાદ શેઠ સુંદરની છેલ્લી ચાલચલણુથી બહુ નારાજ થઇ ગયા હતા. દરેક બાબતમાં તેને સુખી કરવાનો શેઠે પ્રયત્ન કર્યો હતો, છતાં પોતાના કૃત્યથી એણે શેઠને બહુ નિરાશ થવાનું કારણ આપ્યું હતું, અને દુધ પાઇને સાપ ઉછેર્યો એમ શેઠના મનને આવી ગયું. ઘણા કારણોને લીધે માનવાનું શેઠને સબળ કારણ હતું કે પોતાના મૃત્યુ પછી સુંદર કદાચ ભ્રષ્ટ થાય; શેઠની અને એની ઉમરમાં રહેલો તફાવત, અને શેઠાણીનું ચડતું લોહી—આ સર્વ કારણોથી સુંદરના પાછળથી સદ્‌ગુણી રહેવા બાબતનો શેઠને સંશય તો હતો. તોપણ પોતાની હયાતીમાં જ સુંદર આમ ભ્રષ્ટ થશે, અને કરેલા ઉપકારનો બદલો ભૂલી જઇ ઉલટી અપકાર વૃત્તિ દર્શાવશે, એવો વહેમ શેઠને બીલકુલ હતો જ નહિ. શેઠ સંતાન માટે ત્રીજીવાર પરણ્યા હતા અને ઇશ્વરે એમની આ ઇચ્છા પૂરી પાડી હતી. પરંતુ એ ઇચ્છા પૂરી પડી તો, પોતાની આબરૂની વિમાનતાનું દુઃખ તેમને હવે સાલવા લાગ્યું. સુંદર ભ્રષ્ટ તો થઇ, પણ શેઠની અમૂલ્ય જીંદગીનો મહા નીચ પ્રયત્નથી અંત લાવવા પણ તૈયાર થઇ ગઇ. તોપણ ઇશ્વરે એમાંથી પણ શેઠને બચાવી લીધા. આ પાછલી બીના આપણે આગળ કહી ગયા છીએ.

શેઠને કાંઇ ન થયું જાણી સુંદર વિસ્મય પામી; પોષ મહિનાના પાણીની માફક ઠરી જ ગઇ. ઉમેદચંદે એને ખોટી આશા આપી ભમાવી તો નહિ હોય? અગર એણે એનો સ્વભાવ કેવો છે એ જોવા પરીક્ષા તો નહિ કરી હોય? અથવા તો એણે આપેલા પડીકામાં એ ગુણ જ નહિ હોય?—એવા એવા વિચાર સુંદરને આવવા લાગ્યા. ઉમેદચંદની લુચ્ચાઇની છાયાનું પ્રતિબિંબ હવે તેના મન ઉપર પડવા લાગ્યું હતું. ઉમેદચંદના સંબંધમાં આવી હવે એ દુષ્ટતામાં પ્રવર્તી લુચ્ચાઇ શીખતી જતી હતી. કાંઇ કાંઇ યુક્તિ પ્રયુક્તિ કરી, અનુમાન બાંધી, નોકરો ચાકરો પાસેથી વાત કઢાવવાનો તેણે પ્રયત્ન કરવા માંડયો. પરંતુ કોઇ પાસેથી તેને મનમાનતો જવાબ મળી શક્યો નહિ. અંતે તે રસોઇઆ પાસે ગઇ, અને ચતુરાઇથી એને પ્રશ્ન પૂછયા, પણ રસોઇઆને પણ એ બાબતમાં કાંઇ ખબર નહોતી એટલે એણે પણ કાન આડા હાથ દીધા. વહેમાયલી સુંદરને આથી

કરીને દરેક જણ શેઠના પક્ષમાં છે એવો સંશય આવવા લાગ્યો. તેના મનમાં હવે ઉતરવા લાગ્યું કે કદાચ એ વાત શેઠના જાણવામાં આવી પણ હોય.

આમ થયું હોય તો, શેઠ પોતાને અતિ નીચ ધારતા હશે એમાં પણ શક નહિ, એમ સુંદરના મનમાં આવ્યું. શેઠની ચાલચલણમાં પણ ભયંકર કૃત્રિમપણું તેને ભાસવા માંડયું. ઘણું કરીને રમણિકને શેઠ પોતાની પાસે જ રાખતા હતા. રસોઇઓ શેઠાણીના હુકમને ઝાઝું માન આપતો હોય એમ જણાયું નહિ. એનો હુકમ ઉઠાવવામાં એ વિલંબ કે આનાકાની બિલકુલ કરતો નહિ; પરંતુ શેઠના હુકમ આગળ એના હુકમને તે રદ કરતો હતો; અને તેને માટે ઝાઝી ગરજ ન હોય એમ પ્રસંગોપાત સ્પષ્ટ જણાવતો હતો. શેઠ પણ હવે કોઇ કોઇ વાર જ તેને મળતા હતા; અને જ્યારે મળતા હતા, ત્યારે તે પહેલાંની માફક ખુલ્લા દિલથી વાત પણ તેની સાથે કરતા નહોતા. કાંઇક તેમનું દિલ પાછું હઠતું હોય એમ એને વારંવાર જણાતું હતું. નોકરો ચાકરો પણ પહેલાંની માફક એના તરફ બહુ માનથી જોતા નહિ. આ સર્વનું કારણ શું હશે, તે સંબંધી તેને વિચાર આવવા લાગ્યા. આ સર્વનું કારણ, શેઠના જાણવામાં બધી વાત આવી ગઇ હોય, એ તો નહિ હોય ?—મોટો સંશય એને આ હતો; અને આ સંશયથી એના દિલમાં કંઇ કંઇ તર્ક વિતર્ક આવવા લાગ્યા.

શેઠ બહુ ઉંડા વિચારના માણસ હતા. તે ભલા સાથે ભલા, અને બુરા સાથે બુરા હતા. તેમનો અભિપ્રાય બનતાં સુધી કોઇ પણ માણસનું બુરૂં કરવાનો નહોતો. આગલું માણસ ખરાબ માલમ પડે નહિ, ત્યાં સુધી તેને સારૂં જ ધારવું એવો તેમનો મત હતો. પરંતુ એક વખત એ ખરાબ છે એમ માલમ પડયું કે પછી એની સાથે વધારે પડતી નિસબત રાખવી નહિ, એવો એમનો ઠરાવ હતો. ઉમેદચંદ આથી ઉલટા વિચારનો માણસ હતો. તેનો વિચાર, આગલું માણસ સારૂં માલમ પડે નહિ, ત્યાં સુધી તેને ખરાબ ધારી તેની સાથે અંતરનું કામ ન પાડવું; અને સારૂં માલમ પડયું, એટલે એની ભલમનસાઇનો લાભ લઇ પોતાનું કામ કાઢી લેવું.

સુંદર શેઠને પારકું માણસ નહોતું. એની સાથે લગ્નના ગાઢ સંબંધથી તે જોડાયા હતા. સુંદરનો બધો આધાર શેઠ ઉપર જ

હતો; અને શેઠ એ આધારને સર્વ રીતે ફળીભૂત કરતા હતા. એટલા માટે સુંદર પોતા તરફ સુજનતાથી વરતવાને બંધાએલી છે, એમ શેઠની સમજણ હતી. હવે જ્યારે સુંદરે પોતે જ પોતાની પવિત્ર ફરજ તોડવામાં પહેલ કરી, અને મનુષ્યને વહાલામાં વહાલી ચીજ જે જીંદગી, તેના ઉપર જ્યારે એણે તડાપ મારી, ત્યારે શેઠની મનોવૃત્તિઓ ઉશ્કેરાઇ ગઇ, અને આજ દિવસ સુધી રહેલી ભલમનસાઇએ પોતાની હદ છોડી દીધી. પોતાની આબરૂ હીણી પડતી જોઇ તે ધુંવાફુંવા થઇ ગયા, અને તેનું વેર લેવાની ગોઠવણ પોતાના મનમાં કરવા લાગ્યા હતા. આ ધારણા પૂરી પાડવાને માટે વકીલ પાસે તેમણે વિલ ફેરવાવી લીધું હતું, એ વાત વાંચનારના જાણવામાં છે.

પરંતુ આવી બાબતમાં મનુષ્યની વૃત્તિ ભવિષ્યના વિચારથી સંતોષ પામતી નથી. મનોવૃત્તિના ગુલામ બ્રહ્મા જેવા પણ બનેલા છે ! સુંદરને પોતાની નજરે આગળ ઘરમાં હરતી ફરતી જોઇ, વારંવાર તે વાત તેમને તાજી થતી હતી. વારંવાર પડતા કામ કાજને લીધે, પોતાના સન્મુખ ઉમેદચંદની હાજરીથી વારંવાર તેમને તેના ઉપર મનમાં કંટાળો આવતો હતો. પોતાનો ગુમાસ્તો, પોતાની જ આશ્રય-છાયામાં ઉછરેલ, અને પોતાની જ કૃપા વડે બહાર જનમંડળમાં વિશેષતા પામતો, પોતાની જ મેહેરબાનીથી તેની જીંદગી દરેક રીતે સુખી કરતો;—તે જ ગુમાસ્તો, બહારથી શેઠને નમીને ચાલનારો, પણ મનમાંથી શેઠને હસતો, અને સમોવડીયાપણું ભોગવતો, પોતાની પવિત્ર પથારીનો ભોક્તા બનતો, અને સર્વ કરતાં વિશેષ જે ચીજને માણસ પોતાની દુનિયામાં કલ્પે છે, તે જ ચીજનો ધણી થઇ પડીને, જણાયા વિના પણ સ્વેચ્છાએ તેનો ભોગવટો કરતો માલમ પડે—આ સર્વમાં શેઠને અતિ ભયંકર નીચપણું ભાસવા માંડયું.

આ સ્વાભાવિક વિચારરૂપી સર્પના વિષથી વિષમય બનેલા શેઠ, ઘણીવાર ઉમેદચંદ તેમની પાસે બેઠેલો હોય, ત્યારે ભ્રકુટી ચડાવી તેના સામું ક્રોધની કટાક્ષથી જોઇ રહેતા હતા, અને દાંતમાં હોઠ પીસી તેની સામું એકી નજરે નીહાળી રહેતા હતા. ઉમેદચંદ એ જોઇ મનમાં થરથરી જતો હતો. અને એ કટાક્ષનું, એ ક્રોધનું પરિણામ કેવું આવશે એ હજી સુધી તેનાથી કલ્પાયું નહોતું. એ

સંબંધી વિચાર કરવાની તેણે જરૂર પણ જોઇ નહોતી. શેઠને માટે તેણે મૃત્યુંજયનો મંત્ર જપી રાખ્યો હતો અને શેઠાણીના હાથથી શેઠના મૃત્યુનો જાસુસ છૂટે એટલીજ વાર એના મનને હતી. આજ નહિ તો કાલ અને કાલ નહિ તો પરમ દિવસ પણ એ કામ પરિપૂર્ણ થઇ જશે એમ એના મનને આશા હતી. પરંતુ બે ચાર દિવસ થઇ ગયા, છતાં તેણે એ સંબંધી કાંઇ બનેલું જોયું પણ નહિ, અને સાંભળ્યું પણ નહિ. રખેને સુંદરે ભોળપણમાં અગર સ્ત્રી–જાતીને છાજતી બીકને માર્યે, શેઠ પાસે બધું કહી દીધું હોય, તો આમ બનવું સંભવિત છે, એમ એના મનને આવવા લાગ્યું. દુષ્ટતાથી દોષિત થએલા અંતઃકરણમાં જીવના જોખમની બીક પેસવા લાગી; અને તેથી તેનો જીવ ચપટીમાં રમવા લાગ્યો. શેઠના ગંભીર ચહેરામાં કોઇ વખત એવું ભયંકર કૃત્રિમપણું એને દેખાતું કે એટલાથી જ એને ભય રાખવાનું પૂરતું કારણ મળે. કોણ જાણે કાલે શું થશે ? કોણ જાણે કાલનો દિવસ કેવો ઉગશે ?—એ ચિંતા પ્રતિ દિવસે એના મનમાં, સવાર સાંજે પડતા પડછાયાની માફક વધતી જ ગઇ. અધુરામાં પૂરૂં સુંદર હવે તેને મળતી પણ નહોતી. કંઇ કંઇ વિચારથી તેનું મન શંકાવા લાગ્યું. કંઇ કંઈ કલ્પનાથી, ભયની દેવડીઓ તેની મન–ભૂમિમાં શંકાના પથરાથી એક ઉપર એક ગોઠવાતી ગઇ; અને જેમ જેમ એની સંખ્યા વધતી થઇ, તેમ તેમ પાપ–વૃત્તિએ ચડેલું મન એમાંથી સહીસલામત નીકળવાના રસ્તા શોધવા લાગ્યું. સુંદર સાથે મળી એક બીજાને ખુલાસો કરવાની ખામી, શેઠની જ હાજરીમાં હરહમેશ રહેવાથી ઉપજતો ત્રાસ, અને પોતાની જ પાપ–વૃત્તિથી કંઇ કંઇ કલ્પનાએ ચડી જવાથી શંકાતું તેનું મન;—આ સિવાય બીજાં પણ કારણોથી તે દિવસે દિવસે અધીરો થવા લાગ્યો; અને દુષ્ટતાથી એકવાર દોષિત થએલાને બીજી દુષ્ટતાઓમાં પ્રવર્તવાનો પ્રસંગ પડયો–જરૂર પડી. એકવાર માણસે એક ગુન્હો કર્યો, અને ડરીને જો તે ગુન્હો છુપાવવા પ્રયત્ન કર્યો, તો તેને બીજા ગુન્હા કરવા પડે છે. તેના મનને એટલી તો ખાત્રી હતી કે શેઠ તેમની ભ્રષ્ટતાની વાત જાણે છે; અને હવે તેના મનને વહેમ આવવા લાગ્યો કે આ છેલ્લા કૃત્યની વાત પણ શેઠના જાણુવામાં આવી હશે. પ્રસંગ ઉપર પ્રસંગ નીકળતાં તેની સ્મરણશક્તિ તાજી થઇ. તેના મનના અંધકારમાં ધીરે ધીરે સ્મૃતિનાં કિરણો

પ્રકાશમાન અજવાળું પાડવાં લાગ્યાં. શેઠે બોલાવેલા વૈદ્યને તેણે આવતાં જોયો હતો. શેઠની મુલાકાત ખાનગી રીતે તે દિવસે તેણે લીધી હતી. વૈદ્ય આવતો તો રોજ હતો, પણ તે દિવસે આવવામાં, તેમ જતી વખતે તેની મુખમુદ્રામાં કાંઇક ફેર હતો, એમ હવે તેને યાદ આવવા લાગ્યું. વકીલ પણ તે જ દિવસે શેઠની મુલાકાતે આવ્યો હતો. તેને વિનયચંદ્ર ગાડી લઇ બોલાવવા ગયો હતો; અને ઝાઝી વખત સુધી વકીલની સાથે એકાંતમાં શેઠ રહ્યા હતા; મંદવાડ છતાં તે દિવસે શેઠના મંદવાડમાં ફેર લાગતો હતો. આ સર્વનું કારણ શું હશે, તેની તરેહ તરેહની કલ્પના ઉમેદચંદની પ્રપંચી બુદ્ધિ કરવા લાગી. તરેહ તરેહના અનુમાનના પથરા તેનું મન ગોઠવવા લાગ્યું. આ સર્વને એક બીજાના કામમાં સંબંધ તો નહિ હોય ? કોણ જાણે ?

તરેહ તરેહના તર્ક તે બાંધવા લાગ્યો; તરેહ તરેહના વિચાર તેના મનમાં વારંવાર આવવા લાગ્યા. અંતે તેથી તેનું મન અણસમજના ખાડામાં અટવાવા લાગ્યું. વિલ કરવા તો શેઠ મુંબઇ આવ્યા હતા, એ ઉમેદચંદ સારી રીતે જાણતો હતો; અને સુંદરના કહેવાથી એટલું પણ જાણી ગયો હતો કે, એ વિલ મનમાનતી રીતે શેઠે સુંદરની તરફેણમાં કર્યું હતું.

આથી કરીને તેણે આગળથી કાંઇ કાંઇ રસ્તા યોજી મૂક્યા હતા; અને હવે શેઠે એ કામ કરી નાખ્યું એટલે આતુરતાથી તે તેમના મૃત્યુની રાહ જોતો હતો. પરંતુ હવે દરેક કામમાં તે પાછો પડતો જણાયો. જાણે કે ઇશ્વર એવા કામમાં બિલકુલ તેને સહાય થવા માગતો ન હોય, તેમ તેના દરેક કામમાં આટલી આટલી તેની પ્રવીણતા છતાં, આટલી આટલી લુચ્ચાઇથી અને ખંતથી તે કાળજી રાખતો હતો તે છતાં, કાંઇ કાંઇ વિઘ્નરૂપ ભૂલો, છેવટના પરિણામ અર્થે, તેનાથી થતી જણાઇ; અને તેનું મન ઘડીકમાં આશાથી ઉમંગી થતું હતું, તો તરત જ થોડા વખતમાં, વિધિનો કઠણ—પોલાદ જેવો હાથ, તેના ઉપર એવી સખત રીતે પડતો હતો કે તેને પછી વિસામો લેવાનું સ્થાન પણ રહેતું નહિ. કોઇ કોઇ વખત તે બિલકુલ કંટાળી જતો હતો. કોઇ કોઇ વખત, નિરાશ થવા છતાં, મરણીઓ થઇ તે ઉપાય યોજતો હતો.

પરંતુ દરેક ઉપાય હવે તેને નિષ્ફળ જતા જણાયા; અને જાણે કપરો કાળ, તેના ભણી ડોળા ઘુરકાવી તેના કૃત્યને હસતો હોય, તેમ તેના દરેક કામમાં, તેને સહાય કરવાને બદલે પાછો પડતો જ ગયો; તેને સારા તેમ જ નરસા વિચાર થવા લાગ્યા. તેનાથી આશા છોડાઈ નહિ, નિરાશા પણ નક્કી થઇ શકી નહિ. "શેઠના જાણવામાં વાત તો આવી છે.——ત્યારે તેણે વિલ તો નહિ ફેરવી નાંખ્યું હોય ?" ઘડીક તો તે વિચારમાં પડયો, અને હૃદયશૂન્ય થઈ ગયો. તેની આંખો એક જગ્યા ઉપર સ્થિર થઇ ગઇ; અને એ વિચાર થતાં, પોતાના મગજમાં બાંધેલા કાંઇ કાંઇ હવાઇ કિલ્લાઓ એકદમ તૂટી પડયા, અને તેના આધારરૂપી પથરા પણ એક પછી એક તેની મેળાએ જ તૂટી પડવા લાગ્યા. શેઠની ચાલ ચલણમાં હવેથી તેને ફેર લાગતો જણાતો હતો. વકીલનું આવવું હવે તેને સમજાઇ ગયું. "એ તો એ જ ! જરૂર શેઠે વિલ ફેરવી નાંખ્યું, એમાં તો કાંઇ શક નહિ. નહિ તો વકીલનું શું કામ હોય ?—બસ–ત્યારે હવે થઇ રહ્યું." ઘડીક તે નિરાશ થઇ ગયો.

પરંતુ થોડીવાર પછી તેના નિરાશ થઇ ગયેલા ચહેરા ઉપર તેજી ફરી આવી. નિરાશાથી છવાઇ રહેલા તેના ચહેરા ઉપર અંતઃકરણમાં કાંઇ કાંઇ ઊમ્મ ઉઠતાં આશાનું અજવાળું તરત જ પથરાઇ ગયું. "વિલ ફેરવ્યું હોય, તો તે તે ભલે ફેરવ્યું. પણ તેમાં શો ફેરફાર કર્યો તે જણાય તો ઠીક. ધીમે ધીમે એ પણ જણાશે. ફેરવ્યું હશે તો ફેરવીને પણ શું કર્યું હશે ? રમણિકની તરફેણમાં કર્યું હશે, તો તે પણ આપણો જ છેને—એ તો ઠીક. પણ ત્યારે વૈદ્યનું શું કામ હોય; વૈદ્યરાજ તો હમેશાં આવે છે. પણ આજનો તાલ કાંઈ જૂદી જાતનો હતો. કોણ જાણે? કદાચ શેઠને વહેમ પણ આવ્યો હોય; અને એમ નહિ તો, કદાચ સુંદર પકડાઇ પણ ગઇ હોય, અને પછી ખાત્રી કરવા વૈદ્યને બોલાવ્યો પણ હોય; તો—" વિચારમાં પડી જતાં તેનાથી કાંઈ નિરાકરણ થઇ શકયું નહિ. તેનું મન ડગલે ડગલે ભય પામી શેઠથી ડરવા લાગ્યું; અને ચોતરફ નજર કરતાં, આ બહોળા સંસારમાં, પોતાની જ દુષ્ટ વૃત્તિથી ઉદ્ભવ પામેલી પીડામાં તેને શાંત કરવા માટે તેને ટેકો દેવાને કોઇ હોય, એમ તેને લાગ્યું નહિ. તેનું વહેમી મન દરેક બાબતમાં સર્વ ઉપર સંશય ખાવા લાગ્યું.

પરંતુ એ જ વખતે આ લુચ્ચાઇમાં રમતા પ્રપંચી પુરૂષ ઉપર કોઇની આંખો ખેંચાતી હતી. જાણે કે એ આંખો છેટે ઉભી ઉભી પણ તેના હૃદયનું હાર્દ જાણવાની ઇચ્છા રાખતી હોય, તેમ તેના તરફ સ્થિર હતી. બોલ્યા પહેલાં જ–જણાવ્યા પહેલાં પણ, જાણે તે આંખો તેના હૃદયનું દુખ સમજી ગઇ હોય તેમ કાંઇક વિકસેલી, પણ તેની પાસે આવતાં આવતાં જાણે હસતી હોય તેમ, હર્ષથી ઘેલી થઇ જવા લાગી. તે આંખો કોની હતી ? બીજા કોની ? ઉમેદચંદને દુઃખમાં જોઇ, તેને સંકટમાં વીંટાએલો જોઇ, તેના ઉપર દિલમાં દાઝ લાવે તેવી તો માત્ર સુંદર જ હતી; અને એ આંખો પણ સુંદરની જ હતી.

તેના પ્રપંચમાં લપટાયલી, પાપ-વૃત્તિનો ભોગ થઇ પડેલી અને પોતાની જ સ્વચ્છંદ-વૃત્તિને અનુસરનારી સુંદર ઉમેદચંદનું ઉંડું પ્રપંચી દિલ સમજી શકી નહોતી. પોતે સંસારમાં હજી નવા જેવી હતી. તેની જુવાનીના તનમનાટમાં વૃદ્ધ પતિથી અસંતોષી રહી, તેનો અનાદર કરી તેના મનને ભયંકર રીતે ઘાયલ કરી પાપની દુષ્ટ રમતમાં દુષ્ટતાના ઘેરાવબંધ ઘાઘરા સાથે તે ઘુમતી હતી. કૃષ્ણ કમવાળા ઉમેદચંદની કાંઇ કાંઇ સૂચનાઓ–કાંઇ કાંઇ ફંદોમાં તે અણુધારી ફસી પડી હતી. ઉમેદચંદને એની બાબત દિલમાં કાંઇ દાઝતું નહિ, એ સુખી છે કે દુઃખી, અને ફલાણું કામ કરવાથી એને કેટલું નુકસાન થશે, અથવા એની આ જ દુષ્ટતાથી એના વિષે લોકો કેવો મત બાંધશે, એ વિષે એને રજ પણ ગરજ નહોતી. માત્ર એનો સ્વાર્થ ગમે તે પ્રકારે પણ સાધવા તરફ જ તેનું મન હમેશાં રહેતું હતું. પોતાનો સ્વાર્થ સધાતો હોય કે પોતાનું ધાર્યું મન માનતી રીતે પાર પડતું હોય, તો પછી આગલાનું ગમે તે થાય, તેનું ગમે તેમ ખેદાનમેદાન થઇ જાય, તેની આબરૂ જાય, તેને અપમાન ભોગવવાનો વખત આવે, સર્વના ધિક્કારનું તે પાત્ર થાય, સગાંવહાલાં અને નાતજાતમાં ગેરઆબરૂ પામી તેની ફજેતી થાય, અને ગમે તેવા પાપમાં પ્રવર્તી ગમે તેવી દુષ્ટતા આચરે, પરંતુ તે સંબંધી એના મનમાં શોક ઉત્પન્ન થતો જ નહિ. એનું મન કાંઇ પણ આંચકો ખાતું નહિ કે કંપિત થતું નહિ; અને ઇશ્વરનો ડર રાખતું નહિ. આગલાનો કોપ કોઇ વખત પોતાના વિનાશનું કારણ થઇ પડશે, એ એના મનને આવતું નહિ. અને પોતે કાંઇ ખરાબ આચરણ કરે છે, એ તો એના

મગજમાં જ ઉતરવું કઠણુ હતું. માત્ર પોતાને અથવા પોતાના સ્વાર્થમાં ભયથી જ તે ડરતો રહેતો હતો. શેઠના પૈસાના સ્વાર્થી લોભમાં ડુબી, સુંદરનું ખેદાનમેદાન કરવા તે ઉભો થયો હતો; અને એ અર્થે છેવટે શેઠનું પણુ કાટલું કાઢી નાંખવાની તેણે તજવીજ કરી હતી. નબળા મનની સુંદર આ સર્વ કાર્યમાં તેની સાધક બની હતી; અને એટલા માટે જ, બંને જણુ શેઠના અતિ ધિક્કારનાં પાત્ર પણુ થઇ પડયાં હતાં.

છતાં સુંદર ઉમેદચંદનો પ્રપંચ કળી શકી નહિ. પ્રીતિના પહેલા ઉમળકામાં એની લુચ્ચાઇ સુંદરને અજાણી રહી. પોતાનું ખરૂં અંતઃકરણ જણાવવામાં ઉમેદચંદને પણુ સ્વાર્થ નહોતો. તેને એ સંબંધી કાંઇ પણુ કરવાની જરૂર પણુ નહોતી. પોતાની અતિશય પ્રીતિને લીધે જ તેને અત્યારે ઉમેદચંદ ઉપર બિલકુલ કોઇ પણુ જાતનો વહેમ ન આવ્યો. ઉમેદચંદ એને પોતાના સ્વાર્થનું સાધન બનાવે છે, એ વાત એના ધ્યાનમાં પણુ ન આવી. ભયંકર પાપ કરવા છતાં, એ સઘળું તેની પ્રીતિને માટે કરવું પડે છે, એટલે પ્રીતિની પવિત્ર મૂર્ત્તિ આગળ, બળિદાન દેનારી પૂજારણુ જેવી એ પોતાને ગણુવા લાગી. અવસાન પામેલી પ્રીતિની હૃદય–ભૂમિમાં રહેલી પ્રિય મૂર્ત્તિની પ્રસન્નતા મેળવવા અત્યારે તો તે સર્વ પ્રયત્ન કરવા લાગી.

પ્રસંગોપાત ઉમેદચંદને તે દિલાસો દેતી, ધૈર્ય આપતી, અને પોતે સ્ત્રી છે છતાં, તેનું મન ધીરજ રાખી રહે છે, "તો તમે તો પુરૂષ છો.—" એવા વિચાર એના મગજમાં મૂકી તેને સચેત કરી, ઘણી વખતે નિરાશ થતા ઉમેદચંદના જીવમાં આશા ઉત્પન્ન કરતી હતી. કઠણુ પુરૂષનું કોઇ કોઇ વાર નિર્બળ થઇ જતું મન, પ્રસંગોપાત કોમળ સ્ત્રીની આવી સલાહથી હરદમ સતેજ થતું હતું, અને પોતાને મનગમતું કરવામાં રાચતું હતું.

સંસારમાં ફજેત થવાના ભય છતાં, શેઠના ધિક્કારનો અંત કોણુ જાણે કેવી રીતે આવશે તેનો ભયંકર સંશય છતાં, એકાંતમાં સ્ત્રીના કોમળ વચનથી તેનું મન એ સર્વનો પરિત્યાગ કરી, પોતાની મરજી વિરૂદ્ધ પણુ સુંદરના રૂપપાશમાં મોહિત થતું થતું, લીન થઇ જતું હતું. ઓલાઇ ગયેલી આગમાં રહી ગયેલા તણુખાની માફક, ખૂણેખોચરે પણુ એના પાપી મનમાં સંતાતી ફરતી રસિકવૃત્તિ વખતો

વખત સળગતી હતી. પાર્વતિપતિ મહાદેવજી ભીલડીથી કેમ ભોળવાયા, અને કૃષ્ણે કાગિની–સ્વરૂપ ધરી દૈત્યોને પણ છેતરી અમૃત દેવતાઓને કેવી રીતે આપ્યું એ હવે તેનાથી સમજાયું; અને એ વખતે તે સર્વ ભૂલી જતો હતો. તેના સ્વાર્થી, પાપી વિચાર એ વખતે અદશ્ય થઇ જતા હતા; અને લોહચુંબકથી ખેંચાએલા લોઢાની માફક તેના રૂપસરોવરમાં તે ખેંચાતો ખેંચાતો પાન કરતો હતો.

તરેહ તરેહના વિચારથી કંઇ કંઇ મનોવૃત્તિઓ અનુભવતો ઉમેદચંદ વિચારમાં ને વિચારમાં થાંભલાની માફક સજ્જડ થઇ ગયેલો ઉભો હતો; સુંદર તેની પછવાડે ધીરે ધીરે પગલે આવી. ઉમેદચંદની નજર તેના ઉપર ન પડી; એટલે સુંદર પાસે આવી ઉભી રહી.

" અહો ! તમે છો ? ! કેમ, કાંઇ હમણાં તો બહુ મોંઘાં થયાં છો ! હાસ્તો, હવે ગરજ શેની હોય ? "

" તમે મૂળથી જ એમ બોલતા આવ્યા છો, એટલે ઠીક લાગે છે. બાકી તો, તમારા આવા આવા બોલ ઉપરથી ખોટું લાગવાનું કારણ મળે, પણ હું તો મનમાં નથી લાવતી."

" બહુ સારૂં. પણ આપણે એવું કાંઇ કારણું ન આપ્યું હોય, તો પછી ફીકર શી બાબત રહે ? "

" તમે વહેમી જ છો. તમારૂં કહેવું શું છે, એ ચોખ્ખેચોખ્ખું બોલી નાંખ્યા વિના મને તો કાંઇ ખબર પડે નહિ. હું તો એમાં કાંઇ ન સમજું. ઘણે પ્રયાસે અને ઘણી મહેનતે મેળવેલો વખત આમ નકામો કાઢવો હોય તો તમારી મરજી. પછી એક બીજાને ખુલાસો કરવાનો વખત કોણ જાણે કયારે આવશે."

ઉમેદચંદના મનને હજી વહેમ હતો. સુંદરની પાસેથી હજી તેને બધું જાણવાનું હતું. તેણે શું શું કર્યું અને તે સંબંધી તે પોતે શું ધારતી હતી, તે જાણવાનું હજી બાકી હતું. પોતાની મોટી આંખોએ તે સુંદરના સામું જોઇ રહ્યો. થોડીવાર પછી તેનો હાથ ઝાલી, જાણે કે તેને ઠપકો આપતો હોય એમ ઉમેદચંદ બોલ્યો.

" સુંદર ! તેં મને ફસાવ્યો "—બાજની માફક તેણે સુંદરના મુખ ઉપર પોતાની ઝીણી—તીક્ષ્ણ નજર ઠેરવી.

" કેમ વારૂ ?" સુંદરે સામો સવાલ કર્યો.

ઉમેદચંદ એ સવાલથી મૂંઝાઇ ગયો. શું બોલવું એ તેને સમજાયું નહિ.

"તને ખાત્રી છે કે તેં મને નથી ફસાવ્યો ?"

"પણ કઇ બાબતમાં ? એ તો કહેશો કે નહિ ?" સુંદરે રાંક ચહેરે જવાબ વાળ્યો.

"હું પૂછું છું તેનો તો જવાબ જ નથી આપતી ! ફરી પૂછું છું કે મેં પૂછ્યું તેની તને ખાત્રી છે ? હોય તો બોલ."

"પરમેશ્વરને પાડે કાંઇક ઠીક ઠીક વાત કરો. મેં કશું પણ, તમને ફસાવવાને તો શું, પણ તમને ખોટું લાગે એવું પણ નથી કર્યું. તમને વિશ્વાસ ન આવતો હોય, તો તમારી મરજીમા આવે તે રીતે ખાત્રી કરી જુઓ. ખરૂં ખોટું કાંઇ છાનું રહેશે ?"

ઉમેદચંદ કાંઇક વિચારમાં પડયો. તેના ગનનો વહેમ અત્યારથી નાબુદ થયો.

"ત્યારે પેલાનું શું થયું ?"

"શેનું ? પેલા પડીકાનું ?"

"હા !"

"તે તો હું શું જાણું ?" સુંદર કાંઇક વિચારમાં પડી બોલી.

"તું ન જાણે ત્યારે કોણ જાણે ? હું ? સુંદર સંભાળજે હો, મારી સાથે લુચ્ચાઇ કરતાં ! દેવ દેવસ્થાન મૂકી, હનુમાનના ઠીંહરા ભુંડા છે ! એમાં ફળ સારૂં નહિ થાય, એ નક્કી જાણજે. પછી તારી મરજી."

સુંદર હેબકી ગઇ. ઉમેદચંદનું દિલ જાણવાની સત્તા અત્યારે તેનામાં નહોતી.

"અરેરે ! તમે તે આવા વહેમી કેમ છો ? મારી કહેવાની મતલબ એ છે કે મેં તો તમારા કહેવા પ્રમાણે કરી દીધું છે, પણ કોણ જાણે કેમ ધારવા પ્રમાણે ન થયું !"

"તેં નથી કર્યું. નહિ તો તે ચીજનો કયારનોય ગુણ માલમ પડી ગયો હોય." ઉમેદચંદ વિશ્વાસ રાખી બોલવા લાગ્યો.

આટલું આટલું કરવા છતાં, સુંદર ઉમેદચંદને વહેમી જોઇ ચીરડાઇ ગઇ. હજી પણ એને વિશ્વાસ નથી આવતો એ જોઇ એનો મિજાજ અત્યારે ગયો. તેની સાથે આટલો પણ સંબંધ થયો જાણી એ હવે પસ્તાવા લાગી.

"તમને વિશ્વાસ ન આવે તો હું શું કરૂં ? આટલું કરવા છતાં,

તમને વિશ્વાસ ન જ આવતો હોય, તો તે વિશ્વાસ પણ લાવવાને હું બંધાયલી નથી, સમજ્યા હવે?" સુંદર છણકી ઉઠી; અને ગરજ ન હોય તેમ જણાવ્યું.

વાત બગડી જાણી ઉમેદચંદ હવે વિચારમાં પડયો. તેના મનને હવે ચટપટી થવા લાગી. પોતે આટલે સુધી વાત છેડી નહોત તોપણ ઠીક થાત એમ હવે તેને સૂઝવા માંડયું. એક તો શેઠ બાબત સંકટના વિચારમાં તે હતો; અને એવામાં જો સુંદર વળી ફરી બેસશે તો બળતામાં ઘી હોમ્યા જેવું થશે; અને કરી બાજી બધી ધુળ મળશે. શેઠની સામા બાથ ભીડવામાં સુંદરની સલાહ અને મદદ તેને બહુ કામ લાગતાં હતાં; સિવાય પ્રસંગોપાત સુંદર તરફથી તેને દિલાસો મળતો હતો. એવા વખતમાં તેનું દિલ દુઃખવી, તેને પોતાના તરફ ખરાબ વૃત્તિ ધરવાનું અને દુશ્મનાવટ ઉભી કરવાનું કારણ આપવું, એ તેને ઠીક લાગ્યું નહિ. તેમ થવાથી ફાયદો થવાને બદલે ઉલટો ગેરફાયદો થવાનો વધારે સંભવ હતો. પણ હવે શું કરવું?—એ તેને વિચાર થઇ પડયો. પણ યુક્તિ કરી તેણે વાત ફેરવી નાખી.

"પણ ત્યારે તેં કર્યું કેવી રીતે? તે મારે જાણવું તો જોઇએ?"

સુંદરને એટલું જ જોઇતું હતું. બોલતાં શું તો બોલાઇ ગયું, પણ તેના પરિણામ બાબત પછી તેને ભય થવા લાગ્યો હતો.

"હા! એમ પૂછોને! હું કયાં ના કહું છું. બીજે જ દિવસે પ્યાલામાં ચાહની સાથે મેં એ પડીકું ભેળવી દીધું હતું."

"તેં પોતે શેઠને એ ચાહ પીતાં જોયા હતા?"

"ના, તે તો મેં નજરે જોયું નહિ. પણ એ ચાહ પીવા જતા હતા, એટલામાં પેલો વકીલ હાથમાં લાંબો કાગળીઓ લઇ આવ્યો, એટલે હું ત્યાંથી પસાર થઇ ગઇ. એ વકીલ લોકો બહુ પ્રવીણ—લુચ્ચા હોય, એટલે રખેને જરામાંથી પણ જાણી જાય, એ વિચારી હું મારા ઓરડામાં એને જોતાં જ ચાલી ગઇ."

"પછી?"

"પછી શું બન્યું તેની મને ખબર નથી. શેઠ અને એ લાંબો વખત સુધી સાથે રહ્યા હતા. શા સંબંધી વાત કરે છે, એ જાણવા મેં બારણા પાછળ રહી સાંભળવા પ્રયત્ન તો કર્યો, પણ કશું સંભળાયું નહિ."

" જરાએ ? કાંઇ પણ ન સંભળાયું ? "

" ના, સમજાય એવું કાંઇ નહિ ! પણ કાંઇ વિલ વિલ અને વાલી વાલી એવું કહેતા હતા, પણ તેમાંય શી ફીકર છે. રમણિકની તરફેણમાં કરશે તો તે પણ આપણો જ છેને ! " સુંદરે હિંમત આપી.

" એ તો અત્યારથી કેમ ખબર પડે ? પણ હવે તારે જાણવું જોઇએ કે તે દિવસથી શેઠ તદ્દન ફરી ગયા છે; અને મને ભય રહે છે કે તારા છેલ્લા કૃત્યની પણ શેઠને જાણ થઇ છે. " ઉમેદચંદે કહ્યું.

" મારૂં કૃત્ય કે ? અરે વાહરે ! તમે તો બહુ હુશિઆર દેખાઓ છો ? " સુંદર મોંહ મરડીને બોલી.

" તારૂં નહિ ત્યારે મારૂં ? એ તો ઠીક, પણ શેઠ બહુ ઉંડા છે, હો ! " ઉમેદચંદે ચિંતાતુર ચહેરે કહ્યું.

" એટલે ? ઉંડા હોઇને શું કરશે ? "

" એ તો વિત્યે ખબર પડે. પણ વૈદ્ય આવ્યો હતો, તેનું શું થયું ? "

" કોણ ? વૈદ્ય આવ્યો હતો ? તેની તો મને ખબર પણ નથી. "

" તને ક્યાંથી ખબર હોય ? તું કાંઇ ઘરમાં રહે છે ? "

" તમારા સમ, જો ખબર હોય તો ? "

" ઠીક, પરભાર્યાને પોણાબાર; મરૂં તો હું, ને મજા તો તારે. "

" ના, ના, મારા જીવના સમ, જો મને ખબર હોય તો ! "

" પણ સમ ખાવાનું કોણ તને કહે છે ? સમ ખાય તે સદાય જૂઠું. "

" ત્યારે તમારા મનને તો જૂઠાઇ જ છે ને ! "

" એ તો તને લાગે એમ. પરંતુ આ સઘળાને માટે હજી પણ આપણો ઉપાય છે. અને તને હિંમત હોય તો હજી પણ બની શકે તેમ છે. "

" એ કેવી રીતે ? હું તૈયાર છું. "

" જોજે દિલમાં કાંઇ ડર ખાતી નહિ. " કહી ઉમેદચંદે ફરી પડીકું આપ્યું.

" વારૂ કાંઇ ફીકર નહિ. " સુંદરે જવાબ વાળો તે તેના હાથમાંથી લઇ લીધું.

સ્વાર્થવૃત્તિમાં રમનારા જીવને પારકાની વિટંબણા સૂઝી નહિ. એક વાર પાપવૃત્તિમાં ચડેલી અબળા કહેવાતી સબળાને પણ સૂઝ્યું નહિ કે સ્વાર્થવૃત્તિની પોતે જ સાધનરૂપ બનતી હતી. ઉમેદચંદને તો હવે સ્વાર્થની સાથે ભય જોડાયું હતું. પોતાની પાસે પ્રપંચ સિવાય કાંઇ હથિયાર પણ નહોતું. અને એ પ્રપંચ પણ સુંદર હોઇને જ, હથિયારરૂપ બની શકતા હતા. સુંદરની વૃત્તિ અત્યારે મોહમદમાં તણાતી હતી: એટલે એ પણ કાંઇ જાણી શકી નહિ. દુષ્ટતા હમેશાં તેમની નજર આગળ રહેતી હોવાથી, તેમનું અસાધારણપણું કે કં-પારી તેમને આવી નહિ.

આણી તરફ વેરનો જીવડો, ગુલાબના ફૂલ જેવા સ્વાભાવિક રીતે જ સદ્‌ગુણ સુવાસિત શેઠના દિલને હરહમેશ ખોતરી ખાતો હતો. તેમના દિલમાં હરદમ એ જ વાત તાજી થયાં કરતી હતી. અનુભવી, પણ મનોવૃત્તિઓના જોખમ ભરેલા શિખર ઉપર ચડેલા શેઠને ઉમેદચંદની નિમકહરામી, મનમાં હમેશના પરિચયે જુસ્સાથી વસવા લાગી. આજ સુધી દયાને કાંઇક વશ રહેલું તેમનું મન, એ ઇશ્વરી ગુણનું બારણું હડસેલી પાડવા લાગ્યું. તેમનું અં-તઃકરણ મત્સરથી ભરાવા લાગ્યું. તેમની આંખમાં ઝેર વરસવા લાગ્યું. અને મગજમાં વેરનો દુઃખદાયી પણ અસંતોષી કીડો કાનખજુરાની માફક સરવરવા લાગ્યો. સુંદરને માટે તેમણે વિષ ફેરવી ઉપાય યોજી મૂક્યો હતો. ખાલી પડેલું તેમનું મગજ હવે ઉમેદચંદના વિનાશ ત-રફ ભ્રમણ કરવા લાગ્યું. કાંઇ કાંઇ રસ્તાઓ, કાંઇ કાંઇ ઉપાયો, એ શાંત મનમાં યોજિત થયા; વિલંબથી વેર દૃઢ થતું ગયું. અને વિ-ચારથી જેમ જેમ એ ઉપાયો દૃઢ પામતા ગયા, તેમ તેમ તે ઉમે-દચંદનો નિ:સંશય વિનાશ સૂચવવા લાગ્યા. સંસારના પૂર્ણ અભ્યા-સીએ અંતે નિર્દોષ રસ્તો શોધી કાઢ્યો. એક કામમાં બે અર્થ સરે, પોતાનું કામ થાય, આગલાનો વિનાશ થાય, છતાં તેના મનમાં પો-તાનો ગુણ રહે, તેને તો એથી ઉપકાર-વૃત્તિ બતાવ્યા વિના છૂટકો નહિ, અને દુનિયાને એથી કાંઇ ધારવાનું કારણ ન મળે, એ યો-જના શેઠને ગળે ઉતરી. ધનની લાલચમાં નાંખી, કાંઇ નવું કામ કહાડવાને બહાને ઉમેદચંદને કોઇ પરદેશમાં મોકલવો, અને ત્યાંજ કોઇ તેનો ઘાટ કાયગને માટે ઉતારી દેવો. એના સંબંધમાં હાલ પૈસાની છૂટ રાખવી. એટલે તેને અહીં આવવાનું મન ન થાય. આથી સુંદરને શિક્ષા થાય, ઉમેદચંદ દુઃખી થાય, પોતાનું ધાર્યું પાર પડે, અને ઉમેદચંદને ઉલટો સારો લાગું-એ વિચાર શેઠને થયા.

પ્રસંગ આવ્યે કાંઇક લાલચથી, કાંઇક નરમાસથી, અને કાંઇક ભવિષ્યમાં તેના ભાગ્ય ખુલવાના સંભવિતપણાથી શેઠે ઉમેદચંદને વેપાર પ્રસંગે પરદેશ જવા સૂચવ્યું. ઉમેદચંદે પહેલાં તો નારાજી બતાવી, અને જવાની આનાકાની જણાવી. પરંતુ છેવટે શેઠની ધમકીથી ભય પામી, તેમની નરમાશથી પોતાને માઠું થવાનો ભય મનમાંથી કાઢી નાખી, મૂળથી જ લોભી તેનું મન લાલચને વશ થઇ ગયું.

"ઉમેદચંદ ત્યારે હવે તમે ઉપડવાનો વિચાર નક્કી કરો." શેઠે છેવટપર આવી કહ્યું.

"હાજી, આપનો વિચાર તેમ છે, તો મારી ના નથી. પણ આપ જાણોછો કે મારે કુટુંબમાં કોઇ સંભાળ રાખે તેમ નથી,"

"હવે એ તો જાણ્યું જાણ્યું! ઝાઝી પતરાજી કરવામાં માલ નહિ." શેઠ બોલ્યા.

"બહુ સારૂ, સાહેબ, ત્યારે હું વિચાર કરી છેવટનો જવાબ દઇશ."

"હવે એમાં વિચાર શું કરવાનો છે? મને નવાઇ લાગે છે કે તમારા જેવો માણસ પોતાનો સ્વાર્થ સમજે નહિ."

"ઠીક, સાહેબ; હાલ તો હું રજા લઉછું."

"ઠીક, ભલે; પણ સારા જ વિચાર કરી આવજો."

ઉમેદચંદ ગયા પછી શેઠ એકલા પડી ગયા. તેમનું અંતઃકરણ મૂળથી દયાળુ હતું; અને ઉમેદચંદના કૃત્યથી પોતાને તેના તરફ આવી વર્ત્તણુંકનું બહાનું મળ્યું હતું, છતાં તેમનું મન અંદર દયા ખાવા લાગ્યું. તો પણ વિચારના હિંચકા ઉપર આમથી આમ જોરમાં જતાં આવતાં એ દયા નીચે સરી પડી.

અરે! દુઃખી સંસાર! તારામાં કોઇને કાંઇ સુખ જ નથી. માણુસનું મન દુરાચરણી, દુરાગ્રહી, અને મનોવૃત્તિઓને વશ છે. એટલે કોઇ પણ જાતનું સુખ ભોગવવાનો એને વખત નથી રહેતો. ઇર્ષ્યા, અસૂયા, અને એક બીજાને નુકસાન કરવાની વૃત્તિમાં પોતાનું સુખ ઘણીવાર માણસો જોઇ શકતા નથી. પોતાનું હોય તેમાં સંતોષ ન માનવાની વૃત્તિ, એ મળેલા સુખમાં ઘટાડો કરે છે. શેઠને સર્વ જાતની અનુકૂળતા છતાં ઉમેદચંદનો કંટક ખુંચવા લાગ્યો. ઉમેદચંદને પોતાની સ્થિતિ પ્રમાણમાં સુખદાયી છતાં અત્યંત લોભથી—લાલચથી ભવિષ્યની આશામાં વર્ત્તમાનનું સુખ પણ ગુમાવી ચિંતાની ચિતામાં આળોટવાનું માથે વોરી લેવા તે તૈયાર થયો. સુંદરને શેઠથી સર્વ જાતનું સુખ મળવા છતાં, ક્ષણિક, અલ્પકાળને માટે જ સ્થાયી

રહેતા સુખથી મોહિત થવા વખત આવ્યો. વિદ્યાનંદને વિધિ અનુકૂળ નહિ—દયાકુંવરને તેની માતુઃશ્રી જ પ્રતિકૂળ! પ્રેમકુંવરને દૈવ રૂઠેલો! કપટરામ કપટમાં જ મસ્ત! અને વર્ણસંકરનું સુખ પોતાને હોય એમ કોણ ઇચ્છા રાખશે? વિદ્યાનંદનાં માબાપ પુત્ર વિયોગથી દુઃખી—ત્યારે સંસારમાં સુખ ક્યાં છે? કોને છે? રાજાને સુખ નહિ! પૈસાદારને સુખ નહિ, નિર્ધનને સુખ નહિ! વિદ્વાનને સુખ નહિ, અવિદ્વાનને સુખ નહિ! સુખ માત્ર સંતોષમાં જ છે.

संतोष मूळं हि सुखम्—મનુસ્મૃતિ.

ગમે તે સ્થિતિમાં સંતોષ રાખવો એ જ સુખ.

संतोष एव पुरुस्य परं निधानम् સંતોષ એ જ માણસનો મોટામાં મોટો ખજાનો છે. ત્યારે સંતોષીને જ માત્ર દુનિયામાં દુઃખ નથી! પણ એ વૃતિ મહાત્મા સિવાય કોઇની રહેતી નથી; માટે દુનિયામાં દુઃખ જ છે.

આ સૂર્ય ઉગતો આમ, ઝળકતી જ્યોત કિરણો ફેંકે,
હલમલી તરંગે ચડી રાચતો બ્હેકે.
જો સાંજ પડે ત્યાં સૂર્ય આથમી ઉગે શશી શીતળ તે;
આનંદે રહીને મસ્ત, શાંત ચળકે છે.
નહિ સંતોષી એ સૂર્ય,
નહિ સંતોષી એ ચંદ્ર,
સૌ રહી કાર્ય મશગુલ, બની સુપ્રફુલ્લ આપ વિચરે છે;
ભૂલી ભવિષ્યકાળનું ભાન, હર્ષમાં રહે છે. ૧
જો! સમુદ્ર ઉછળી આભ અડકવા કરે પ્રયત્ન જ પોતે;
નભ દેખાતું બહુ દૂર, પરંતુ રહે અડકતું ત્યાં તે.
જ્યાં જોઇએ ત્યાં તે નહિ, નહિ જ્યાં જોઇએ ત્યાં તે આવે;
એમ અયોગ્યતાથી આપ કિંમત બહુ જુજ વખતથી ગુમાવે.
એમ જ આ સંસારે છે,
બહુ દુઃખ અસમતા દે છે,
દુઃખો દુઃખી દેખું સંસાર, નહિ કંઇ સાર, પાર પણ ના'વે;
બહુ સુજ્ઞ જનોને એ જ અસમતા ઘણું ઘણું જ રડાવે. ૨

ખરેખર! દુનિયા દુઃખને માટે જ પેદા થયલી છે.


સમાપ્ત.

## સુપ્રસિદ્ધ નવલકથાકાર રા. ઠક્કુર નારાયણ વિસનજીકૃત રસિક નવલકથાઓ.

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વેળાએ, પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઇ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરૂષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે; એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયેલું છે. સત્યપ્રેમી જનોના શિરપર એક પછી એક આવતાં અનેક સંકટો કામી જનોના વિવિધ પ્રકારના છળ પ્રપંચ, નીચ નારીઓની કુટિલતા, કામી પુરુષોની [illegible]શતા, અને સંસારની વિલક્ષણતા આદિ વિષયો આ નવલકથામા સરલતાથી વર્ણવાયા છે. ઉત્તમ કાગળ ઉત્તમ છપાઇ, ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો, અને પૃષ્ઠની સંખ્યા લગભગ ૨૫૦ કપડાંનું સોનેરી નામવાળું સુંદર પુંઠું કીં. રૂ. ૧-૮-૦.

**આજકાલનું હિંદુસ્તાન** અથવા પ્રાણહારક મૃગજળ:—ચાલુ સમયમાં ચાલતા નીંઘ સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે તેવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતાં વીલના સ્વપ્ને ન આવે તેવા બનાવે, આદિ સાંસારિક ઘટનાઓ વાંચવાથીજ ખ્યાલ થશે. આ સંસારિક નવલકથા એવી અપૂર્વ લખાયેલી છે કે એક વાર તે વાંચવા લીધા પછી તે પૂર્ણ કર્યા વગર ચેન પડશે નહિ. સુંદર ફોટોગ્રાફનાં ચાર ચિત્રો, પાકું સોનેરી પૂંઠું ગ્લેજ ઉંચાં કાગળ, કિમ્મત રૂ. ૧॥ પોસ્ટેજ માફ.

## ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.

**ભયંકર ભદ્ર** અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસાર માટે !—આ સંસારના ક્ષણભંગુર ભોગ વિલાસની લાલસાથી મહત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇ ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે અને જ્યારે પિશાચની નરકગર્તામાં પડવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે, તે વેળાયે તેમની કેવી

દયાજનક દુર્દશા થઇ જાય છે, એનું જો તાદશ્ય ચિત્ર જોવું હોય, તો તે કેવળ આ અદ્દભુત નવલકથામાંજ દેખાશે. આ નવલકથાનો મૂળ લેખક રેનૉલ્ડજ છે અને અનુવાદક ઠકકુર નારાયણ છે એટલે ગ્રંથની અધિક પ્રશંસા કરવાની આવશ્યકતા રહેતીજ નથી. લગભગ ૩૦૦ પૃષ્ટનાં સોનેરી નામ તથા સુંદર બાઇન્ડીંગ ફોટોગ્રાફીક ચાર સુંદર ચિત્રો હોવા છતાં રૂ. ૨–૮–૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જાુદું.

## લતા અને લલિતા ભાગ ૧-૨-૩-૪—

સંસારની વિલક્ષણ ઘટમાળ દર્શાવનારી, અને લતા તથા લલિતા નામની બે બ્હેનો પોતાના જાુદા જાુદા પ્રકારના સ્વભાવને લીધે કેવાં સુખદુઃખમાંથી પસાર થાય છે તે દર્શાવનારી અને પ્રત્યેક લાયબ્રેરીમાં અગત્યના પુસ્તક તરીકે માન પામેલી આ સંસારિક વાર્તા દરેક ગુજરાતી ભાષા જાણનારે વાંચવી જોઇએ. દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ઠ અને દરેકમાં ચાર ફોટોગ્રાફીક સુંદર ચિત્રો સાથે. દરેકનું મૂલ્ય ૧૨ આના. સઘળા પુસ્તકોનુ પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારે સમજવું.

## પિશાચ-મંદિર—

રેનોલ્ડઝના બ્લૅાઝ સ્ટેન્ચુ પુસ્તકના આધારે આ પુસ્તક લખવામાં આવેલું છે. આમાં ચમત્કારિક ભેદભરમો એવા હૃદયદ્રાવક અને આકર્ષક આપેલા છે કે એક વાર વાંચવા લીધા પછી તે સંપૂર્ણ વાંચ્યા સિવાય મુકાતું નથી; એટલુંજ નહિ પણ આ પુસ્તક પહેલીજ વાર વાંચતાં પાત્રો પ્રત્યે જે ભાવ ઉત્પન્ન થાય છે તે જ ભાવ બીજી વાર વાંચતાં ઘણો સ્પષ્ટ થતો હોવાથી જે સંવાદો અરસપરસ થાય છે તે એવા આકર્ષક જણાય છે કે તે વાંચવાથી અત્યાનંદ થાય છે અને તેટલાજ માટે તેના મૂળ લેખક આ પુસ્તકને બે ચાર વાર વાંચવાની ખાસ ભલામણ કરે છે. આ પુસ્તકમાં સુંદર આકર્ષક ફોટો ઝીન્કોનાં પાંચ ચિત્રો આપેલાં છે. આજેજ મંગાવી ખાત્રી કરો. પાકું પુઠું લગભગ ૨૫૦ પૃષ્ઠ છતાં કિં. રૂપિયા બે પોસ્ટેજ માફ.

### રા. ત્ર્યબંકલાલ જીવરાજ જોશીકૃત રસિક નવલકથાઓ.

## મુરાદેવી અથવા માર્યવંશનો અભ્યુદય-

આ પુસ્તકમાં મગધ દેશના રાજકર્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્ય વિદ્યાવિશારદ ચાણકય દેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરના રાજાનંદિની

મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા. મહારાણી મુરાદેવીના કંકણની ચોરી થતાં રાજા ધનનંદનની કેવી વિચિત્ર સ્થિતિ થઇ હતી. મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમજાતું કેવી દક્ષતા દર્શાવી હતી. આદિ સર્વ ઘટનાઓ વાંચતાં વારની પૂર્વ ઇતિહાસ તેમજ નૈતિક સિદ્ધાંતોનું સારૂં જ્ઞાન મળી શકે તેમ છે, સ્ત્રીઓ તથા બાળકોના હાથમાં ઘણુ આ પુસ્તક વિનાસંકોચે વાંચવા આપી શકાય તેમ છે ચાર સુંદર આકર્ષક ફોટોગ્રાફીક ચિત્ર સહિત, કાગળ ગ્લેજ ઉંચા પાકું પુઠું છતાં કિંમત રૂ. ૨ પોસ્ટેજ માફ.

## કલન્દરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર.

આ પુસ્તકમાં નવીન નવીન વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ભયંકર ખૂનરેજી અને લોહીની નદીયો વ્હેવડાવનારાં દ્રશ્યોનો આબેહુબ ચિતાર આપે તેવાં કેટલાંક પાત્રો આ નવલકથાની રંગભૂમિપર કામ કરીને વાંચનારને કયારેક સ્તંભિત બનાવી દે છે તો કયારેક થરથર કમ્પાવી મૂકે છે. નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અર્થવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં દ્રશ્ય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે. તે સર્વ વિષયો વાંચતાં વાંચકની આંખમાંથી આંસુની ધારા વ્હેવા માંડે છે. કોમળ હૃદયની કામિનીઓ પ્રેમને માટે કેટલાં બધાં સાહસો વેઠીને, જીવનનું બલિદાન આપવાની તૈયારી કરીને તે અન્ય પુરૂષના પ્રેમને સંપાદન કરે છે, એ વાંચતાં વાંચતાં શરીરમાં કયારેક કંપનો આવિર્ભાવ થાય છે તો કયારેક માત્ર શિથિલ થઇ જાય છે. તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતા એ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા પાપીનો ભયંકર જુલ્મ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર ભોંયરામાંના ભેદ ભરેલાં કુકર્મો, મનુષ્યના અવતારમાં પેદા થયેલ શયતાનો, અમૃતમાં હળાહળ ભરનારી ભામીનિઓ, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધારજ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. **ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો સહિત.** પૃષ્ટ ૩૦૦ પાકુ પુઠું મૂલ્ય ૧-૮-૦

મળવાનું ઠેકાણું,

**બુકસેલર—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

**કંગાલ કેદી** અથવા સ્નેહબંધન હતભાગ્ય કેદી રંગનાથનું અપૂર્વ ઘટનામય જીવન, ફોજદારનો જુલ્મ, આદર્શ હરિપ્રસાદનું પરોપકારી જીવન, સતી સ્નેહલતાની હૃદયભેદક સ્થિતિ, સ્ટીમરમાંથી સમુદ્રમાં જળસમાધિ, સ્વામી સ્નેહજ્યોતિનો અપૂર્વ ઉપદેશ વગેરે અસંખ્ય અસરકારક વિષયોનું આ નવલકથામાં આલેખન કરવામાં આવ્યું છે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ લગભગ ૨૭૦ સુંદર સફેદ કાગળ, આકર્ષક છપાઇ, ચાર મનહર ફોટોગ્રાફિક ચિત્રો, પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૧૨-૦.

**રણઘેલા રજપૂતો** યાને સતીઓનુ શૂરાતન–આ નવલકથા એટલી બધી રસિક અને ચિતાકર્ષક છે કે એક માસમાંજ તેની પાંચસો નકલો ખપી ગઇ છે જે રણઘેલા રજપૂતોએ જનની જન્મભૂમિની સ્વતંત્રતાને માટે યુદ્ધક્ષેત્રમાં પોતાનાં જીવન સમર્પણ કર્યાં હતાં. જે સતી સાધ્વી રજપૂત સ્ત્રીઓએ યુદ્ધ કરી અપૂર્વ શૂરાતન પ્રદર્શિત કર્યું હતું. એ સઘળો ચિતાર આ નવલકથામાં આપવામાં આવ્યો છે. વીર લુંટારા, અદ્‌ભુત શક્તિ, વિરહવેદના, આદર્શ પતિપ્રેમ, યવનોની વિલાસ પ્રિયતા; છળ, કપટ, દગો તેમજ પપંચના અનેક વિષયોથી ભરપૂર આ નવલકથાની લોકપ્રિયતા જોઇ અત્યારથી આજ નામથી બીજી નવલકથા છપાવા માંડી છે માટે ‘ **સતીઓનું શુરાતન** ’ નામ વાંચી ઓર્ડર લખશો. પૃષ્ઠ સંખ્યા ૩૫૫ પાકું પૂંઠું છતાં કિમ્મત રૂ. ૧-૮-૦.

**પિશાચિની કે પ્રેમદા**–આ નવલકથામાં એક પછી એક એવા ભયંકર રુવાં ઉભાં કરે એવા પ્રસંગો બને છે કે, જેથી વાંચનાર વિસ્મિત બની જાય તેમ છે ભૂત પ્રેતની ભયંકકર લીલાના પરિણામે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, સુંદરી લીલાવતીનો પ્રણયરંગ, વિધવા કિશોરીના હૃદય વ્યથા વગેરે વાંચતાં વાચક તલ્લીન બની જાય તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦ ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પૂંઠું. કિંમત ૧--૮૦.

**કમનસીબ લીલા:—** કેળવાયેલા યુવકને અમુકજ કન્યા સાથે પરણવાની ફરજ પાડવાથી માતા પીતા અને પુત્ર કેવું દુઃખ ઉઠાવે છે. તેમનો સંસાર કેવો વિષમય બને છે; તેમજ કેવળ લાવણ્ય અને ફેશનથી ભરેલી ઉચ્છ્રંખલ અબળા સાથે પરણવાની લાલસા રાખનાર યુવક કેવા દુઃખ ઉઠાવે છે, સ્વાર્થ માટે તે કેટલા નીચ કામ કરે છે. કેળવાયેલા યુવકની દુનીયામાં શું ફરજ છે ? તેનું જીવન કેવું હોવું જોઇએ ? વિગેરે અનેક સંસારિક ઘટનાઓ તાદૃષ્ય મ્હો આગળ ઊભીજ હોય એમ વર્ણવી છે. સાથે ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો આપવામાં આવ્યા છે. કાગળ ઉંચા, લાયબ્રેરીને શોભાવે તેવું પાકું પૂઠું છતાં કી. રૂ. ૧ાા પોસ્ટેજ માફ.

**જીવન શિક્ષા—** સુપ્રસિદ્ધ અમેરીકન વિદુષીબાઇ મીસીસ ઇલીઝાબેથ ટાઉનનાં **"લેસન્સ ઇન લીવીંગ"** નામના પુસ્તકનું આ ભાષાન્તર છે. આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, પ્રકૃતિનો તમસ્સ્વભાવ, પાપનું રૂપાન્તર, નૂતનમતનું ધોરણ, વિકાસક્રમ અને મુક્ત તથા શાશ્વત જીવન, વિશ્વચેતા, સર્વજ્ઞ શી રીતે થવું ? મનના સંદેશાની નવી પદ્ધતિ, માનસિક અન્તઃપ્રવેશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, આબાદાનીનો ઇલાજ, આરોગ્યતા તથા આબાદાનીના સિદ્ધાન્તો તથા ઇલાજો, મનની અને શરીરની પરસ્પર ક્રિયા, સારો દિવસ શી રીતે નિર્ગમવો ? તમારૂ આત્મગાન વિગેરે જીવનના ઉંચામાં ઉંચા સિદ્ધાન્તો ઘણા સારા સમજાવ્યા છે. આ પુસ્તકની ઇંગ્રેજીમાં લાખો નકલો ખપી ગઇ છે એજ આ પુસ્તકનું મહત્વ બતાવે છે. મીસીસ ઇલીઝાબેથ ટાઉન " ધી નાનટીલસ' નામક સર્વ વિદ્યા પૂર્ણ માસિકનાં સંપાદિકા છે. અને તેની પ્રતિમાસે બે લાખ પ્રતો નીકળે છે. એજ એમની વિદ્વતાની સાક્ષ આપે છે. કાગળ ગ્લેજ ઉંચા પુંઠુ પાકું લાયબ્રેરીમાં રાખવા યોગ્ય છતાં કિ. રૂ. ૧ાા પોસ્ટેજ માફ.